૫૦૬૩

# ઓ મારી બેહેન!

(એક પેચવન કથા)

---

**વાલમ ૧ લું.**

---

રચનાર—**જાહાંગીર બેહરામજી મરઝબાન,**

તે તારાબાઈ—દ્રૈતક સંગ્રહ—મુંબઈથી કાશમીર—જુલામરી—અક્કલના
સમુદર—ટોચકા સંગ્રહ—રમુજી ફકરા સંગ્રહ—તલેસમ—
ઝુલુ ગોરાણી—ખુશ દર્પણ—વગેરેના કરતા.



**મુંબઈ:**

**જામે જમશેદ સ્ટીમ પ્રેસમાં**

મેસરસ જાહાંગીર બે. મરઝબાનની કુાં૦ એ છાપ્યું છે.

---

૧૮૯૨.

# ઓ મારી બેહેન!



## પ્રકરણ ૧.

### પેહેલી સલામ—કથાનું મંડાણ.

થોડાં વરસની વાત ઉપર શ્રી લાહોર શેહેર મધે એક ગજબ નાક બનાવ બન્યો. વાંચનારને હંમેશ ખુશ બનાવો વધારે પસંદ પડે છે, પણ કોઇ વાર ના પસંદ બનાવોનું દાસ્તાન વાંચવા વગર ચાલતું નથી. તે વાર લાહોરનું સ્ટેશન કાંપથી ઘણું આશ્રે એટલે જે સુમારે બે મૈલ દુર હતું. આ લીધે આગગાડીમાં આવતા મુસાફરોને જો કાંપમાં જવું હોય તો આંચકા ઉંચકી ખાતા ટાંગામાં જવું પડતું. આ રસ્તો એવો દેકાં ધરીયાવાળો હતો કે કોઇના કલેજાંને જો લગાર સાવધ કરવું હોય તો ત્યાં જવાથી પાર પડે.

તા૦ ૧૦ મી માર્ચ ૧૮૪૮ અને સુકરવારની સાંજે રાબેતા મુજબ તડુનો ટાંગો ડોળા ખાતો સ્ટેશન ભણીથી કાંપ તરફ આવી લાગ્યો. મેન સ્ત્રીટમાં એક ઈંગ્રેજની કપડની દુકાન હતી તેમાં એક ઘરડી ઇંગ્રેજ સ્ત્રી સામાણ આમ તેમ ઉંચો નીચો કરતી હતી ત્યાં આ ટાંગો આવીને ઉભો અને માંહેથી એક જુવાન ખુબસુરત ઈંગ્રેજી લેડી ઉતરી. કેહવાની કાંઇ જરૂર ન હશે કે આ છોકરવન મડમ એક

પુતળું હતું. દુકાનવાળી ડોસી મીસીસ રીચ તો તેને જોઇને છક થઇ ગઈ. બ્લુ આંખ, ગોલાબી ગાલ, લાલ હોઠ, અને અણીયાળું નાક સાથે આશરે વીસ વરસની ઉમ્મર!

આ જુવાન લેડી દુકાનમાં દાખલ થઇ, અને ખુરશી ઉપર બેસી જઇને હાંફવા લાગી. મીસીસ રીચે તુરત તેણીની ટોપી કાહાડીને ટેબલ ઉપર મુકી અને માયાથી પુછ્યું "શું છે? કાંઇ જોઇએ છે?"

"ઓ! મને જરા પીવાનું પાણી મેહેરબાની કરીને આપો–મારો જીવ ફરેછ, આએ અભાગણી ગાડીના આંચકાએ મારી તબીયત બગડી આવીછ."

ઘરડી મીસીસ રીચે તુરત પાણી લાવી આપ્યું અને પંખો ઉચકી પવન નાખતાં તથા જુવાન બાનુના પેટ આગળ ઉઠાવ જોતાં બોલી "તમારી આવી હાલતમાં તમોએ આવી ગાડીમાં આંચકો ખાવો નહીં હતો. એમાંથી કોઈવાર મોટી ખરાબી થાયછ."

"બાઇ, હું છેક લાંબેથી મુસાફરી કરતી આવીછ તેથી ઠાક ચહડી ગેઈ. હવે હું સારી પેઠે છેઉં. મેહેરબાની કરી કેહશો કે અહીં કોઇ સારૂં હાટલ અથવા ખાનગી ઘર છે કે જ્યાં હું થોડા દાહાડા આસાનીથી રહી શકું?"

"હાટલ? અહીં ઇંગ્રેજ મુસાફર એટલા બધા તે કેટલા આવેછ કે હાટલનું પેટ ભરાય? અહીં હાટલ તો નથી, પણ પાસેના મોહોલામાં એક સારજંટની વીધવા છે તેના બંગલામાં ઉપલો માળ ભાડે આપવાનો હતો ખરો. એ ડોસી સારૂં માણુસ છે, તમે કેહો તો હુ તેને બોલાવી મંગાઉં."

"નહીં--હું પોતેજ જઇને વાત કરસ. પેહેલાં જગા જોઉં પછી વાત. તમારી ઘણી મેહેરબાની થઇ. આ મારી પેટી છે તે જરા વાર રાખો. હું પછી મારાં માણસ પાસે મંગાવી લેઇશ."

"હા, મોટી ખુશી સાથે--શું નામ કહ્યુંજી?"

"મારૂં નામ મીસીસ કેન--ને પેલી બંગલાવાલી વાઇધ-વાનુ નામ શું?"

"મીસીસ ગોલ્ડ."

જુવાન સ્ત્રી પાછી ગાડીમાં બેઠી અને બે ચાર મીનીટમાં મીસીસ ગોલ્ડના ઘર આગળ આવી પુગી. માંહે જઈ ખબર કાહાડતાં જણાયું કે માળ ભાડે આપવાનો હતો. મીસીસ કેનને જગા પસંદ આવી અને ભાડું ઠરાવ્યું. મીસીસ ગોલ્ડ સુમારે સાઠ વરસના હતાં, તેવણ આ નવા આવનારના પેટ ગમ જોવા લાગ્યાં જે સમજી જઇ મીસીસ કેન બોલી "તમે જોયું હશે કે થોડી મુદતમાં મને અહીં છુટકો થશે—તમને તેની કંઇ અડચણ તો નથી?"

"નહીં-મને તેમાં શું--પણ તે વાર મદદ કરવા સારૂં કોઇને બોલાવવી પડશે-મારેથી કંઇ બનશે નહીં જો."

"કાંઈ હરકત નહીં—હું બધી ગોઠવણ કરીશ."

આ પ્રમાણે સારૂં ઠેકાયું. મીસીસ કેને પોતાની પેટી મંગાવી અને સુવાના ઓરડામાં કપડાં બદલવા જતાં મીસીસ ગોલ્ડને ચાહ બનાવવાની વરદી આપી. આ ડોસીએ પોતા-ના નવાં ભાડુતને ખવાડવાનું પણ માથે લીધું હતું અને

ભાડાં તથા ખાધાનું મળી દર માસનાં રૂપયા ૬૦ પડયા હતા. મીસીસ કેને પોતાના સોનેરી બાલ છોડી નાંખી ખભાં ઉપર લટકતા નાખ્યા હતા અને અંગમાં કાળો રેશમી ડ્રેસ પેહેરયો હતો તેથી ડોસીની નજરમાં તે કોઇ રાજવંશી જેવી લાગતી હતી. આવાં સોવામણાં ભાડુતને લીધે મીસીસ ગોલ્ડ મગરૂર હતી અને તેનું કાંઇ પણ કામ કરવાને ખુશી હતી.

"બેસો, મીસીસ ગોલ્ડ, મારે તમુને કાંઇ પુછવું છે."

"હાજી, બેસોની. હું ચાહેનાં વાસણ ઊચાં મુકીને આવી."

"ચાહેના વાસણની ચીંતા નથી. પછી લઇ જજો—હું જાણવા એમ માગું છ કે અહીં કાંપમાં ડાકટરો કોણ કોણ છે?"

"જી, અહીં એકનો ડાકટર ગરે કરીને બે ભાઇઓ છે." ડોસાં આગળ ચલાવશે એવી વકી ખોટી પડી એટલે મીસીસ કેને પુછયું. "બીજું કોઇ?"

"મી૦ જાન ગ્રે વડો ભાઈ છે તે અગાઉ લશકરમાં અપાથીકેરી હતો અને નાહાનો ભાઇ મી૦ સ્ટીફન ગ્રે છે તે અસલ મીરતમાં હતો. બેઉ ભાઇઓ ઘણા સારા છે ને અત્યાર સુધી કાંપની ઘરાકી એ લોકના હાથમાંજ હતી."

"તારે શું એ બે ભાઇઓ સીવાય અહીં બીજો કોઈ ડાકટર નથી?" જુવાન બાનુએ લગાર અચરતીથી પુછયું.

"થોડાજ મહીના થયા એક બીજો બાહેરગામથી આવ્યો છ. મી૦ જાન ને મી૦ સ્ટીફનથી અમારી બધી ગરજ સરતી હતી, પણ આએ વળી નકામું કવાબમાં હાડકું આવ્યું છ."

"તેનું નામ શું ?"

"ડાકટર કાર્લટન તો કેહેછ—ઘણા એસફ઼ે છે. છે તો ત્રીસેક વરસના પણ તોર ઘણો રાખેછ ને બગી દડકાવીને બધાને ગભરાવી મુકેછ."

"તારે એની પાસે પૈસા હશે ?"

"અરે કોણના કાકાના—લોક તો કેહેછ કે એમ કરીને ઘરાકો મેળવવાને આએ બધો જુઠો ભપકો છે."

"એ ડાકટર કાર્લટન હુશીયાર છે કે ?"

"હા, તે વાત તો ખરી. લોક કેહછ કે એ હુશીયાર તો ઘણો છે. એની ઘરાકી ઘણી જલદી વધી ગઈ અને તેથી ડાકટર જાન ને ડાકટર સ્ટીફનને નુકશાન થયું ખરૂં."

"અહીંના કોઈ સારાં, જાણીતાં યુરોપીઅન કુટુંબમાં ડાકટર કાર્લટનની પ્રાકટીસ હશેની ?"

"હા, હમણાજ કોઇ કેપટન ચેસની કરીને બાહારગામથી આયોછ જેને સખત નજલો થયલો છે તાંહ ડાકટર કાર્લટન દવા કરેછ. એ કેપટન ચેસની છે તો વાહાણનો કપટાન પણ કંઇ એના નાકમાં ગંધ છે! કોઇ સાથ મળવું નહીં, બેટવું નહીં—એની ત્રણ છોકરીઓ છે. એક તો જરા ઊંમરની છે, બીજી ઘણી ખુબસુરત છે ને ત્રીજી તો હજી બચ્ચુ છે. ડાકટર કાર્લટન તાંહ ઘડી ઘડી જાય છે—પણ—ઓ માયરે ! શું છે ?"

મીસીસ ગોલ્ડ સોર પાડી ઉઠયાં, કેમજે મીસીસ કેનનો જીવ બગડી આવ્યો હતો અને તેણીએ ખુરશી ઉપર ધડ

નાખી દીધુ હતું. ડોસી ઘણી બીકણુ હતી, તેણીએ હભતાઇ ને મીસીસ કેનનું ડોકું ઊંચકયું પણુ ફોકટ. વગર વીચાર કરવે મીસીસ ગોલ્ડ ભોંયતળીએ દોડી ગઇ અને પાસેના ખંઅમાં જ્યાં એક જુવાન મુસલમાની આયા અને એક યુરેઝીઅશન સ્ત્રી બેસીને કાંઈ કામ કરતાં હતાં તેઓને કહયું:—

" ઓ મોદાને ખાતર કોઇ આવો રે—મારે તાંહ જે બાનુત બાઈ આજે આવી તે ખુરશી પર બેઠાં બેઠાં મરી ગઇછ."

મુસલમની આયા પોતાનું હાથમાનું સીવવાનું મુકી દઈ ઝડપમાં ઉઠી, પણુ પેલી બીજીએ તો પોતાનું કામ ચાલુજ રાખ્યું.

" તું નકામી બીહેછ, મુન્ના; તું એ ઘાંખરીને હજુર બરાબર ઓળખતી નથી. એને તો એક ઊંદરને જોઇનેબી ચીશ પાડવાની ટેવ છે, પણુ તુને ગમે તો જા ને જો કે શું છે."

જુવાન મુન્ના દોડી આવી. મુન્ના હતી તો સાંવળી પણુ સોવામણી હતી. તે તુરત મીસીસ કેન આગળ ગઈ અને ઝડપમાં ઠંડું પાણી લઇને તેણીના મોહ ઉપર છાંટયું. મીસીસ કેન તટાર થઇ અને નબલા સાથે બોલી " તમે શું કરવા એટલાં ઘભરાયાં ? જયારથી હું આ હાલતમાં આવીછ ત્યારથી અવારનવાર મારો જીવ ફરી આવવાની મને આદત છે. મારે તમુને અગાઉથી ચેતાવવા હતાં."

મીસીસ કેનની ઇછાથી તેણીની લખવાની ઈસકોત્રી આગળ આણી મુકીને બન્ને જણુ ઓરડામાંથી બાહાર ગયા.

મીસીસ ગોલ્ડ અને મુન્ના ઓટલા ઉપર બેશીને વાતો કરેછ. મુન્નાએ અચરતીથી પુછ્યું " પણુ એ મડમ છે કોણુ ?"

"કોણ જાણે ? મીસીસ ફીચની દુકાનમાંથી તો આવી, પણ મુન્ના, એ કેવી ખુબસુરત છે ?"

"એ પરણેલી હશે કે ?"

"અરે હારે, એના આંગલાં પર વીટી જોઇ કેની ?"

"પણ વીટી ખરીજ હશે તે કેમ જણાય. હોય બા આપરે કેમ કહીએ. એ જુવાન છે, ખુબસુરત છે ને એમ અચબુચ આવી તેથી મેં તો પુછયું. એનો ધણી કાંહ છે ?"

"મેં પુછયુ તે કેહજે બાહારગામ ગીએલો છે."

"તારે એ અંહી કાંહાંથી આવી ?"

"એજ નવાઈ જેવું છે તો. કેહેજે આએ શેહેરમાં પેહલીજ આવીછ. અંહી કોઇ સાથ પીછાણ નથ ને અંહી ડાકટરો કોણ કોણ છે તેની મારી પાસેથી ખબર કાહાડતી હતી."

આટલી વાત થવા પછી માળપરનો ઘાંટ વાગો અને મીસીસ ગોલ્ડ જઇને ઉભી. ટેબલ ઉપર એક સીલ કીધેલું કાગળ પડેલું હતું તે બતાવીને જુવાન અબલા બોલી. "બાઇ, મેહેરબાની કરીને આએ ચીઠી મોકળાવી આપશો ? હું હમણાને હમણા કોઈબી ડાકટરને બોલાવવાની નહીં હતી, પણ મને જરા જરા દુખેછ ને હું ધારૂંછ કે એકુને બોલાઊં તો કંઈ ઊંઘાવાનું આપે."

"હાજી, જાન કે સ્ટીફન બેહુ અંહીથી ઘણા પાસેજ રેહછ પણ તમારો વખત નજદીક છે કે ? એતો અમથું બા હોય જો."

"નહીં—નહીં—તેને તો બે મહીનાનો વાર છે, પણ મારી તબીયત ઠીક નથી તેથી મને બીક લાગેછ, એક ચોકસ દવા મને ઘણી માફક આવેછ તે લેવાની મારી મરજી છે. આએ મુસલમાની છોકરી મજાની દેખાવલી છે. એ કોણ તમારી નોકરીમાં છે કે?"

"નહીં જી, હું ગરીબ માણસ આયા કાંહાંથી રાખું. એ તો મારી પડોસમાં રેહછ, એની બેહેન છે તે પાસેના બંગલામાં નોકરી છે. હું એનીજ પાસે ચીઠી મોકલાવી આપશ."

મીસીસ ગોલ્ડ ચીઠી. ઉપાડીને ચાલતાં થયાં "જરા સબર કરો. એ કોણુના સરનામાંની છે તે તમે જોઇ કે?"

"ઓ, એતો ડાકટર કાર્લટનનું સરનામું છે?"

"તેમાં શું? કાંઇ વાંધો છે?"

"નહીં જી, પણ પેલા બે ગ્રે ભાઈઓ ઘણા સારા ને સમજુ છે."

"હોશે, પણ જ્યારે સાંજના તમે મને બધાં નામો કહયાં ત્યારથીજ મી૦ કાર્લટનને બોલાવવાનો મેં વીચાર કરી મુકયો હતો. બચારા નવા ડાકટરોને મદદ કરવાની આપરી ફરજ છે; તમુને કાંઈ બીજો વાંધો તો નથી ની?"

"નહીં જી, મને વાંધો શાનો? એબી સારો ડાકટર છે પણ ડાકટર જાન ઘણા વરસ થયાં મારી દવા કરેછ ને એક પૈસો લીધો નથી તેથી હું તો બોલી. હું હમણાં ચીઠી મોકલાવી આપુંછ."

"હાજી, ઘણી મેહરબાની, મેં એને આજે રાતનાજ બોલાવ્યોછ."

ડોસાં હેઠે ગયાં અને ચશમો ચહડાવીને સરનામું ફરીથી વાંચ્યું. "અરે વાહ! આએબી નવાઈ જેવું 'ડાકટર લુઇસ કાર્લેટન' ને પોંચે. એને કેમ જાણ્યું કે એનું પેહેલું નામ લુઇસ છે? હું તો કંઇ બોલી નથી, હું અત્યાર સુધી એનું પેહેલું નામ જાણુતીજ નહીં હતી."

મુન્નાએ આ શક તોડયો. "ડાકટરના દરવાજા ઉપર પાતીયું મારયું છે, તે ઉપર "લુઇસ" લખેલું છે તે જોયુ હોય કે વખતે મીસીસ રીચને તાંહથી ખબર કાહાડી હોય."

"હા—હા—હા—એમજ એમજ, જાંહાં છે તાંહ મીસીસ રીચે જાનને સ્ટીફનની ગીનીસ કરીને કાર્લેટનને સાતમે આસમાને ચહડાવેલો. મીસીસ રીચને એમ કરવું ઘટે નહીં."

"આપરે કેમ જાણીએ. વખતે તમે ન્યુસપેપર આપ્યુ તે પર ડાકટર કાર્લેટનની "જાહેર ખબર" છપાયલી છે તે વાંચી હોય. પણ કાંય ડાકટરનું શું કામ પડયું? હાલને કાજ કાંઇ કામ વધે એવું દેખાતું તો નથી?"

"મુન્ના, મારાં હાડકે હાડકાં ધુજેછ. તેને હજુ તો બે મહીનાનો વાર છે પણ પેલી ટાંગામાં એને જબરદસ્ત આંચકો લાગો ને સાથે લાગો એનો જીવ બગડી આયો. જરા આએ ચીઠી આપી આવેછ મુન્ના?"

મુન્ના ઉઠી અને ચીઠી લઇને ઝપાટાબંધ ચાલી. ડાકટર કાર્લેટન આસરે અરધો મૈલ દુર એક ખુબસુરત પણ

એકાંત બંગલામાં રેહતા હતા. બારણું ઠોકતાં એક ઘરકી કપડાં પેહેરેલા દુકતાએ ઉઘાડયું.

" ડાકટર સાહેબ ઘરમાં છે ? "

આ છોકરો જે જાતનો દીલદીવાન હતો તેણે તોછડાઈથી પુછ્યું " શું કામ છે ? "

" તેની તુંને શું પંચાત ? "

" એમ છે કે ? તારે તો સાહેબ ઘેરમાં નથી. "

" નથી તો શોધી લાવ, આએ ચીઠી તાબડતોબ પોચાડવાની છે. એક મરમ ઘણા સીક છે તેવણુ બોલાવેછ. "

" ઓહો ! તમેજ મેહરબાની કરીને તાર હાફીસમાં જાઓ ને તારના પીલર સાથે આએ ચીઠી બાંધી આવો, કેમજે તારે તે તાબડતોબ ડાકટર સાહેબને કલકતે પોંચશે—તેવણ તો આજે સહવારના કલકતે શીધારયાછ. "

" કલકતે ! તારે ત્યારનો બોંસી કેમ મરતો નથી. ને પાછા કયારે આવવાના છે ? "

" એના પગ લાવે તારે—અરે નહીં નહીં માફ કરો. એના બાપ સીક છે તેથી તેવણુનો તાર આયો તો એમ કહી ગીયાછ કે ત્રણ દાહાડામાં પાછો આવશે. "

મુન્નાએ જરાવાર વીચાર કર્યો અને પછી બોલી " ઠીક છે ત્યારે, આએ ચાઠી તારી પાસે રાખ અને એવણુ આવે તારે આપજે, બીજું હું શું કરૂં. ને જરા પાધરૂં બોલવા શીખ નહીં તો કોઈ દાહાડે માર ખાઈ બેશસે. "

## પ્રકરણ ૨.

## એક મુશકેલી આશાન.

મુન્ના પાછી ફરી ત્યારે કપડનાં દુકાન ઉપર મીસીસ ફ્રીચ ઉભેલાં હતાં. "ઓ મુન્ના કાંહાંથી આવી?"

મુન્નાએ બધી હકીકત માંડીને કહીં અને કહયું "મારો ફેરો અકારથ ગીયો. ડાકટર કાર્લટન તો કલકતે ગીએલા છે."

"તે તો હું સહવારની જાણુતી હતી. મેં તુને જતાં જોઇ હતે તો કેહતે. પણ ડાકટરનું શું કામ પડયું? શું નવી મડમ શીક છે કે?"

"હા. દેખાયછ તો ખરી, સાંહાંજના તેની તબીયત એકદમ બગડી આવી ને તેથી ડાકટરને ઉતાવલ કરી તેડયો."

"પણ આપરા ગામના અસલ ડાકટરને છોડી દઇને નવા ડાકટરની ભલામણ મીસીસ ગોલ્ડે કાંય કીધી હોશે?"

"લે, આય વળી જોયું કે? તેવણ તો કેહછ કે નવા ડાકટરનું નામ તમે કહ્યું."

"નારે બા, હું તો તેને બરાબર નજરેબી ઓળખતી નથી. ચાલો મડમને જે ધ્યાનમાં આવ્યું તે ખરૂં. પણ એ નવી મડમ મને ઘણીજ ગમેછ. શું મજાનો એનો ચેહેરો છે."

આટલી વાત કરી મુન્ના દોડી. મીસીસ ગોલ્ડના ઘર આગળ આવતાંજ જોયું તો ત્યાં ઘભરાટ થઇ રહેલો હતો. "ઓ મુન્ના હવે શું કરૂં? સારૂં થયું જે તું આવી. એને તો જણવાનુ દુ:ખેછ"

"દુઃખેછ? ખરેખર?"

"અરે હારે, તારે ગમે તો જઈને જો. ડાકટર કાર્લેટન આવેછે કે?"

મુન્નાએ કશો જવાબ દીધો નહીં, પણ બબ્બે પગથીએ ભુસ્કા મારતી ઉપર ગઇ. જોયછ તો મીસીસ કેન એક ખુરશીના હાથાને મજબુત પકડીને કળવાતી હતી. તેણીના બાલ છુટા પડીને ખભાં ઉપર લટકતા હતા. તે નાચાર મોહોડું કરીને મુન્ના ગમ જોવા લાગી. તેણીનો અતી ખુબશુરત ચેહેરો, મોટી બલુ આંખો અને દયામણો દેખાવ જોઇ મુન્નાના દીલમાં રેહેમ પેદા થઇ.

"કંઈ નહીં—કંઇ નહીં—બીહોના—મારા દીલ પર અટે-લો—હમણાં સારૂં થઈ જશે."

મીસીસ કેને પોતાનું માથું મુન્નાના ખભાં ઉપર મુક્યું. "ઓ હવે શું કરૂં. ડાકટર કાર્લેટન ક્યારે આવશે? કોઇ તેને જઈને ઉતાવળે બોલાવી નહીં લાવે?"

"બાઇ, ડાકટર કાર્લેટન આવે તેમ છેજ નહીં. તેવણ તો આજે સહવારના કલકતે ગીયાછ."

મીસીસ કેને જરા ડોકું ઊંચું કીધું, ને નીરાશીની એક ચી-ચારી પાડી અને પછી નસોસ થઈને પાછી પડી.

"બાઈ, એમ શું કરવા કરોછ? બધા ડાકટર તમુને તો અજાણા છે એટલે સર્વે સરખા. જો તમે ડાકટર એમાંથી કોઇનેબી બોલાવશો તો તમુને જરૂર તેઓ પસંદ આવશે. બચારા ઘણા ભલા માણસ છે. જરા ધીરજ ધરો તમુને ડાકટર કાર્લેટન શા આધાર ઉપરથી પસંદ આવ્યા?"

મીસીસ કેનની આંખો આંસુથી ભરેલી હતી. તે હળવેથી બોલી "હું ડાકટર કાર્લટનને લખીને રોકી ચુકી એટલે હવે બીજાને બોલાવીને બેવડી ફી આપવા જેટલા મારી પાસે પૈસા નથી."

"બેવડી ફી શાની ? કાર્લટન નથી એટલે ગ્રે આવશે અને તે લોક પોતપોતામાં સમજી લેશે. કાર્લટન પાછા આવ્યા પછી જો તમારી ખુશી હશે તો ગ્રેના હાથમાંથી કેસ લેશે."

"હા, મારી ખુશી કાર્લટનનેજ બોલાવવાની છે, કેમજે મારાં કેટલાંક મીત્રો એને ઓળખેછ અને એની હુશીયારીની ઘણી વખાણ કરેછ."

આ વાત ચાલતી હતી તે વાર કેથાં મીસીસ ગોલ્ડ આવીને ઉભાં હતાં. તેવણ વળી પાછાં "ઓ માયરે ઓ બાપરે" કરવા લાગ્યાં. મુન્નાએ બીજાઇને કહ્યું "તમે આ પ્રમાણે કરવું હોય તો બાહાર જાઓ ને જો કામે લાગવું હોય તો જરા જઇને ડાકટર ગ્રેમાંથી એકુને બોલાવી લાવો."

મીસીસ કેન પોતાનું દુઃખ ભુલી જઇ બોલી ઉઠી "નહીં— નહીં—મારે ડાકટર ગ્રે જોઇતા નથી. મને તે લોક ગમતા નથી. કદાચ ડાકટરનું કામ પડશેજ નહીં. મને હમણા જરા કરાર છે. હું ધારૂંછ કે તમે લોક જરા મને સુવા દેશો તો હું ઊંઘાઇ જવશ."

તેણીની આ ખુશી પ્રમાણે તેઓ નીચે ગયાં અને પોત પોતામાં તકરાર કરવા લાગ્યાં. એવામાં માળપરથી વળી પાછો દુઃખનો સાદ આવ્યો. મુન્ના પાછી દોડી ગઇ અને

તેજ ઘડી બાહાર આવીને ડોસાંને કહ્યું "કામ વધારે બગ-ડતુ જાયછ, જલદીથી એકાદ ગ્રેને બોલાવવો પડવાનો."

પણ આ વાત કંઈ ડોસાંના ધ્યાનમાં ઉતરી નહીં "પણ તેનો જોખમ કોણ લે ? એતો ગ્રેને બોલાવવા ના કેહછ તારે શું તેઓની ફી હુ મારી ગાંઠથી આપું કે ?"

"બસ બસ, ડોસાં, માણુસ મરતું હોય ત્યારે એવી પૈસાની વાત તમે કાહાડવી નહીં જોઇએ. તમે માળપર જાઓ, હુ ડાકટરને બોલાવી લાઉં."

ગ્રેનું દવાખાનું પાસેજ હતું. જાન અને સ્ટીફન બેઉ ભાઇઓ સાથેજ રેહતા હતા. બેહુ ભાઈઓ પરણેલા હતા અને બેઉને ત્યાં મોટાં કુટુંબ હતાં. મુન્ના બેધડક ઘરમાં ગઇ. દવાખાનામાં આસરે સોળ વરસની ઉમરનો એક દેખામણો છોકરો કંઇ દવા ઘુટતો હતો. નાહાના ભાઇ સ્ટીફન ગ્રેનો એ એકપુરો દીકરો ફ્રેડરીક હતો

"અલ્લો ! મુન્નુજી, આજે તમારી સવારી એણીમેર ?"

"બાબા, મને ઘણી ઉતાવળછે. બાવાજી નહીંતો કાકાજી ઘેરમાં છે કે ?"

"કાકા જાન તો બાહાર ગયલાછે પણ આવાછે."

"જરા મેહરબાની કરી તેવણને બોલાવી લાવશો ?"

છોકરો તુરત ગયો અને ડાકટર સ્ટીફનને લઇને આવ્યો. સ્ટીફન ખુશ મીજાજી અને સમજુ હતા.

"કેમ મુન્ના, શું છે ? વળી તારો દાંત બાંત દુખેછ કે ?"

મુન્ના ગુચવાયા કીધી તેથી ફ્રેડરીક તુરત બાહાર ગયો અને સઘળી હકીકત સ્ટીફ્નને સાંભળી લીધી. સરેસતાથી ઉલટી રીતે સ્ટીફ્ન જરા વીચારમાં પડયો.

"મુન્ના, ડાકટર કાર્લટનના ઘરાકોની વચ્ચે પડવા હું રાજી નથી. કોઈ કેહશે કે એ બચારાને અમે ફાવવા દેતા નથી."

"તારે સાહેબ, શું એ બાઇ બચારી ડાકટર વગર મરી જાય?"

"મરી જાય! તોબાહ તોબાહ!"

"તારે તમે કે ભાઇ નહીં આવશો તો મદદ વગર જરૂર તે મરી જશે. ડાકટર કાર્લટન તો કલકતે ગયલા છે."

સ્ટીફ્ને જરા વાર વીચાર કીધો "ખરી વાત છે, ચાલ હું હમણાં તારી સાથે આવુંછ. તું કેહછ કે આ બાઇ ઘણી જુવાન છે, એનો ધણી કાંહ છે?"

"બાહાર મુસાફરીએ ગયલો છે. સાહેબ તમારી ખાતરીની કોઇ બઇરાંબી મોકલોતો સારૂં. પેલી મીસીસ ગોલ્ડ તો આવાં કામમાં નકામી છે."

"ઠીકછે—વખત આવે તારે જોઇશું. ફ્રેડરીક, હું પાછો આઉં તેટલાં તારા કાકા આવે તો કેહજે કે હું ગોલ્ડને તાંહ કોઇ બાહારગામથી મડમ આવીછ તેને મદદ કરવા ગયલો છેઉં."

ડાકટર સ્ટીફ્ન આસતે આસતે ચાલતા નીકળ્યા પણ મુન્ના તો આગળથી દોડી. મીસીસ કેનના ઓરડામાં અચબુચ દાખલ થતાં જોયછ તો શેહાણી તો કાગળ લખવામાં રોકાયલાં હતાં.

"કેમ મેમ સાબ, હમણા તબીયત કેમ છે?"

"જરાબી ઠીક નહીં. આએ પીડા ન ધારેલી આગળ આવી ઉભીછ તેથી એક દોસ્તને ખબર કરવા કાગળ લખું છ. જરા મેહરબાની કરી તપાળમાં નાખશો?"

મુન્નાએ જોયું તો કાગળ ઉપર ફકત બે ચાર લીટીઓ લખેલી હતી. તેણીએ કાગળ હાથમાં લીધું.

"જરા આજની રાતનાજ ટપાળમાં જાય તેમ કરજોજી, ને હવે તો તમે કેહતાં હતાં તે ડાકટરને બોલાવવોજ પડશે."

"હું કહી આવીબી. ડાકટર સ્ટીફન અબ ઘડી આવશે. એવણ ઘણા મજાના છે, જો જો તો ખરા."

મુન્ના કાગળ લઇને નીચે ઉતરી. દાદર ઉપર સરનામું વાંચ્યું તો લખેલું હતું "શાહરા ઈઝીકીઅલ, અરમાની સ્ટ્રીટ, કલકતા."

મુન્ના કાગળ લઈને દોડી, અને ડાકટર સ્ટીફન દાખલ થયા. તેવણે હસીને મીસીસ ગોલ્ડને બાહાર કાહાડયાં. મીસીસ કેન એક હાથે ટેબલ પકડીને ઉભાં હતાં અને બીજે હાથે પેટ દાબી રાખીને બારણા ગમ ઈંતેજારીથી જોયા કરતાં હતાં. ડાકટરને દાખલા થતાં જોઇ તેમનું મોહ ખુલી ગયું. તેણીએ હાથ લાંબો કરયો અને તે પકડી ડાકટર સ્ટીફન હસીને બોલ્યા "શું છે?"

જવાબ દેતી વખત મીસીસ કેનની આંખમાં પાણી આવી ગયાં હતાં. "ડાકટર મને ઘણુંજ દરદ થાયછ, કેહોની, હું જીવશ કે? હું મરી તો નહીં જાઊં?"

"પણ શું કામ? એમ સેહલાઈથી મરી જવાતું હશે! પચાસ સાહાઠ વરસ પછી મરવાની વાત કરજો. હમણાં નહીં. બેસો બેસો જરા તમારી હકીકત તો કેહો."

"તમારી ઘણી મેહરબાની થઇ. ડાકટર તો તમારા જેવાજ જોઇએ. પણ હું કાંઇબી કેહું તેની અગાઉ મારે તમુને ચેતાવવું જોઇએ કે હું ડાકટર કાર્લેટનનુ ઘરાક છેઊં. તેવણ બાહાર ગયલા છે એવી મને ખબર નહીં તે અગાઉ મેં તેવણુને રોકી મુકવાની ચીઠી લખી હતી. હું અહીં તદન નવીજ છેઊં ને ડાકટર કાર્લેટનની હુશીયારી વીશે મેં કોઈ દોસ્તોથી સાંભળ્યું હતું તેથી મેં તેવણને લખ્યું."

"કંઇ ચીંતા નહીં. હુ તમુને ડાકટર કાર્લેટન પાછા ફરે ત્યાં સુધી મદદ આપીશ, અને પછી તેવણ તમારી દવા કરશે. તમારિ આગળ કોઇ છે કે?"

"હાલ તો કોઇ નથી, પણ એક સહીને બોલાવવા મેં આજેજ ટપાલમાં કાગળ લખ્યુંછ. બીજા બે મહીના સુધાં હજુ મારો ટાઇમ હોવાથી હું ભરૂસે રહી."

"ને કદાચ બીજા બે મહીના નીકળીબી જાય. બાઇ તમુને જ્યારે છ સાત છોકરાં થશે ત્યારે આએ ખોટો ધબ-કારો શું છે તે સમજશો. મેં સાંભળ્યું કે તમારા ધણી બાહાર ગેયલા છે?"

બાઈએ ડોકું હલાવીને હા પાડી.

પણ એ ખોટો ધબકારો ન હતો હર પલે દુખવાનું વધવા લાગ્યું, અને ડાકટર સ્ટીફન બાહાર જઇને મુન્નાને બોલાવી લાવ્યો." મુન્ના તું મારી આગળ ઉભી રહીને મને મદદ કરજે. મીસીસ ગોલ્ડ તો તદન રદ બાતલ છે. જરા આએ બાઇની પેટી ઊઘાડીને જો. એ કેહછ કે તેમાં કપડાં વગેરે બાંધેલાં છે. ચાલ વેક તો વેહલી."

"હાજી, પણ નીચે પેલી ડોસી કાંસ કરાંજમાં પડીછ તેનું કેમ કરૂં."

"તે શું કરેછ; કાંઇ કામે મોકલી દેની."

"દાદર પર કાને હાથ ધાંકીને બેઠાંછ."

"સબર, મારી પાસે એનો ઉપાય છે—મીસીસ—ગોલ્ડ—મીસીસ—ગોલ્ડ—તમે લાલ ચોકમાં મુસાની ચાહાલી જાણોછ કે?"

"હાજી,—ઓ માય આવોરે મારા પગે પગ ધ્રુજેછ."

"તારે ચાલો, ત્યાં જલદીથી દોડી જાઓ, તમારે જોઇએ તો રસતામાં ગમે એટલાં ધ્રુજજો—તાંહ જઇને પેલી મમદુ આયાછે તેને મારે નામે બોલાવી લાવો. શું કામછે તે બરાબર સમજાવજો."

ડોસાંતો ત્યાંથી સટકી ગયાં અને થોડીવારમાં એક પીપ જેવી, જાડી ભેંસ જેવી ફરગણ આયાને લઇને પાછાં આવ્યાં. આ ડાકણ જેવી આયાએ બગલમાં કપડાંની ગાંસડી મારેલી

હતી. તેણીએ દાખલ થતાંજ ડાકટરને નમીને સલામ કીધી. ડાકટરતો લગાર ખીજાઇને જોવા લાગ્યા "તુને કોણે બોલાવી મારીઆન ?"

"જી, હું પોતેજ આવી, તમે મમદુને બોલાવી પણ તેતો સુવાવડ કરવા ગયલીછે તેથી હું આવી."

ડાકટર સ્ટીફ્ને બીજી આયાઓ કોણ મળી શકે તે વીશે વીચાર કીધો, પણ કોઇ યાદ નહીં આવ્યાથી મારીઆનને બાહાર બોલાવી.

"જો મારીઆન, તુને શું બુરી ટેપ છે તે તું જાણેછ જો આએ કેસમાં જરાબી ફરીયાદ સાંભળીછ તો મારાં— મારા ભાઇની ઘરાકીમાં ફરીથી તારો પગ દાખલ થવા દેઇશ નહીં. તું તારૂં કામ બરાબર સમજેછ, પણ તું છાંટો લેછ તારે બીલકુલ નકામીછે."

મારીઆને ભચડી કચડીને એક ટીપું આંસુ કહાડયું. જો એક ટીપું દારૂને હાથ લગાડું તો મમા મારી ના સમ. તે રાતે ઘરમાં ગરબડ ઘણી હતી, પણ સવાર પડતામાં તો બધું સમાધાન થઇ ગયું. મારીઆનના ખોળામાં ફ્લાનલમાં લપેટેલું એક નાહાનું—ઘણું નાહાનું બાળક હતું.

મુન્નાએ આખી રાત મીસીસ કેન આગળ રહી ચાકરી કરી હતી. જો કે એક મડમ અને બીજી મુસલમાન હતી તોએ તેઓ વચ્ચે એક જાતની મમતા શોરૂ થઇ હતી.

ડાકટર જતી વખત બોલ્યા "સાબાસ મુન્ના, તું ઘણી કા. મની છે હો."

"જી, બાઇ સારી પેઠે છે કે?"

"ઘણીજ સારી પેઠે. બે ચાર દાહાડામાં તટાર થઇ જશે. મુન્ના જરા મારીઆન ઉપર નજર રાખજે. હું બે કલાકમાં પાછો આવશ."

આખો દાહાડો તો સઘળો મામલો ઠીક ચાલ્યો. મારીઆન બચ્ચાંની માવજત કરતી અને મુન્ના મડમ આગળ હતી. અચઅુચ મડમે પુછ્યું "મુન્ના તું અંહી કેમ આવી? તું ચાકરી નથી કે?"

"નહીં જી, હાલ ચાકરી નથી, મારાં સાહેબ ને મડમ વેલાત ગીએલાં છે તેઓને પાછા આવતાં બીજાં બે વરસ લાગશે."

"વારૂં એબી ખોદાની મેહરબાની. હુ તો ઘણી બીહીતી હતી કે આગ્નેસ ડારી ગોલ્ડ સાથ મારો કેમ પાટલો ફાવશે, પણ તેટલાં એંજગબી તું નીકલી આવી. તું હવે મારા આગળ રેહશે કેની?"

"હાજી, મારી આંખો પર" પેહલાં મુન્નાને આ મડમ વીશે શક હતો કે તેના આંગળાં ઉપર શાહીની નીશાન છે તે ખરી હશે કે ખોટી, પણ તે સઘળો અવીસ્વાસ હવે નીકળી ગયો. પાપી માણુસ ખોદાનું નામ આવી સફાઈથી કધુ લેજ નહીં.

એણીમેર મીસીસ કેન પડી પડી મુન્ના ગમ જોતી હતી. શું મજાનો છોકરીનો ચેહરો છે. એ સફેદબી કેટલી બધી છે. જાંહાં છે તાંહ પઠાણ કે પેશાવરી જાત હશે.

"મુન્ના મારી ઇસકોત્રી કાંહછે ?"

"અહીં મેઝપર છેજી."

"આએ કુંચીથી ઊઘાડ, ને એમાં જમણા ખાનામાં એક લાકીટ છે તે લઈ આવ."

મુન્નાએ લાકીટ કાહાડી આપી. તે ઉપર જીણા મોતી જડેલાં હતાં, અને વચમાં C અક્ષર પાડેલો હતો.

"મુન્ના, એ તું લે. મારી તરફથી તુને બક્ષીશ છે."

"ઓ બાઈ ! એ કીમતી દાગીનો મારે કામનો નહીં."

"કેમ નહીં ! મારી ખુશી એ તુનેજ આપવાની છે તેથી તું લેશે નહીં તો મારો જીવ દુખાશે. તેં મારી ઘણી ચાકરી કીધીછ તેથી એ કરતાં તારો ઉપકાર મારા ઉપર ઘણો છે."

"વારૂ બાઇ, હું જીવસ તાંહ સુધી એ મારી પાસે રાખશ.

---

## પ્રકરણ ૩.

## રેલવે સ્ટેશન ઉપર મેલાપ.

"ઓ, એ કેટલા વાગેછ ?"

આ સવાલ મીસીસ કેન તરફથી નીકળ્યો. તે સેહેજ લોપણમાં પડી હતી અને ભોંયતળીએ ઘડીયાલ વાગવાથી જાગી ઉઠી.

"આઠ વાગાજી" મુન્નાએ જવાબ દીધો.

"આઠ ! તેં મને કહ્યું હતુ ની કે કલકતા ગગની ટ્રેન સાત વાગતે આવેછ?"

"હાજી, ટ્રેન તો આવીબી; કેમજે મેં ટાંગો ઉતારૂઓને લઈને જતાં જોયો.

"તારે એ કેમ નહીં આવી ? પેલી સહીને મેં કાળે કાગળ લખ્યું તે આજે આવવી જોઈયે. તે કાગળ આજે સહવારના પોંચ્યું હશે અને જો તુરત નીકળી પડને તો આજે આવી પોંહોંચતે. મુન્ના, તેં બરાબર કાગળ ટપાળમાં નાખ્યું હતું કેની ?"

"અરે હારેજી, પણ એક બીજી ટ્રેન મોડી રાતનાંબી આવેછ."

મીસીસ કેન કાંઇ બોલી નહીં—જરા વાર રહી તે પુછી ઉઠી "મુન્ના તું ધારેછ કે મારો બુચો જીવશે ? કેટલો નાહાનો છે !"

" એમ નહીં બોલીએ બાઇ. જીવશે નહીં તો એને શું છે? નાહાનો છે પણ તંદરોસત છે. તમે એને ધવાડશો તો સારો થશે.

" ઓ મુન્ના, તેમ મારેથી કબુ નહીં બને—અરે તું નહીં સમજે. એ વાત મારા હાથમાં નથી—શાહરા આવશે ને એ બધી વાતની ગોઠવણ કરશે. કોણ જાણે એ ક્યારે આવશે. "

" લે ચાલો બાઇ, હવે તમે થોડી વાત કરો તો સારૂં. "

" મને શું છે? ડાકટર સ્ટીફન તો કેહજે હું થોડા દહાડા-માં ઘોડા જેવી થવશ. ડાકટર સ્ટીફન કેવો મજાનો માણુસ છે મને કેવી એવણે હીમ્મત આપી ! "

રાત પડી અને શાહરા ઈઝીકીઅલ તો આવી નહીં તેથી મીસીસ કેન ઘણી બેચેન દીસવા લાગી. પણ સારાં નશીબે સહવારનાં એક કરડા દેખાવની સ્ત્રી આવી લાગી અને તુરત મીસીસ કેનના ઓરડામાં જઈ માંહેથી બારણું બંધ કીધું. મુન્ના અને મારીઆન બાહાર બેશી વાત કરવા લાગ્યાં, પણ અંદર મીસીસ કેન અને પેલી નવી આવનાર સ્ત્રી કાંઇ ખટપટ કરતાં હોય એવો સેહેજ સાદ આવતો હતો. મુન્ના મન સાથ બીહીવા લાગી કે રખે ઘણી ઉસકેરાઇ જવાથી મીસીસ કેનની તબીયત બગડી આવે. પણ આવા સમયમાં તેને વચ્ચે પડવાનો હક ન હતો.

થોડીવારમાં બારણું ઉઘડયું અને શાહરા બાહાર આવી. બાળકને તુરત મારીઆનનાં હાથમાંથી લીધું અને કાંઇમાં

બીજી વાત કરવા વગર હુકમ આપ્યો કે તેના કપડાં અને દુધની સીસી તેજ ઘડી તૈયાર કરવી.

આ હુકમ સાંભળી મુન્ના વીચારમાં પડી. તેણીએ અકળાઇને પુછયું "કપડાં! તમે બુચાને કાંહ લઇ જાઓછ?"

"તેની તુને શું પંચાત? જે કામ સાથ આપણુને લાગે વળગે નહીં તેમાં આપણે માથું નહીં ઘાલીએ."

મુન્ના તો ખશીયાણી પડી ગઇ, પણ તેને ખશીયાણી પડેલી જોઇ શાહરા બોલી "આ બાઇ તો ઘણા મોટાં ખાનદાનની છે. એણીએ શાદી કીધી તેમાં મોટી ચુક કીધીછ, પણ જે બની તે નહીં બની થનાર નથી. હું બુચાને આજે રાતના સાત વાગતાની ગાડીમાં લઈ જાઉંછ."

એણીમેર આ વાત ચાલી રહી છે ત્યારે બીજી મેર મીસીસ કેનના ઓરડામાં ડાકટર સ્ટીફન આવેલા છે. મીસીસ કેનનો ઉસકેરાયલો ચેહેરો અને ઉતાવળી નાડી જોઈને તેવણ ઘણા અચરત થયા.

"એ શું? સહવારના તો તમે ઘણાં સારી પેઠે હતાં અને આ અચબુચ શું થઇ ગીયું?"

"કાંઇ નહીં, મને જરા ગરમી પડેછ. પેલી—પેલી—બાઇ આવીછ અને—અને તેણીએ મને ધમકાવી તેથી હું જરા નાખુશ થઇ—બીજું કંઇ નથી."

ડાકટર ઘણો ફફડીયો "જો બાઇ, એ કંઈ ચાલશે નહીં. સુમા જેવો કેસ બગડવા દઇને હું મારાં નામને એબ લગાડવા દેનાર નથી. હું હમણાં તમુને કેફની દવા મોકલું છું તે

પીજો અને બે ચાર દાહડા સુધી તમોએ વાત કરવાનું બીલકુલ માંડી વાલવું એવો મારો સખત હુકમ છે."

"વારૂં ડાકટર, તમે જેમ ફરમાવોછ તેમજ હવે કરીશ–મારો બુચો આજે જાયછ."

"કાંહાં જાયછ? એને તમોએજ ધવડાવવો જોઇએ. તમને ને તેને બેહુને તેથી ફાયદો છે."

"ખરૂં, પણ તેમ હાલ બને તેવું નથી. મારા વરનો તેમ હુકમ નથી. મારી એક સગી તેને લેઇને પોતાને તાંહ રાખશે."

"મીસીસ કેન, મારાં ઘરાકોની ખાનગી વાતમાં ચુનોચરા કરવાની મારી આદત નથી, પણ મારે એટલું તો કેહવું જોઇએ કે મેં મારા જણમમાં એવી વાત સાંભળી નથી કે બચ્ચું જણમયા પછી બે દાહાડામાં તેની માથી છુટું પાડીને તેને બાહારગામ મોકલી દેવામાં આવે. જેમ તમારી ખુશી."

સાંહાંજના શાહરા ઇઝીકીઅલ બે બંડલો લઇને પાછી ટાંગામાં બેઠી. એક બંડલમાં કપડાં અને બીજાં બંડલમાં બાળક હતું. સ્ટેશન ઉપર તે વીશ મીનીટ આગમજથી આવી પુગી અને ફર્સટ કલાસ વેટીંગ રૂમમાં વીસામો લીધો. થોડી મીનીટમાં કલકતાવાળી ટ્રેન આવી પુગી અને માંહેથી એક જુવાન ઇંગ્રેજ ગ્રહસ્થ ઉતરયો.

આ જુવાન ગ્રહસ્થ લાહોરનો નવો ડાકટર કાર્લટન હતો. તે મધ્યમ કદનો, લગાર દેખાવળો અને સુમારે ત્રીસેક વરસનો હશે. તેની ગાડી હજુ સ્ટેશન ઉપર આવી ન હતી

તેથી તે પલાટફોરમ ઉપર સીસોડી વજાડી ફરીયા કરતો હતો. શાહરા ઇઝીકીઅલ ટીકીટ ખરીદવા ગઇ તેટલાં બાળક ચીસ પાડી રડયું કે ડાકટર કાર્લટનની સીસોડી બંધ પડી ગઇ.

"ઓ મારા ખોદા, એ શું ? આ તો કાંઇ બાળકનો રડવાનો સાદ છે."

તે તુરત વેઇટીંગ રૂમમાં ગયો અને બંડલ ઉપર હાથ ફેરવી જોયો. આ વાર ઓરડામાં અંધારૂં હતું એટલે તેને ચેહેરો દીસયો નહીં. તે ધારી ધારીને જોતો હતો એવામાં શાહરા આવી લાગી.

"બાઇ, બેઅદબી માફ છે, પણ આએ બાળક પુરા દાહાડાનું હોય નહીં."

"સાહેબ, તમને બચ્ચાંઓની શું સમજ છે ? તમારૂં મત મેં કાહારે પુછ્યું ?"

"તમારા કરતાં મને વધારે સમજ છે. હું ડાકટર છું અને ડાકટર તરીકે તમુને કેહુંછ કે આ નાહાનો ગોસનો લોંદો મુસાફરી કરવાને લાયક નથી."

"હોય કે નહીં હોય, પણ ઉપાય નથી, તમને જો આ શેહેરમાં વગ હોય તો અંહીંની ગાડીઓ સુધરાવો, નહીં તો કોઇ દાહાડે મોટી પંચાત થશે. એક જુવાન બાઇ આ ટાંગામાં બેસીને આવી અને તેની આએ મોહોકાણ !"

આટલી વાત થતાંમાં ટ્રેન આવી અને શાહરા ઇઝીકીઅલ બાળક અને બંડલ લઇને લાહોર છોડી ચાલી.

## પ્રકરણ ૪.

## ડાકટર કાર્લટનનું છુપું બેંચાણ.

ડાકટર કાર્લટન ઘર આવી પોંહોંચ્યો. આ ઘર ભપકાદાર હતું, કેમજે ડાકટરનો ધંધો શીરૂ કરનારને ઘરપચ અને ભપકાની ઘણી જરૂર છે એમ તે સમજતો હતો. ડ્રાઈંગ રૂમમાં પગ મેલતાંને વાર ડાકટરે ઘાંટ વજાડયો અને બનસી આવીને ઊભો. આ બનસી તે પેલોજ દીલ્હીવાન પોરીયો હતો જેણે મુન્નાને ફફડાવી હતી.

" છોકરા, મારે સારૂં કાંઇ ચીઠી પત્રી આવીછ ? "

" નહીં સાહેબ, બે ચાર લોક બોલાવવા આવ્યાં હતાં. કાલે સાંહાંજના કેપટન ચેસનીને તાંહાંથી બોલાવા આવ્યું હતું અને આજે સહવારનાબી એમનો શીધી નોકર આવ્યો હતો. તે કેહતો હતો કે તેના સાબ આજે વધારે બીમાર છે ને જો તમો આજે નહીં આવી પોંચશો તો ડાકટર ગ્રે ને બોલાવવા નો વીચાર છે. "

" ઠીક છે, બીજું કંઇ ? "

" બીજું તો કંઇ નહીં સાહેબ. "

વાંચનારે ધ્યાન રાખવું કે મીસીસ કેન વાળી ચીઠી જે મુન્ના મુકી ગઇ હતી તેની તો બનસીને તે વાર યાદ આવીજ નહીં. ડાકટર કાર્લટન મીજાજનો આકળો હતો, કેપટન ચેસની ને નજલો થયો હતો તે કોઇબી રીતે ધાસતી ભરેલો ન હતો.

ડાકટર કાર્લટન ઠાકેલો હતો તોયે તે તુરત પાછો ઉઠયો. કેપટન ચેસનીને ત્યાં તેને કોઇ બીજી જાતનું ખેંચાણ હતું જે હવે પછી સમજાશે.

કેપટન ચેસની દરીયા વરધી નોકરીમાંથી પેનશન ઉપર અત્રે આવી રહ્યો હતો. તેની આવક ઘણી થોડી અને ખરચ મોટો હતો. તેની ત્રણ દીકરીઓ જેન, ફ્લોરા અને લુસી તેની સાથે રેહતી હતીયો. જેન ઉમરની ઘણી વધેલી હતી, પણ હાલ એ છોકરીઓ વીશે બોલવાનો વખત નથી, કેમજે તેમનું પછવાડેથી મોટું કામ છે.

કેપટન ચેસની એકતો મીજાજના ખાધેલા હતાજ તેમાં વળી આ નજલાએ મોટી તીખાસ વધારી દીધી હતી. કેપટન ચેસની લાહોર આવી રહ્યા પછી થોડા દાહાડામાં નજલાનું જોર એકાએક વધી આવવાથી પોતાના હબસી નોકરને કોઇ ડાકટરને બોલાવી લાવવા મોકળ્યો અને હબસી જેનું નામ પોમ્પી હતું તેને પેહેલાં ડાકટર કાર્લટન હાથ લાગ્યો એટલે તે દીવસથી એ ડાકટરનું કેપટન ચેસનીના ઘરમાં આવવું જવું થયું. દરરોજ આવતાં આવતાં તેને ઘરના બધાં સાથ મોટી ઓળખાણ પડી ગઇ હતી.

ડાકટર કાર્લટન તુરત કેપટન ચેસનીને ત્યાં ગયો અને બારણું ઠોકયું. પોમ્પીએ બાહાર આવીને ખબર કીધી કે 'સાબ'ના પગે ઘણું જોર પકડયું હતું અને તેવણ ગાલ ગલોચ કરીને બીજા ડાકટરને બોલાવવાની તૈયારીમાં હતા. કાર્લટને પોતાના હોઠ પીસીયા અને પછી તુરત હસતુ મોહ કરીને માંહે દાખલ થયા.

કેપટન બીછાણામાં પડેલા હતા. ડાકટર કાર્લટનને હાથે તેવણને ઠીક ફેર પડયો હતો અને જે દાહાડા જાયછ તેમાં ઉઠીને તટાર થવાની તૈયારીમાં હતા. પણ કેપટન મોજાસના એવા દાધાબલીયા હતા કે જે ઘડીએ ડાક-ટરને બોલાવે તેજ ઘડીએ હાજર ન થાય તો તેવણનો મીજાજ ચસકી જતો. તેવણ ઠીંગણાં ઠળીયા જેવા હતા અને નજલાથી હેરાન થવાને બદલે કોઇ દાહાડે માથે લોહી ચહડી જવાથી ટાકો ઘડી કરવાનો વધારે સંભવ હતો. તેની પાસે તેની વચલી બેટી ફ્લોરા ચેસની બેઠી હતી. તે બાપ ના જેવીજ આકળી ભુત પણ અતીશે રૂપાળી અને બોલી. દરાઝ હતી.

ડાકટરને દાખલ થતાં જોઇ કેપટને ફ્લોરાને બાહાર મોકલી અને પછી પોતાના શરેસતા મુજબ ખુબ બખારયા. કાર્લટન કાંઇ બોલ્યો નહીં, પણ જ્યારે સઘળું તુફાન તમામ થયુ ત્યારે ખોલાસો કીધો.

"પણ એમાં મારો કસો એલાજ ન હતો કેપટન મારા બાપ ઘણા બેહાલ હોવાથી મને તાર આવ્યો અને મને જવું પડયું."

"તારે શું હું મરી જાઉં કે?" કેપટને દાંત પીસીને ઉત્તર દીધો.

"ખોદા ખેર કરે, પણ તમોને કશી ધાડ આવવાની નથી તે હું જાણુંછું. જો મને કાંઇબી તમારે વીશે વેહેમ હતે તો હું ડાકટર ગ્રેમાંથી એક ભાઇને મારી બદલીએ મુકી જતે."

"શું કરવા! હું તો કાળે ફરીને ઉભો થવશ—તમારો બાપ મરી ગીઓ કે છે?"

"ખોદાના હુકમથી તે બેહતર છે, પણ તેવણની ઉમર ઘણી હોવાથી હવે લાંબા દાહાડા કાહાડે તેવું નથી. ગમે તે પણ બાપ એટલે તેના દીદારનું છેલ્લું દર્શન કરવાની મારી ફરજ હતી. વધારે અગત એટલા માટે હતી કે અમે બે જણ વચ્ચે અણબનાવ હતો."

કેપટન કાંઇ બોલ્યા નહીં.

"અમને અણબનાવ હતો. મારાં મા તો મને બચ-ગીમાં મેલીને મરણ પામ્યાં, નહીં તો હું આ હાલતે પોંચતે નહીં."

"તમારા બાપ પાસ છાંદો છે કે?"

"ઓહો! તેવણ પાસે મોટી દોલત છે અને હું તેવણનો એક પુરો દીકરો છેઉં."

"લે ચાલો, કાળને સારૂ દવાનું કેમ?"

કાર્લટને પોતાની સંસારી વાત બંધ કરી અને દવા ફરમાવી ચાલતો થયો. ઓરડાની બાહાર નીકલતાંજ ફ્લોરા બાહાર નીકલી આવી અને ડાકટર કાર્લટનનો હાથ મમતાથી પકડી તેઓ એક બીજા ગમ પ્રીતથી જોવા લાગ્યાં. ડાકટર કાર્લટનનું આ ઘરમા જે ખેંચાણ હતું તેનો ભેદ આ.

"ઓ! ફ્લોરા; હું જાણું કે તું બાહાર ગયલી હશે?"

"નહીં. જેન ને લુસી દેવલમાં ગીઆં અને હું જાણી જોઇને ઘેરમાં રહી. ડોઅર તું કાહારે આયો ?"

"અબ ઘડી. પણ તુને જોઇને હું મારી બધી ઠાક ભુલી ગયોછ."

પામ્પીને આવતો જોઇ કાર્લટને ફલોરાનો હાથ હળવેથી દાબી એસારત કરી અને સાહેબજી કરીને ઘરમાંથી નીકળી ચાલ્યો. જ્યાં સુધી ડાકટરનો કાળો ડગલો દીસ્યો ત્યાં સુધી ફલોરા બારીએ ઉભી રહી અને પછી નીસાસો નાખીને માંહે પોતાના બાપ આગળ ગઈ.

રસતે ચાલતાં ડાકટર કાર્લટન ઘણા ઊંડા ગોરમાં હતો. તેનો બાપબી કલકતામાં ડાકટર હતો અને તેને ઘણી મોટી ઘરાકી હતી. ઘરડો કાર્લટન ચાલનો પાંસરો ન હતો અને તેણે થોડોક પોતાનો એ વારસો પોતાના બેટા લુઈસને પણ આપ્યો હતો. બેટાએ બચગીથીજ આડી સગત પકડીને મોટું દેવું કરયું હતું અને બીજી ઘણી રીતે ફસી પડયો હતો. આ દેવું અદા કરવાને બાપે પેહેલાં તો સાફ ના પાડી, પણ જયારે અતલગના મીત્રો વચ્ચે પડયા ત્યારે છોકરાને લાહોર મોકળીને પછી માંગનારાઓ સાથ પતાવત કરી. આ પ્રમાણે થોડુંક સુધી ચાલવા પછી ઘરડાજી સીક પડયા અને છોકરાને બોલાવી સલાહ કીધી. જુવાન લુઇસ કાર્લટનના દીલમાં હમણા બે આશાઓએ ઘર કીધાં હતાં, એક તો એકે કયારે બુઢો ઘપી જાય અને બીજું કે કયારે ફલોરા ચેમ્સની સાથ તેની શાદી થાય.

ઘર જઇ પોંહોંચતાં ડાકટર કાર્લેટન ખાનું ખાવા ટેબલ ઉપર બીરાજ્યો અને ખીસામાંથી તે દીને આવેલી ચીઠીઓ કહાડીને આગળ મુકી. હજુતો ખાનું શીરૂ થયું નથી એવામાં બનસી માંહે આવ્યો અને ઘભરાયલે ચેહેરે એક ચીઠી ડાકટર આગળ મુકી.

"વળી એ શું છે, બનસી?"

"સાહેબ, સાંહાંજના તમે પુછ્યું ત્યારે હું તદન ભુલી ગયો. આએ ચીઠી તમે કલકને ગયા તેજ દાહાડે આવી હતી."

ડાકટર કાર્લેટને ચીઠી ઊઘાડીને વાંચી અને તેના મોહ ઉપર નવાઇ જેવો રતાશ ફરી વળ્યો. બે વાર ચીઠી વાંચ્યા પછી ઘણા ગુસ્સાથી તેણે બનસીને પુછ્યું "એ કોણ લાયું?"

"કોઇ મુસલમાની હતી સાહેબ."

ડાકટર કાર્લેટન ખાધા વગર પાછો ઉઠગો. એક કાગળ જે પોતાના બાપ ગમથી આવેલું હતું તે હાલુ ગજવામાં મુકયુ અને બાકીના કાગળો સગડી બળતી હતી તેમાં નાખીને બાળી નાખ્યાં. પછી તુરત ટોપી પેહેરીને મીરીસ કેને જે ઠેકાણું લખ્યુ હતું ત્યાં ચાલવા માંડીયું.

---

## પ્રકરણ—૫.

### નવું ઘરાક.

ઘર આગળ આવી પોહોંચતાંજ પેહેલાં દર્શન મીસીસ ગોલ્ડના થયાં.

"કેમ ડોસાં, એ તમારે તાંહે નવું ભાડુત કોણ આયુંછ? મને તેડવા મોકલ્યો ત્યારે હું બાહારગામ ગયલો હતો."

"જી, તેવણનું નામ મીસીસ કેન. તેવણ તો હમેલથી છુટાંબી અને હમણા સારી કાની છે."

"શું! છુટાં! એમ કેમ બને? તેવણ તો લખેછ કે હજુ બે મહીનાનો વીલંબ હતો?"

"હાજી, તમારી ફરમાસુ ટાંગાએ કામ કહાડયું. તેવણ કલકતાથી આવ્યાં એટલે રસતામાં એટલા આંચકા ખાધા કે કાલનો દુકાળ આજે વળ્યો. બુચ્ચો તો એટલો નાહાનો હતો કે જાણે રમવાનું પુતલું. કોઇ મડમ આજે સહવારના કલકતેથી આવીને તેને તો લઇ ગઇ."

ડાકટર કાર્લેટનને તુરત ધ્યાન આવ્યું કે જે બાળકને તેણે સ્ટેશન ઉપર જોયું તે આજ બાળક હોવું જોઈયે.

"કોણ ડાકટર હાજર થયો તો?"

"સ્ટીફન સાહેબ, મડમે તો તમુને બોલાવ્યા હતા પણ તમે ગામમાં નહીં હતા તેથી તેને બોલાવવોજ પડયો. એ બાઈ તો કેહછ કે તમારી કોઇએ ભલામણ કીધી હતી."

"મારી? વાહ! પણ હવે તો એ બાઈ ઊંઘાઇ ગયલાં હશે. હું સહવારના મલશ તો કેમ?"

" નહીં—નહીંજી—તમારા આવવાની તો તેવણ્ કાગળે ડોળે વાત જોતાં હતાં. જરા પાંચ મીનીટ જોઈ જાઓ તો એવ-ણ્ને ધીરજ આવશે."

" ડાકટર કાર્લટન માંહે ગયા. મીસીસ ગોલ્ડ હાથમાં બતી લઈને સાથે આવ્યાં. ઓરડામાં દાખલ થવા અગાઉ ડાકટરે હાથ-માંથી બતી લઇ લીધી અને મીસીસ ગોલ્ડને પાછાં નીચે મોકલ્યાં. ડોંગી મારીઆનની બોલતલીએ બેસીને ખાનું ખાતી હતી. ડાક-ટર કાર્લટન એમ સમજતો હતો કે ઓરડામાં કોઈ નથી પણ ઓરડામાં પલંગના ખુણામાં ભરાઈને મુન્ના બેઠી હતી તે અચબુચ ઉઠીને ત્યાંથી પછવાડેને બારણે સટકી ગઇ, કેમકે એક ડાકટર પોતા-ના દરદી સાથ ગુફતેગુ કરે તે સાંભળવાનો ત્રીજાને હક નથી એવું તે સમજતી હતી. વળી મુન્નાની દાઢ ઘણી સુજી આવીને દરદ કરતી હતી એટલે તે રાતના તેણીની મીસીસ કેન આગળ રેહવાની ઈચ્છા ન હતી. મુન્ના ગઈ કે ડાકટર કાર્લટન પણ્ નીચે ઉતરયા. જેવા તેવણ્ બાહાર જવા જાય છે કે સામેથી ડાકટર સ્ટીફન આવ્યા. બન્નેને ઝાઝી ઓળખાણ્ ન હતી, પણ્ એક બીજાને શેકહાંડ કીધા પછી ડાકટર સ્ટીફને વાત છેડી.

"હું તમને જોઈ ઘણો ખુશી થયો, મેહેરબાની કરી હવે મીસીસ કેનનો કેસ તમારા હાથમાં લેઓ—તે હવે તદ્દન સારી પેઠે છે."

" હા, હું હમણાજ જઈ આવ્યો. જો તમુને અડચણ્ નહીં હોય તો હું કાલે તમારે મોહોડેથી સઘળું સાંભળી લઇ ને કેસ મારા સ્વાધીનમાં લઇશ. આજનો દાહાડો તો મને માફ કરો, કેમકે હું બાહાર મુસાફરીએથી થાકીને આવ્યોછું અને મારાં જુના ઘરાકો મને કંટાળો આપેછ."

" જેમ તમારી મરજી, તમે જ્યારે વખત ઠરાવો ત્યારે હુ હાજર થઇશ. સાહેબ મેહેરબાન."

## પ્રકરણ ૬.

## બંગલામાં શું ભુત હતો ! મોહોતનો જમ !

બીજે દીને સાંહાંજના સાત વાગતે મીસીસ કેનના બીછાંણા આગળ ડાકટરો સ્ટીફન અને કાર્લટનનો મેલાપ કરવાની ગોઠવણુ હતી. સાતને ટકોરે સ્ટીફન સાહેબ હાજર થયા અને જોયછ તો મીસીસ કેનને તાવ ભડકેલો હતો.

"મુન્ના, એ શું ? જાંણો છે તોબી તમે લોક આ બાઇને ઘણી વાત કરાવોછો."

"સાહેબ, એ કાંઇ અમારૂં કહ્યું માનેછ ? અમે બોલતાં નથી તોબી પોતે વાત કરવા કરેછ."

"એ ઘણું ખરાબ છે. પેલી ડોંગી આયા કાંહાં છે ?"

"જી, આવીછી," કરી મારીઆન હાંફતી હાંફતી દાખલ થઇ.

"મારીઆન, તુંને બીમારની સારવાર કરતાં બીલકુલ આવડતુ નથી. તું કેમ મીસીસ કેનને વાત કરવા દેછ ?"

"સાહેબ, હું શું કરૂં ? અમો કાંઇ જાણી જોઇને વાત કરાવીએછ ?"

"બસ નહીં—વાત નહીં કરવી જોઇએ. હું રાતના ઉંઘાવાની દવા મોકલાઉંછ તે એનુંને સુતી વખત પાવાની."

બીજે પા કલાક સુધી ડાકટર સ્ટીફન ઠોભ્યા, પણ ડાકટર કાર્લટન આવ્યા નહીં એટલે સ્ટીફને રૂખશદ લીધી. મુન્નાની દાઢબી ઘણીજ કળતી હતી એટલે તેબી આવી નહીં અને

આઠ વાગતા સુધી રાહ જોઈને મારીઆન નીચે જમવા ગઈ. મારીઆનથી બધું સેહેવાતું પણ ભુખ સેહેવાતી નહીં. જો ઠરાવેલા વખત ઉપ્રાંત પા કલાક થયો તો તેનો જીવ તલપાપડ થતો અને તે સર્વે સાથે વઢી પડતી. ત્યારે બરાબર આઠને ટકોરે ડાકટર કાર્લટન આવી પોંચ્યા તેથી તે મન સાથ ઘણી ખુશી થઈ. ડાકટર કાર્લટને દલગીરી બતાવી કે એક ઘરાકને ત્યાં રોકાઇ જવાથી ડાકટર સ્ટીફનને મલાયું નહીં, પણ ખરી વાત એ હતી કે કેપટન ચેસનીને તાંહ ફ્લોરા ચેસની સાથ ટાહેલાં કરવામાં તેનો વખત નીકળી ગયો હતો.

ડાકટર કાર્લટન માલ પર ગયા અને બીમાર સાથ પાંચેક મીનીટ વાત કીધી હશે એવામાં મારીઆન હાથમાં એક હક-બંધ સીસી લઈને આવી "સાહેબ, ડાકટર સ્ટીફને રાતના ઊંઘાવાની દવા મોકલવા કહી હતી તે છોકરો લઇ આવ્યોછ."

"ઊંઘાવાની દવા ? કોણે, ડાકટર સ્ટીફને મોકલી? જોઇયે."

ડાકટર કાર્લટને શીશી હાથમાં લીધી, ઉપરતું કાગળ ફોડયું અને બુચ ઊંઘાડીને સુંઘી જોઇ.

"એમાં બદામના તેલનો કેવો કઠણ વાસ છે?"

"ખરેખર?" મારીઆને ટાપસી પુરી.

"હા—જોની, સુંઘી જોની" આમ બોલી બુચ પાછો કા-હાડીને શીશી મારીઆનના હાથમાં પાછી આપી.

"સાહેબ, મને તો સળખમ થયલો છે તેથી મને કંઇ વાસ આવે નહીં."

ડાકટર કાર્લટને વળી પાછી સીસી સુંઘી જોઇ, હઠેલી પર જરા ટીપું મુકીને ચાખી જોઈ.

"ઘણુંજ અજબ જેવું, ડાકટર સ્ટીફ્ને એ શું કરવા આપ્યું હશે. જો આયા, એ શીશી તારી પાસે ઠાવી રાખ અને રાતના છેક સુતી વખત આપજે."

મારીઆને શીશી બેસવાના ઓરડામાં ચેસડ્રા ઉપર મુકી અને શેઠાણીની રજા લઇને પાછી નીચે જમવા ગઇ. ડાકટર કાર્લટને પાંચેક મીનીટ મીસીસ કેન સાથ વાત કરી હશે અને પછી નીચે ઉતરવા જાય છે તેવામાં તેને એવું લાગ્યું કે જાણે ઓરડાની બાહાર અંધારામાં કોઇ ચીમાઇને સીક ઓરડામાં જોતું હોય. આ જોનારને જાણે બે મોટા ડેબીયા હોય તેવું ડાકટર કાર્લટનને ગુમાન આવ્યું.

ચાલમાં અંધારૂં એટલું હતું કે કાંઇજ દેખાતું ન હતું. ડાકટર કાર્લટન હીમતી માણુસ હતો તોબી વેહમ ખાઇને ચમકયો "એ કોણુ છે રે ?" તેણે પુછ્યું. કાંઈ જવાબ મળયો નહીં. એ કોઇ ખરૂં માણુસ હતું કે ફકત કસાનો ઓળો હતો તે નક્કી કરવાને ડાકટર પાછો ઓરડામા ગયો અને ત્યાંથી મીણુબતી ઊંચકીને ચાલમાં ફેરવી જોઇ. એ ચાલમાંથી બાહાર જવાને ઓરડામાંથી જવા શીવાય બીજો રસતો હતોજ નહીં એટલે ચાલમાં કોઇ હોય તો જાય કયાં ? ત્યાં કોઇ હતુંજ નહીં, પણ ત્યારે ડાકટર કાર્લટને જોયો તે ચેહેરો કોણુનો ? તે પોતાની જીંદગીમાં પેહેલીવાર ઘભરાયો. તેણે ફરીથી મીણુબતી આમ તેમ ફરાવી જોઇ દાદરપર તપા-

થીયુ પણ કોઇ ન મળે. પોતાના કપાલ ઊપર ફુટી નીકળેલાં પરસેવાના ટીપાં નુછીને તે બાહાર પડયો.

"એ આજે મને થયુંછ શું? શું ધરમાં ભુત છે? કે મારૂં માથું જાય છે?"

જલદી, ઓ જલદી, વાંચનાર તું જોશે કે આ કમબખત ધરમાં રાતના દસ વાગતાની અગાઉ એક જમડો આવી બારણુ ઠોકશે અને તે જમડો મોહોતનો દુત હતો.

વાંચનાર માફ કરજે. અત્યાર લગણુ તો બેસવાદ વીગતોથી અમે તુને કંટાળો આપ્યો છે, પણ હવે કથાનો રસ શુરૂ થાય છે. તે રાતના બનેલો દરેક બારીક બનાવ આ કથાના સંબંધમાં ઘણોજ અગતનો છે માટે ધ્યાનથી વાંચજે.

રાતના સાડા નવ વાગતે મુન્ના પોતાની બાઇ કેમ છે તેની છેલ્લી ખબર લેવા આવી. તેણીએ પોતાના મોહોડાંની આસપાસ, કાળો ફ્લાનલનો પાટો બાંધયો હતો. બરાબર દસને ટકોરે મુન્ના ગયા પછી મીસીસ કેન બીછાણામાં ઊઠીને બેઠી અને સેરવો પીને સુવા જવાની દવા માગી.

"મારીઆન, ડાકટર સ્ટીફનને ત્યાંથી દવા આવીછ કે?"

"હાજી, આઠ વાગતેની આવીછ, ડાકટર કાર્લટન તમારી સાથ વાત કરતા હતા ત્યારેજ આવી. તેવણે ટીપું ચાખીબી જોયું."

"કાળે એ લોક સહવારના દસ વાગતે અહી મળવાના છે પછી ડાકટર કાર્લટન એખલાજ આવ્યા કરશે."

મારીઆને બીછાંણું સરખું કીધું, પોતાનું બીછાણું પાંથરીયું અને બરાબર દસને ટકોરે ગ્લાસમાં દવા રેડી.

મીસીસ કેને ગ્લાસ પી ને ખાલી કીધું "કેવો ચેરી બ્રાંડી જેવો વાસ આવેછ ?" તેવણ બોલ્યાં.

મીસીસ ગોલ્ડના હાથમાં બતી હતી તેવણને બી સખ્ત વાસ આવ્યો. ડાકટર કાર્લટનને બી સખ્ત વાસ આવ્યો હતો. દવા પીધાને બે એક મીનીટ થઇ હશે એવામાં મીસીસ કેને એક જબરી ચીશ પાડી—શું થયું ? વળી એ બેહોશ થઈ ગઇ હતી કે ? અરે ! તેને તો હાથે પગે તાણ ચહડતી હતી ! અરે એના હોઠમાંથી ફીણ કેમ ! ઓ ખોદા, આ તો નરૂં જાણે મોહોત આવીને ઊભું હતું.

જેઓને મોહોત જોવાની ટેવ હોય છે તેઓ આવી બાબદમાં ઘણી ચુક કરતાં નથી. મારીઆનતો ઘભરાટને મારે હાથ ને પગ પછાડવા લાગી.

"ઓ મીસીસ ગોલ્ડ—આએ બાઈ મરી ગેઈ—એમાં જરા ફેર નહીં. ઓ કોઇ ડાકટરને બોલાવી લાવોરે—મને તો લાગેછ કે આએ દવામાં કાંઇ ચુક થઈછ—ઓ બાપરે, રખે આપરા ઊપર ધાડ આવે."

મીસીસ ગોલ્ડ મોટો શોર ઊઠાવતાં રસતા પર દોડયાં અને "ડાકટર-ડાકટર" કરી બુમ પાડતાં હતાં તેવામાં સંજોગે ડાકટર કાર્લટન સામેથીજ આવતા જણાયા.

"શું છે, અરે ડોસાં શુ છે? એ ગાંડાંની પેઠે કાંહાં દોડોછ ?"

"અરે મરી ગેઇ, ડાકટર તેતો મરી ગેઇ, લાકડાં જેવી થઇ ગેઇ."

"કોણ મરી ગઇ? કોણ લાકડાં જેવી થઇ ગઇ?"

"મારી ભારૂત, તમારૂં ઘરાક, મીસીસ કેન, જરા આવો મેહરબાની કરીને આવો."

આ શબ્દો સાંભળતાંજ ડાક્ટર કાર્લેટન તીરની પેઠે ઘર ભણી દોડયો અને ઝપાટામાં દરદીના ઓરડામાં દાખલ થયો. આ વાર બંગલા આગળથી ત્યાંનો પાદરી રેવરંડ મી૦ લીસેટબી પસાર થતો હતો તેનેબી મીસીસ ગોલ્ડ બોલાવી લાવ્યાં. કાર્લેટને મીસીસ કેનની ઓઢણી ખસેડી નાખીને તેની છાતી ઉપર કાન ધરીને સાંભળતો હતો. તેણે નાડી તપાશી જોઇ.

"તોબાહ! આ શું ગજબ? એક કલાકની વાત ઉપર તો હું એને સારી તનદરોસ્તીમાં મુકી ગયો હતો."

"એ શું નક્કી મરી ગઇછ?" પાદરીએ પુછ્યું.

"હા નક્કી. એઇ આયા, તેં એને શું પાયું?"

"સાહેબ, સાડા નવ વાગતે સેરવો પાયો અને દસ વાગે દવા પાઇ, બીજું શું?"

"પેલીજ દવા કે? મારી ચુક થઇ. એ મારી સાથે પાછીજ લઇ જવી હતી."

પાદરીએ અચરત થઇ પુછ્યું "શું તે દવામાં કાંઇ વેહમ હતો?"

"તે તો ખોદાને ખબર. પણ એ ઝેરથી મુઇછ એમાંતો શક નથી. તમુને દવાના વાસની ખબર નથી બાકી તમે જરા વાસ લેશોતો—

"મને ઘણી ખબર છે. મારા બાપ ડાકટર હતા અને મારી અડધી જુવાની દવાખાનામાં ગઇ છે," પાદરી લીસેટે જવાબ દીધો.

"એમછે? તારે તો વાસ લેઓ, જુઓ તમુને શું લાગેછ."

લીસેટે વાંકુ વળી મરનારનું મોહ સુંઘી જોયું "તોબાહ! આએતો પ્રુસીક આસીડનો વાસછે"

"અલબત! એ કાંઈ છુપો રેહ! ચાર ટીપાં એક માણુસને મારી નાખવાને બસ છે, આયા, તારી પક્કી ખાત્રી છે કે સેરવો અને રસ શીવાય બીજું તેં કાંઇ આપ્યું ન હતું!"

"નારે સાહેબ, બીજુ શુ આપું. આએ રહ્યું સેરવાનુ પ્યાલુ."

ડાકટર કાર્લેટને સેરવાનું પ્યાલું સુંઘી જોયું. તેમાં કાંઇ હતું નહીં.

"પેલી દવાની સીસી કાંહાં છે?" કાર્લેટને ગુસ્સાથી પુછ્યુ.

સીસી ટેબલ પર આગળજ હતી. તેણે બુચ કાહાડીને ફરીથી સુંઘી જોઈ અને ડોળા કકડાવીને ટેબલ ઉપર મુકી.

"મીસટર લીસેટ હું ધારૂંછ કે તમે અંહી ઉભા રેહેજો. આએ ઘણી જોખમ ભર્યા બીના છે. મીસીસ ગોલ્ડ મેહેરબાની કરી તમે જલદી જઇને ડાકટર સ્ટીફન ગ્રેને અત્રે બોલાવી લાવો. કોઇ સીસીને હાથ લગાડશો નહીં."

## પ્રકરણ ૭.

## દવામાં ઝેર કોણે રેડયું ?

હવે એણીમેર ધભરાટ સમેત મીસીસ ગોલ્ડ ડાકટર સ્ટીફ્નનને બોલાવવા દોડી. તેઓના બંગલાના ઓટલા ઉપર તેનો વડો ભાઇ ડાકટર જાન બીડી પીતો હતો. મીસીસ ગોલ્ડે ધભરાટ તો ઘણો કીધો, પણ ડાકટર જાન ઠંડે પેટે બેસી રહ્યો.

"ઓ ડાકટર—અમો મરી જવાના—એ શું થયું તે કંઇ મને સમજ પડતી નથી."

"મીસીસ ગોલ્ડ, તમારે ગમે એટલી ગરબડ કરી લેઓ ને પછી આસ્તે રહીને મને કેહો કે શું છે—કોણ તમુને મારી નાખેછ ?"

"અરે તમારા ભાઇ કાંહાં છે ? પેલી તો મરી ગેઇ. તમારા ભાઇ સ્ટીફ્ન સાથે દવા મોકલી તે પીધી ને પીધી ને પ્રાણ મુકી દીધો."

"કોણ મરી ગીયું—દવા શુ ને વાત શું—તમે આજે એમ ફ્રાટું ફ્રાટું શું બોલોછ ?"

"ત્યારે કેમ નાચી કુદીને કેહું ? મારે તાંહ પેલી નવી મડમ બાહુત આવી હતી તેને સારૂં તમારા ભાઇએ રાતના કેફ્ની દવા મોકલી તેમાં ઝેર હશે, કેમજે પીતાંને વાર ડોળા ચહડાવી દીધા."

"મરી ગેઇ ?"

" અરે હારે ડાકટર. મને ડાકટર કાર્લટને મોકલી કે જલદી જઇને ડાકટર સ્ટીફનને બોલાવી લાવ. ડાકટર કાર્લટન હમણા ત્યાં છે, સાથે પાદરી લીસેટ સાહેબઆ છે."

હવે ડાકટર જાનની જીજ્ઞાશા જાગી. તેણે બીડી ફેંકી દીધી અને ઝડપમાં ઉઠયો. દવાખાનામાં સ્ટીફનનો છોકરો ફ્રેડરીક કાંઇ દવા ઘુંટતો હતો તેને પુછ્યું "દીકરા, તારા બાપ ઘેરમાં છે કે ?"

" નહીં કાકા, તેવણ તો આજે રાતના બાહાર જમીને મોડેથી આવવાના છે."

" વારૂં, મીસીસ કેનને સારૂં આજે રાતના કાંઇ દવા તારા બાવાએ બનાવી હતી ?"

"હા - તે વખતે હું દવાખાનામાજ હતો. કાંય વારૂં કાકા ?"

" કેહેછ કે દવા પીતાંને વાર તે મરી ગેઇ."

આ ઠેકાણે મીસીસ ગોલ્ડે ટાપસી પુરી " દવા શાની ને વાત શાની, ભુલથી કાંઇ ઝેર અપાઇ ગયલું."

"મીસીસ ગોલ્ડ, તમારે એમ બોલવું નહીં જોઇયે. ફ્રેડ, હું તાંહ અબઘડી જાઊંછ, તારા બાવા આવે તેવા તુરત તેમને તાંહ મોકલજે."

જાન અને ડોસી તો બાહાર પડયાં. ફ્રેડરીક ફુગલાઇને વીચારવા લાગ્યો એવામાં તેમનો પુરાણો કમપાઉનડર સાનતાન આવી લાગ્યો.

"સાનતાન, તેં સાંભળયું કે ? પેલી મીસીસ કેન તો મરણ પામી."

"છટ છટ, આજેજ સ્ટીફન સાથે સાંજના મને કહ્યું કે તે ઘણી સારી પેઠે છે—તુને કોણે કહ્યું કે મરી ગેઇ?"

"મીસીસ ગોલ્ડ ખબર લાવી. કાકા ત્યાં ગયાછ, બાવા આવે તો કેહેજે કે તેવણુનેબી બોલાવ્યાછ. હુંબી જાઉછ."

આમ બોલી ખુંટી ઉપરથી પોતાની ટોપી ઉપાડી ફ્રેડરીક બી મોહોતના ઘર તરફ દોડયો. ડાકટર જાને દાખલ થતાં પેહલાં નક્કી કરયું કે આ છોકરી ખરેખર મરણ પામી હતી અને પછી ખોળ કરવા માંડી. ડાકટર કાર્લટને સીસી ગમ આંગલી બતાવી "ડાકટર જાન ગ્રે, આપણા ધંધામાં એક બીજાની ખામી કાહાડવાનો સરેસતો નથી. પણ હું દલગીર છું કે અંહી કાંઇબી ભયંકાર ચુક થયલી છે. આ સીસીમાં પ્રુસીક આસીડ ભેલાઇ ગયલું છે એમાં મને જરાબી શક નથી."

ડાકટર જાને સીસી સુંઘી જોઇ "આમા પ્રુસીક આસીડ છે ખરું, પણ તે મારા ભાઇએ મોકલયું હોય એમ કોઇ કાલે બને નહીં."

"વખતે એ દવા તેવણે પોતે બનાવી નહીં હોય, પણ માણુસની ચુક થઇ હોય." કાર્લટને કહયું.

"નહીં—તેમ નથી. દવા એવણે પોતાને હાથેજ બનાવી હતી, પણ પોતે હાથે કરીને પ્રુસીક આસીડ નાખે એ હું માનું નહીં." જાને જવાબ દીધો.

"તે તો હવે તમે જાણો, પણ જયારે દવા આવી ત્યારે હું હાજર હતો અને સીસી ઊઘાડતાંજ મેં કહ્યું કે એમાં

ચોકસ દવાનો વાસ છે. પેહેલાં મને બદામના તેલનો વાસ આવ્યો, પણ પછી મારી ખાત્રી થઇ કે એમાં થોડું ઘણું બી પ્રુસીક આસીડ હશે. મને લાગું કે ડાકટર સ્ટીફ્નેને કાંઇ જરૂરી કારણસર ઘણાજ નાહાના ખોરાકમાં ઉમેરીયું હોય."

"પણ જ્યારે તમુને એટલો બધો વેહેમ આવ્યો ત્યારે તે દવા અટકાવી કાંય નહીં ?" ડાકટર જાને પુછ્યું.

"બીજા ડાકડરના કામની વચ્ચે પડવાને મને હક ન હતો, પણ જતાં જતાં હું મીસીસ કેનને એટલું તો ચેતાવી ગયો હતો કે ડાકટર સ્ટીફ્નની રજા મળે તાંહ સુધી આએ દવા પીવી નહીં. હું ઘેર જતાં જતાં તમારા બંગલા આગળ પુછીને ગયો, પણ તમે બેહુ ભાઇઓ બાહાર ગયલા હતા નહીં તો હું જરૂર પુછી જોતે."

"પછી ?"

"હું તુરત મારે બંગલે ગયો અને બીજી સુવાની દવા બનાવીને પાછો અંહી આવવા નીકલી પડયો, પણ તેટલાં તો બધું રંધાઇ ચુકું હતું."

આ વાર નાહાનો ફ્રેડરીક જે બીછાણાના પડખામાં ઉભો રહી બધું સાંભળતો હતો તે બોલી ઉઠયો. "સાહેબ, તે તમારી બનાવેલી દવા કાંહાં છે ?"

ફ્રેડરીકનું વચ્ચે પડવું ડાકટર કાર્લટનને ભાવ્યું નહીં. તેણે નાખુશીથી છોકરા ગમ ડોળા કીધા અને પછી પોતાના ખીસામાથી પોતાની બનાવેલી સીસી કાહાડીને મેજ ઉપર મેલી. "મારી બનાવેલી સીસી આ રહી; જુઓ એમાં પ્રુસીક આસીડતો નથી ?"

ફ્રેડરીક એટલાજ તાણુથી બોલ્યો "ને મારા બાપે બનાવેલી સીસીમાબી નહીં હતું, કેમજે તેવણે જ્યારે દવા બનાવી ત્યારે હું બધો વખત આગળ હાજર હતો."

આ ચકાચકીમાં ડાકટર સ્ટીફનના આવી પોંચવાથી ખલલ પડી. ગુજરી ગયલી મીસીસ કેનને જોઇને તેની દલગીરી અને નીરાશીનો પાર ન રહયો. સાનતાને તેને મીસીસ ગોલ્ડના આવ્યાની ખબર આપી હતી, પણ મીસીસ ગોલ્ડની ધ્રભરાટ કરી મેળવાની ટેવ તે જાણતો હતો તેથી તેને લાગ્યું કે મીસીસ કેન અમથી બેભાન થઇ ગઈ હશે. સઘળી હકીકત સાંભળી લઈ તેણે ધસીને નાપાડી કે ચુક તેને હાથે થઇ હોયજ નહીં.

"પણ ત્યારે એનો ખોલાસો શું ?" રેવરંડ મી૦ લીસેટે પુછયું.

ડાકટર સ્ટીફને પોતાનો હાથ મરનાર મડમના કપાલ ઉપર હળવેથી મુકયો અને આસમાન ગમ જોઇ બોલ્યો; " આએ નાચાર છોકરીની લાસની હજુરમાં, અને તે કરતાં વધારે, જે હજુરમાં એ જનારછે તેની હજુરમાં હું કસમ ખાઇને કેહુંછું કે મેં જે દવા મોકલી તેમાં કાંઇબી દગો અથવા ભુલ હતી નહીં. કાંઇબી પાપ અહીં થયલુંછે અથવા કાંઇ ન સમજાઇ શકાય એવી ભુલ થઇછે. ડાકટર કાર્લેટન, આપણે એ શોધી કાહાડવી જોઇએ."

પણ ડાકટર કાર્લેટનનું ધક ધ્યાન બીજે ઠેકાણે હતુ. દાદર ઉપર દેખાયલો ચેહેરો ખરો હશે કે ખોટો તેના ઊંડા વીચારમાં તે હતો. તેને નજરો નજર ચેહેરો જોયો એટલે તે ખોટો તો હોયજ નહીં. ત્યારે શું મરનારનું મોહોત આણનાર આ ગુપ્ત પુરૂશ હશે? તેણે છુપાઇને આ કારી જખમ લગાવ્યો હશે? ડાકટર કાર્લેટનના મનમાંથી આ વાર શું પસાર થઇ જતું હતું તેતો તે પોતે અને તેનો ઇશ્વર જાણે. હાલ તુરત તો આપણે તેના વીચારથી અજાણ્યા છૈએ.

ચોકસ કારણોને લીધે તેના દીલમાં ઘણી ઉમેદ હતી કે ખોદા કરેને તે દેખાવ ફકત કલપીત હોય.

## પ્રકરણ ૮.

### કરોળીયાના પડ વાળી સીસી.

પણ હવે કરવુ શુ ? આ બનાવનું મુળ કારણ—ખરો ધુનેહગાર કેમ શોધી કાહાડવો? સઘળો બનાવ એટલો અંધકારમાં હતો કે કોઇને કંઈ સુજે નહીં. ગરીબ બચારી મડમ ગુપચુપ મોહોતના પાસાંમાં સુતી હતી અને સઘળાઓ આસપાસ ફરી વળ્યા હતા. ડાકટરોને જણુમ અને મોહોત જોવાની કશી નવાઇ નથી, પણ આ વાર તેઓ પોતા આગળ પડેલાં સ્વાનથી જાણે હબકી ગયા હતા.

થોડીવારે ડાકટર કાર્લટને મારીઆન અને મીસીસ ગોલ્ડને બાહાર જવાની એશારત કરી અને પછી ફ્રેડરીકને પણ બાહાર જવા ફરમાવ્યું, પણ આ ઉતાવલો જવાન હઠ લઇ ઉભો "શું કામ? મને બાહાર જવાની કસી જરૂર નથી. હું અંહીજ ઉભો રહીશ—મને બાહાર મોકલવાની તમને શું સતા છે?"

તેના બાપ કાકા કાંઈ બોલ્યા નહીં એટલે ડાકટર કાર્લટન લગાર ખશીયાણા પડી ગયા અને બારણું બંધ કરી હળવે સાદે બેહુ ભાઇઓને કહયું "બીરાદરો, ડાકટર સ્ટીફને હમણા દગો ફતકો થવાની વાત કીધી, પણ તેમ થયું હોય એવું માનવાનો કાંઇભી સબબ છે? આ બે ઓરતોને મારા કરતાં તમે વધારે ઓળખો છો. તેઓમાંથી એકે, કદાચ——

"છટ, છટ" સ્ટીફન ફફડીને બોલી ઉઠયો, "શું આ બચારી બે ઓરતો ઉપર તમે શક લાવોછો? મારીઆનને દારૂ પીવાની

ટેવ છે અને મીસીસ ગોલ્ડ બીકણ છે, બાકી ખુન કરે! છટ. ડાકટર કાર્લેટન એવો વીચાર તમને શા પરથી આવ્યો ?"

"તમે પોતેજ વીચાર કરો. મરનાર બાઇ આગળ બીજું કોણ હતું ?"

"જો મારૂં મત પુછોતો આએ કાંઇબી ઘોંટાળો થયોછ તે મારા ઘેરમાંથી સીસી બાહાર પડી ત્યારથી તે અંહી આવી પોંચી તેટલામાં હોવો જોઇએ." સ્ટીફને મત આપ્યું.

"નહીં, એ હું માનું નહીં." જાને આ વાત કબુલ કરવા ના પાડી. બનસી કોઇ દાહાડેબી રસતામાં ઉભો રેહ એવો નથી. પણ મને એક વીચાર સુજેછ કે આ બાઇએ પાતે તો દવામાં પોતાને હાથે ઝેર ભેલ્યું નહીં હોય ? ભાઇ સ્ટીફન; એ ઉદાસ દીસતી હતી કે ?"

"નહીં, જરાબી નહીં. તેતો ઉલટી ઘણી ખુશ ખુશાળ લાગતી હતી. ને વળી મારીઆનના જોવા વગર તે દવા ભેળે કેમ ? મારીઆન કેહછ કે તેણીએ પોતે ગલાસમાં દવા રેડીને મરનારને પાઈ." આ સ્ટીફનનો વીચાર હતો.

ડાકટર કાર્લેટને મત આપ્યું કે "હુંબી ડાકટર જાનના મતને મળતો નથી. જો દવા એ બાઇએ પોતાને હાથે ઉમેરી હોયતો તે આવી ત્યારેજ તેમાં પ્રુસીક આસીડનો વાસ કયાંથી આવ્યો ?"

સ્ટીફન કરગરીને બોલ્યો "તેજ મને સમજ પડતી નથી. વાસ પેહલાંથીજ આવ્યો કેમ ?"

જાને કહ્યું "અંદર ઝેર હતું તેથી વાસતો આવયો, પણ ઝેર કાંહાંથી આવ્યું અને કયારે આવ્યું તે સવાલછે. વળી એ બાઇ છે કોણ ? એ આવી કયાંથી ? અંહી એની ઓળખાણનું કોઇ નથી તોબી એ અંહી આવી શું કાંમ ? વળી એ કેટલી જુવાનછે ? એ સઘળું વીચારવાનુંછે."

ગરીબ બચારૂં પુતળું ! મીઠી, ગોલાબી ઉંઘમાં એ ગોરી કેવી સુતી હતી. બાલ આસપાસ છુટા પડેલા હતા અને મોહ જરા ઉંઘાડું હતું તેમાંથી ઉજળા મોતી જેવા દાંત દીસતા હતા. આ દેખાવે ડાકટરોને ઘણા ગમખાર કીધા. સર્વે ગયા પણ ડાકટર કાર્લેટન પાછળ રહ્યા અને બતી મંગાવી પોતાને હાથે મરનારના સઘળાં કાગળ ખોળી જોયાં કે કાંઇબી પતો મળે પણ એક કપચી કાગળ કે ઇધાણી મળી નહીં.

"મારીઆન, આ મડમ પોતાની સાથે આએ એકજ પેટી લાવી હતી કે ?" ડાકટર કાર્લેટને પુછયું.

"હાજી એજ. અને આએ નાહાની લખવાની ઈસકોત્રી હતી." મારીઆને જવાબ દીધો.

ડાકટર કાર્લેટને ઇસકોત્રી ઉંઘાડી અને ખુબ બારીકીથી બધું તપાસીયું પણ તેમા સોય, દોરો, કાતર વગેરે શીવવાના સામાણ શીવાય બીજું કાંઇ ન હતું. તેણીના ખીસામાં એક નાહાની પાકીટ બુક હતી તેમાં ફકત થોડાક પૈસા હતા.

ડાકટર કાર્લેટને પેટી બંધ કરી અને તે ઉપર પોતાને હાથે પોતાનું સીલ કર્યું. "કોણ જાણે કાળ કેવી છે; મારી ગેર-

હાજરીમાં કાંઇપણ ગથળ મથળ થવી નહીં જોઇએ. પોલીસ આવીને જોઈયે તો મારૂં સીલ ફોડે."

હજુતો સીલ કરવાનું પુરૂં થયું ન હશે એવામાં એક કનસટેબલ ઓરડામાં આવીને ઉભો. ડાકટર કાર્લટને અને મારીઆને જે હકીકત કહી તે તેણે મુગે મોહોડે સાંભળી અને પછી સેરવાનું પ્યાલું અને દવાની સીસી પોતાના કબજામાં લીધી પછી સમેદાની લઇ આખું ઘર ફરી ફરીને જોયું. ઓરડાની બાજુમાં એક નાહાની ખોલી હતી જેમાં મેલાં કપડાંનો કરંડીયો રહેતો હતો તે આ અમલદારે બારીકીથી તપાશીયો. આ ઓરડી ડાકટર કાર્લટનના જોવામાં પેહલીજ વાર આવી. વળી તેને વીચાર આવ્યો કે પેલો ચેહેરો જે બાહાર ચાલમાં દેખાઇને ગેબ થઇ ગયો હતો તે તુરત વેળા આ ખોલીમાં તો છુપાઇ ગયો ન હોય?

ડાકટર કાર્લટનેબી રૂખશદ લીધી, પણ પેલો ચેહેરો તેની સાથેનો સાથેજ હતો. વાંચનાર વખતે સવાલ કરશે કે ત્યારે તેણે આ ચેહેરાની વાત પોતાના ભાઇબંધ ડાકટરો આગળ અથવા પોલીસ અમલદાર આગળ કાંય નહીં કીધી. શું કેહ? પોતાની મુર્ખાઇ કબુલ કરે કે તેણે ચાંદરણામાં એક કાળા ટેબીઆવાલા ભુતને જોયો હતો! એક પલમાં તે બાહાર ચાલમાં જઇને પાછો આવ્યો તેટલામાં તો તે ખોલીમાં ભરાઈ શકે નહીં. લોક આગળ એ વાત કરે તો લોક તેને વેહેમી સમજીને હસી કાહાડે.

ડાકટર કાર્લટન મોડેથી ઘર ગયો અને તુરત કપડાં બદલી સુવા ગયો, પણ ઊંઘ કાંહાંથી લાવે. પેલો ચાલમાંનો ચેહેરો

તેની પુઠે વળગ્યો હતો. જ્યારે તેને કાચી ઊંઘ આવી ત્યારે તેને સ્વપનામાંબી તેજ ચેહેરો ચમકાવીને જાગરૂત કરતો.

હવે આપણે ડાકટરો ગ્રેને ત્યાં શું થાય છે તે જોઇએ. બેહુ ભાઈઓ અને ફ્રેડરીક સાથે ગયા.

"ભાઈ, આ બનાવ ઘણો કમનસીબ છે." જાને વાત છેડી.

"કમનસીબ તેમજ અચંબા ભરેલોછે. મારી દવામા પ્રુસીક આસીડ આવે ! કદ્દી બને નહીં."

"બાવાજી, ગમે તેમ હોય પણ એ બાઇ પ્રસીક આસીડથી મરણ તો પામી, એટલે એ ઝેર તેને પાવામાં આવેલું એમાં તો કાંઇ શકજ નથી."

જાને ફ્રેડરીકની આ વાત સ્વીકારી. "વાત તો ખરી. તારી દવાની સીસીમાં પ્રુસીક આસીડ હતું તો ખરૂં. નાખ્યું કોણે તે ઇશ્વર જાણે, ભાઈ, ગુસ્સો ના કરતો, પણ કાંઇ વીસરભોમાં તારેથી તો ચુક નથી થઇ ગેઇ."

જાન ઘણો ઠાવકો હતો. તેણે દુનીયાં જોયલી હતી, તેણે ઘણીવાર વીચાર કરી આખરે મત બાંધ્યું હતું કે રખે કાંઇ ચુકથી તેના ભાઈથીજ આ કામ થયું હોય. સાધારણ રીતે સ્ટીફન ઘણો સંભાળવાળો આદમી હતો, પણ કોણ જાણે !

"બીરાદર જાન, આજે વીસ વરસ થયાં હું દવા બનાવું છું અને પ્રુસીક આસીડની સીસીનેબી ઓળખું નહીં એમ તું માનેછ ? નહીં બીરાદર, મેં પકી સંભાળથી દવા બનાવી હતી."

"હા કાકાજી, અને તે વખતે હું સઘળો વખત હાજર હતો. ને કાકાજી, પ્રુસીક આસીડની સીસીતો અભરાઇને છેક

મથાળેછે. તે કાહાડી લાવવાને વાસતે તો સીડી જોઈએ તારે શું બાવાજી ખામખા સીડી લાવીને અભરાઇપર ચહડીને ચુક કરે ? આજે માળપરથી સીડી તો નીચે આવીજ નથી. વળી દવા બનાવતી વખતે મી૦ ફીશરબી આગળ ઉભેલા હતા.” ફ્રેડરીકે પોતાના બાપનો બચાવ કીધો.

“ ઓહો ! ફીશર દવાખાનામાં કયાંથી આવ્યો ? ” જાને અચરતીથી પુછયું.

સ્ટીફ્રને ખોલાસો કીધો “ મીસીસ કેનને ત્યાંથી સાત વાગે હું પાછો ફરયો ત્યારે ઓટલા ઉપર મી૦ ફીશર અને તેની ધણીયાંણી બેઠાં હતાં આજે મીસીસ ફીશરની સાલગ્રેહ હોવાથી તેઓએ ચમપીનની બાટલી ઉઘાડી હતી તેથી મને સાથે પીવા અંદર બોલાવ્યો. તે પછી મી૦ ફીશર મારી સાથે ફરતાં ફરતાં દવાખાનામાં આવ્યો અને મેં દવા બનાવી ત્યારે આગળ ઉભેલો હતો.”

“પછી શું થયું ?” જાને પુછ્યું.

“ મેં દવા બનાવીને તૈયાર રાખી હતી, કેમજે બનસી જમવા ગયલો હતો. તે જમી આવો ત્યાં સુધી સીસી દવાખાનામાં અમારી આગળજ હતી. સાનતાનબી હાજર હતો.”

ઘરમાં જતાંને વાર જાને બનસીને બોલાવ્યો “ પોરીઆ આજે રાતના તું મીસીસ ગોલ્ડને ત્યાં દવા પોંચાડી આવ્યો, નહીં ?”

“હાજી, એક નાહાની સીસી હતી.”

“ તે સીસી તુને કોણે આપી ?”

"સ્ટીફન સાબે આપી ને મેં લઇ જઈને પેલી ડોગી આયાને આપી."

"રસતામાં કોઇ મળ્યું હતું?"

"નહીં સાહેબ, કોઇએ મારી રાવ કીધીછ કે?"

"ચુપ રહે. એ સીસી એમની એમ હકબંધ તેં તાંહ પોંચાડી હતી કે?"

"હાજી, હકબંધ."

બનસીને સુવા દઇ તે લોક પાછા દવાખાનામાં ગયા. સ્ટીફન માળ પરથી સીડી લાવ્યો અને અભરાઇને ગોઠવીને ઉપર ચહડીને છેક ખુણામાંથી એક સીસી કાહાડી તે ઉપર ટીકીટ મારેલી હતી "પ્રુસીક આસીડ."

સીસી નીચે લાવીને સ્ટીફને ટેબલ ઉપર મુકી "જો ભાઇ, એના મુચ ઉપર તો કંઇ દાહાડાના કરોળીઆના પડ બંધાયાં છે અને ઉપર બે ચાર મહીનાની ધુળ છે. હવે એ ઉપરથી સાફ જણાશે કે આ સીસીને ઓછાંમાં ઓછાં છ માસ થયા હાથ લગાડીયો નથી."

"ખરી વાત, સ્ટીફન, ને આપણી પાસે બીજી સીસી એ દવાની તો છેજ નહીં, મને જરા વાર વેહેમ પડયો તેથી દલગીર છેઊં."

આ પ્રમાણે બેહુ ભાઇઓ વાતમાં ધુતાયલા છે એટલે ફ્રેડરીક ઉપર તેમની નજર ન હતી. તેણે શું કીધું કે સીસીઓ સાફ કરવાનું પોતું લઇને ઝેર વાળી સીસી ખુબ સાફ કીધી. સઘળું ખલાસ થવા પછી જાનની નજર પડી.

"ઓ છોકરા, તેં આએ શું કીધું?"

"કાંઇ નહીં કાકાજી, સીસી ધુળે ભરાઇ ગઇ હતી તે સાફ કીધી, બીજું શું ?"

"અરે તારૂં નખ્ખોદ જાયરે તારૂં. આએ તારી નાદાનીથી તારા બાપની જીંદગી અથવા તેની આબરૂને તેં જોખમમાં નાખી તેની તુને કંઇ અક્કલ છે?" જાને ગુસ્સાથી ફ્રેડરીકને હંફેરીયો.

"કાકાજી, હું શું જાણું?" ફ્રેડરીકથી રડી દેવાયું.

"પણ તારે એટલું તો સમજવું હતું કેની કે જ્યાં સુધી સીસી ઉપર કરાળીયાનું પડ અને ધુળ હતી ત્યાં સુધી એ સીસી કોઇએ ઊઘાડી નથી એમ પુરવાર કરવાનું સેહેલ હતું. કરોળીયાના પડ સીસી પરથી બુચ સુધાં વળગેળાં હતાં એ શું પુરવારી જેવી તેવી હતી. હવે કેમ થશે?"

"કાકાજી, મારી મોટી ચુક થઇ, પણ મારા બાવાજીના ઉપર શક લાવવાની કોઇની મગદુર નથી."

"તારે કોણના ઉપર શક લાવે? તારી ઉપર? મારી ઉપર? દવા તારા બાવાએ બનાવી અને તે હકબંધ મારીઆનને પોંચી. તેણીએ તે પોતાને હાથે દરદીને પાઇ અને દરદી મરણ પામી. વળી ડાકટર કાર્લેટન જે આબરૂવાળો છે તે સોગંદ ખાઈને કેહ કે દવા આવી ત્યારેજ તેમાં પ્રુસીડ આસીડનો વાસ હતો અને તેજ ઘડીએ તેણે મારીઆનનું ધ્યાન તે પર ખેંચયું હતું ત્યારે પછી શક કોણના ઉપર જાય? તારા બાપને હાથે એવી ભુલ થાયજ નહીં એવી તારી ખાત્રી છે

તેવીજ મારી ખાત્રી છે, પણ બાહારનાઓની ખાત્રી કરવાને આએ કરોલીયાના જાલાંથી ભરેલી સીસી બસ હતી ને તેં સઘળો ધાણ બગાડીઓ. ચાલ જઇને સુઇ જા. તે આજ રાતને માટે પુરતો બગાડ કીધો છે."

ફ્રેડરીકનું ગળું તો સુકાઈ ગયું હતું. તેણે કીધેલી ચુકથી તેનો જીવ ફરવા લાગ્યો. હવે આનો ઉપાય શું કરવો તેના વીચારમાં તેનું માથું ધુમવા લાગ્યું. તેની હાલત જોઇ તેના બાપને દયા આવી.

"જા—જા—દીકરા સુઇ જા. તારેથી ભુલતો થઇ, પણ તેં કાંઇ તે જાણીજોઇને કીધી નથી. જા, કંઇ ચીંતા નહીં. હું નીરદોશછું એટલે મને કશી ચીંતા નથી. ખોદાનું કામ ખોદા કરશે."

ફ્રેડરીક રડતો રડતો બાહાર પડયો અને પોતાના કોચ ઉપર સુઇ છાતી ફાટી જાય તેમ ડુસકાં ખાવા લાગ્યો. તેને દીલાસો આપવાને કોઇ હતું નહીં. તેની મા બીમાર હોવાથી દારજીલીંગ રહેવા ગઇ હતી.

જાન, સ્ટીફન અને સાનતાન ત્રણ જણ ઘણી વાર વીચાર કરી થાકી ગયા પણ કાંઇ સેવટ આવ્યું નહીં.



## પ્રકરણ ૯.

### લાહોરમાં ગડબડાટ—તરેહવાર શક.

મંગલવારની સહવાર પડી. મીસીસ કેનના મરણનો બીજો દીવસ—લાહોરમાં એક નાકેથી બીજે નાકા સુધી વીજળીનો આંચકો લાગ્યો હતો. સર્વે કોઈ તેની તેજ વાત કરતું, જગે જગ ગુચડાં વળી લોક ઉભાં હતાં. મડમને ઝેર પાઇ મારી નાખી એ ઝેર દેનાર કોણ! લાહોર હમેશ સમસાન હોવાથી આએ તો ખોદાવજી પાયા. જાન ગ્રે ધારતો હતો તેમજ બન્યું. સઘળી ધાડ તેના ભાઇ ઉપર આવી. એ સ્ટીફનની ચુક નહીં તો બીજા કોણુની હોય. જ્યાં છે ત્યાં એનાથી સીસીઓ ભેલાઈ ગયલી. ડાકટર સ્ટીફન હમેશ પોતાના કામમાં ઘણો સાવચેત રહેતો હતો તે વાત તો હવામાં ઉડી ગઇ. ગરીબ બચારો સ્ટીફન. તેને માટે ઘણા જણ દલગીર હતા, કેમકે આ કલંક તેને આખી જીંદગી સુધી ચોંટે એવું હતું અને સ્ટીફનની સાલેસાઇ ગરીબોમાં પ્રખ્યાત હતી.

રીજમીટની મેસમાંબી એની એજ તકરાર.

"પણુ મેં સાંભળ્યું કે એ લોકને ત્યાં પ્રુસીક આસીડની સીસી એકજ છે અને તે તો એમની એમ ધુળથી વલગેલી હતી, પણુ સ્ટીફનના છોકરાએ ભુલમાં સીસી નુછી નાખી" મી૦ જોનસ બોલ્યો.

"હા, જાને મને પોતે એ પ્રમાણે કહ્યું. તે કેહેછ કે સીસી નુછી નાખી ત્યારે તે પોતે હાજર હતો." બીજાએ સાક્ષી પુરી.

"ત્યારે તેનો જોખમ તેઓનેજ માથેછે. સીશી એમની એમ રાખવી હતી, પણ એ વાત કંઈ મારા માનવામાં આવતી નથી." કોઈ વળી સ્ટીફ્નનો હેતનો કટનો હશે તે બોલ્યો.

"નહીં બીરાદર, જાન કબુ જાન જાયતો જુઠું બોલે એવો નથી."

"અરે બા, દુન્યાં તુરંગી છે, પોતાનાં ભાઇને બચાવવા ખાતર બધુ થઈ શકે?"

"વારૂં, બધી વાતતો ખરી, પણ ત્યારે હકબંધ સીસીમાં ઝેર દાખલ થવા કેમ પામ્યું? સીશી આવતાંને વાર ડાકટર કાર્લેટને તે પકડી કાહાડીયું, તારે શું કોઇએ રસ્તામાં ભેળ્યું?"

"હા, ને વળી ડાકટર કાર્લેટનને એટલાં વેર શક ગયો કે સ્ટીફ્નને પુછવા તેના ઘેર સુધી આયો પણ સ્ટીફ્ન બાહાર ગયલો હતો."

"ભલા આદમી, એટલો બધો વેહેમ પડયો ત્યારે સીસી પોતાની સાથે પાછલ કાંય નહીં લાવ્યો હશે."

"અરે, એ ડાકટરો એક બીજાના કામમાં પડી નહીં મરે. પણ એમ કહેછ કે દવા પીવી નહીં, એવી તે તાકીદ કરતો આવ્યો હતો."

"ગમે તેમ હોય, પણ એટલું તો નકીજ જણાયછ કે ડાકટર એના દવાખાનામાંથી જયારે સીસી બાહાર પડી ત્યારે તેમાં ઝેર હોવું જોઇએ. અને જયારે દવા સ્ટીફ્ને પોતે બનાવી ત્યારે હવે બીજાના સર પર જોખમ કેમ મુકાય?'

"વળી મેં તો બાહર એમ વાત સાંભળી કે દવા બનાવતી વખતે ડાકટર સ્ટીફ્ને ચમપીન ભારોભાર પીધેલો હતો.

અને દવાખાનામાં એ અને ફીશર બેહુ જણ લથડતા પથડતા દાખલ થયા હતા."

"ઓ લેઓ ફીશરજ આવી લાગ્યો. કેમ મી० ફીશર ગઇ કાલનાં બનાવનો તમે કાંઇ ખોલાસો આપશો? કેહછ કે તમારો કાલનો ચમપીન સ્ટીફનને ઘણો ભારી પડયો?"

"અરે, જરા સમજીને બોલો. સ્ટીફન એ કાંઈ તમારા ને મારા જેવો નાદાન નથી, કે માથે ચહડી જાય ત્યાં સુધી ચમપીન પીએ. મારી ધણીયાણીની સાલગ્રેહ હતી, અને મેં ચમપીનની બાટલી ઉંઘાડી તેટલાં સ્ટીફન જતો હતો તેને હમે બોલાવ્યો. મારી ધણીયાણીએ બે ગલાસ પીધાં, સ્ટીફને એક પીધું અને બાકીનો હું પી ગયો. પછી હમે સાથેજ બાહાર ગયા."

"પણ દવા બનાવી ત્યારે તેમાં પ્રુસીક આસીડ હતું કે?"

"તું પુછવાવાળો કેવો ગાંડો? અગર પ્રુસીક આસીડ હુ જોઉં તો બોલું નહીં? સ્ટીફને આગળથીને આગળથીજ એ બાટલીમાંથી દવા નામી."

ફીશરના આ ખોલાસા છતાં લાહોરમાં સ્ટીફનની સામે મત સખત થવા માંડયું. ગમે એટલા ખોલાસા ફોકટ ગયા.

"દીકરા ફ્રેડ, તું શું કરવા એ લોક સાથ તકરાર કરી તારૂં માથું દુખવેછ. સાચવટ પોતાની મેળે બાહાર આવશે." આખરે સ્ટીફને આશા છોડી.

શું થશે? સ્ટીફનનું શું થશે? તેને સજા થશે, ફાંસી ચહડાવશે કે ગામ બાહાર કાહાડી મુકશે? આ સવાલો જુવાન ફ્રેડરીકના જીવને ચુંથાવતા હતા.

# પ્રકરણ ૧૦.

## મુન્નાનો ધભરાટ.

મીસીસ કેનના કમોહતથી મુન્નાને ઝટકો લાગ્યો. મીસીસ કેનના ઘરમાં રાતના જે ગડબડ થઇ અને ડાકટરો ભેગા મળ્યા તેની કસી ખબર મુન્નાને ન હતી. તેની દાઢ તે રાતના ઘણીજ કળ્યાથી તે વેહેલી સુઇ ગઇ હતી. સહવારમાં જ્યારે તે ઉઠી ત્યારે ખોટી દવા અપાઇ જવાની વાત સાંભળીને તે વાને વેગે પોતે પાસેના ઘરમાં દોડી.

ગરીબ બચારી મુન્ના! તેણીએ પોતાની આ નાચાર સહીને મુવેલી જોવાની વકી રાખી ન હતી. જતાંને વાર મારીઆને ખબર આપી. "મરી ગેઇ—મરી ગઇ—રાતના દસ વાગેજ મરી ગઇ—ડાકટર સ્ટીફને કાંઇ પીવાની દવા આપી તેમાં ચુક કીધી ને પીતાં વારજ મરી ગઈ."

આ વાર મુન્નાના ચેહેરા ઉપર કંઇ નવાઇ જેવો ફેરફાર થતો હતો. તેણીના હોઠ ફફડતા હતા અને આંખો ઉડતી હતી.

"શું ડાકટર સ્ટીફને દવા મોકલી તેથી મરી ગઇ?"

"હા, આએ લોક એમ કેહછ તો ખરા."

"જો મારીઆન, ત્યારે સાંભળ, એ સ્ટીફનની દવાથી મરણ પામી નથી. ઓ હવે શું કરૂં? ઓ ખોદા કોઇ મને રસતો સુજાડો."

મારીઆન ફફડીને બોલી "મુન્ના, એમ બચાંની કાની ચેડાં શું કાહાડેછ, જ્યારે દવા આવી ત્યારે ડાકટર કાર્લેટન

પોતે હાજર હતા અને દવામાં ઝેરનો તેવણને વાસ આવ્યો તે અમથો કે? તેવણ ખામખા ડાકટર સ્ટીફ્નને પુછવા આવ્યા અને પાછા ફરે તેટલાં તો બધું રંધાઇ ગયલું."

મારીઆને પોતાની ગમગીની ઉતારવા જરા છાંટો લીધો હતો અને મીસીસ ગોલ્ડે પણ જરા દોસતીને ખાતર મોહો-ડું ભીંજવયું હતું. કમકમીને મુન્ના મરણના ઓરડામાં ગઇ. ઓરડાની બાહાર પોલીસ કનસટેબલ બેઠેલો હતો પણ તેણે દયા ખાઇને મુન્નાને બીછાણા આગળ જવા દીધી મરનારનો ઉજળો શાંત ચેહેરો જોઈને આ ભલી છોકરી ડુસકે ડુસકે રડી.

ડાકટર કાર્લટન તુરતનાજ આવી ગયલા હતા આ મરનાર મડમ કોણ છે અને કયાંથી આવી તેની શોધ કરવામાં પો-લીસને મદદ કરવાનું તેવણે માથે લીધુ હતું અને તે માટે કલકતા વગેરે ઠેકાણાં ઉપર પોતાના મીત્રોને કાગળો લખ્યાં હતાં. તેવણ મારીઆન ઉપર ઘણાં ખીજાયલા દીસતા હતા અને તેની ઉપર ખુબ નજર રાખવી એવી પોલીસને છુપી તાકીદ કરી હતી.

"આયા, મેં મરનાર બાઇને સખત તાકીદ આપી હતી કે મારા પાછા આવ્યા શીવાય તેણીએ આ દવા પીવી નહીં અને અજબ છે કે તેણે તુંને તે વાત કહી નહીં? મને મજબુત શક છે કે તેણે તુંને ચેતવ્યાં છતાં તેં દવા પાઈ."

"અરે ડાકટર સાહેબ, હું શું કામ એમ કરૂં? તે શું કાંઈ મારી દુશ્મન હતી?

"કોણ જાણે વખતે તેં તે વખત દારૂ પીધેલો હોય."

"વારૂં સાહેબ, અમે ગરીબ માણસ એટલે તમે જે બોલો તે ખરૂં."

કાર્લેટન ફરૂડીને પાછો પોતાને મકાંને ગયો. મુન્ના દાદર ઉપર ઉભી રહીને રડતી હતી તેટલાં સ્ટીફનનો દીકરો ફ્રેડરીક આવ્યો. એક દીવસમાં તેનાં ગાલમાં ખાડા પડી ગયા હતા. "કેમ મુન્ના, બાવાજીએ ઝેર ભેળ્યું એમ તુંબી માનેછ કે ? તું બાવાજીને સારી રવેશે ઓળખેછ. તું એમ ધારેછ કે એવણ એક દવામાં જાણીજોઇને અથવા ચુકથી પ્રુસીક આસીડ ભેળે ?"

"બાબા ફ્રેડરીક, હું શું બોલું; મારી જબાં બંધાઈ ગેઈ છે. તારા બાવાજીએ આ ઝેર ભેળ્યું નથી."

"શાબાસ, મુન્ના. જો, દવા બનાવતી વખતે હું હાજર હતો. બધી સીસીઓ મેં મારી નજરે જોઈ હતી. તે પેક કીધી ત્યારેબી હું હાજર હતો અને તુંને ખાત્રીથી કહુંછ કે જ્યારે સીસી દવાખાનાંમાંથી બાહેર પડી ત્યારે તેમાં ઝેર જેવું કાંઈ ન હતું. પણ તે મીસીસ કેનને ઘેર ગયું ત્યારે તેમાં ઝેર આવ્યું. તેણીએ દવા પીધી અને તે મરી ગઈ. હવે તેનો ખુલાસો શું ?"

મુન્ના કાંઈ બોલી નહીં પણ જાણે તેનાં મનમાં કાંઈ થતું હોય; કાંઈ ભારી ગુંચવાડો તેને ધભરાવતો હોય તેમ દીસતું હતું.

"ને ગામનાં લોક બાવાજી ઉપર ઠપકો મુકેછ. પણ થોડાક અમારા દોસ્તો છે જેઓ એમ માનતા નથી."

"બાબા હું તેમ માનતી નથી."

"મુન્ના તું—

આટલા શબ્દો બોલી ફ્રેડરીકે મુન્નાના કાનમાં કાંઈ કહ્યું, જે સાંભળી મુન્ના લાલ લાલ થઈ ગઈ.

"બસ બાબા બસ, કોઈ સાંભળશે."

"અરે જારે હું કોઈથી બીહીતો નથી."

"તારે લોકને કેહો પણ મને ના કેહો, બાબા મને ધ્રુજરાં છુટેછ."

"ઠીક છે જોઈશું—કારોનરની જુરી બેસશે અને જો તેમાં વરડીકટ મારા બાવાજીની સાંમે ગઈ તો તેમાં વાંક મારો કહેવાશે. મેં કાંહાંને કાંહાં પેલી સીસી તુછી. એ બાઈની કાંઈ ધન નસલ જણાતી નથી. લોક કહેછ કે તેવણનું એક કાગળ તું ટપાલમાં નાંખી આવી?"

"હા, હમણાંજ પોલીસે મને તે વીશે પુછયું. મેં કાંઈ સરનામું વાંચ્યું નહીં હતું પણ તે "કલકતે" ગયું એટલું તો હું જાણુંછ."

"પેલી શાહરા ઈઝીકીઅલ કોણ છે તેની ખબર કહાડવાને પોલીસ મેહેનત કરેછ. ડાકટર કાર્લટન કેહે છે કે એ સ્ત્રી મળશે તો ઘણો ખુલાસો થશે. એ સ્ત્રીના રૂપ રંગનું બરાબર વર્ણન પોલીસને કાર્લટને આપેલું છે."

આટલી ખબર આપી ફ્રેડરીક નાહાઠો. જેવી તેની પીઠ ફરી કે મુન્ના પાછી કગળાઈને બરબડવા લાગી. "હવે શું કરૂં! ઓ ખોદા મારે શું કરવું તે રસ્તો સુજાડ."

## પ્રકરણ ૧૧.

## કારોનરની જુરી.

વરસાદ મારમારનો પડતો હતો. તોબી મીસીસ ગોલ્ડના બંગલા આગળ રસ્તો લોકથી ચીકાર હતો. આજે ભરેસપતવારે મરનારની લાસ ઉપર જુરી ભરવામાં આવનાર હતી.

થોડીવારે કારોનર ધમધમ કરતા પોતાની ગાડીમાં આવી લાગ્યા, જુરી ભરવામાં આવી, જેમાં સઘળા ઇગ્રેજોજ હતા. પેહેલાં મુવેલી બાનુંને જોઈ તેઓએ કામ શીરૂ કર્યું. આપણે ફક્ત બે ત્રણ જુબાંનીની ટુંકમાં નોંધ લઈએ—કેમજે બાકીનું બધું તો આપણે આગળ સાંભળી ગયા છે. પેહેલી તકરાર તો એ ઉઠી કે એ બાઇ કોણ, એનું પેહેલું નામ શું. કોઈ ખુલાસો કરી શક્યું નહીં. તેણીનાં રૂમાલ ઉપર C અક્ષર હતો પણ તે તો મીસીસ કેન હોય. તેણીની પેટી ખુબ સંભાળથી તપાસવામાં આવી, પણ અંદરથી કશું મળ્યું નહીં. તે કાંહાંથી આવી અને શું કામ આવી તેની એક કાપલીબી નહીં મળે.

મીસીસ ફીચે જુબાંની આપી કે આ બાનુ પેહેલ વેહેલી તેણીની દુકાંનમાં થાકેલી આવેલી હતી અને તેણીને મીસીસ ગોલ્ડને બંગલે મોકલાવી હતી. ડાકટર સ્ટીફ્ને જુબાંની આપી તેજ રાત્રીએ તેને બોલાવ્યામાં આવ્યો હતો અને તેણીએ બચ્ચાંને જન્મ આપ્યો હતો. ડાકટર જૉન ગ્રે અને ડાકટર ષ્ટુકલીન નામનાં બીજા તબીબે જુબાની આપી કે, તેઓએ મરનારની લાસને ચીરી હતી અને તેમાંથી ઝેર મળ્યું હતું.

કારોનરે સવાલ ઉઠાવ્યો કે, ડાકટર સ્ટીફન જુબાંની આપવા ઈચ્છે છે તે લેવી કે નહીં.

આખરે તેની જુબાની લેવાનું તો ઠરાવ્યું, પણ કારોનરે તેને ચેતવણી આપી કે, તે જે કાંઈબી બોલે તે સંભાળીને બોલવું, કેમજે પછવાડેથી તે તેની સાંમે ઉપ્યોગમાં આવશે. સ્ટીફને જુબાંની આપી કે, તેણે પોતાને હાથે દવા બનાવી હતી અને તેમાં શું શું દવા નાંખી હતી તે સઘળું બરાબર સમજાવ્યું. ફ્રેડરીકે જુબાંની આપી કે, દવા બનાવતી વખતે તે ત્યાં હાજર હતો. આ પછી બનસીએ રડતી આંખે જુબાંની આપી કે, તે દવા બરાબર હકબંધ દરદીને ઘરે પોંહોંચાડી આવ્યો હતો.

"કોણુનાં હાથમાં તેં દવા લઈ જઈને મુંકી?" કારોનરે સવાલ નાંખ્યો.

"મારીઆન, આયાના હાથમાં."

"મારીઆન આયાને બોલાવો."

મારીઆનને ઘસડી પસડીને ઓરડામાં લઈ આવ્યા. તેણીએ દારૂ પીધેલો ન હતો, પણ બધાં લોક, જુરી, કનસ્ટેબલ વગેરેને જોઈને ઘબરાઈ ગઈ હતી. તેણીનાં બાલ વીખેરાઈ ગયલા હતા અને પગ તો જ્યારે તે જન્મ પામી તે દહાડે ધોયા હશે. મારીઆનની જુબાંનીએ કામકાજમાં જરા રસ વધાર્યો. કારોનરને તે તરેહવાર મુલાકાતથી જવાબ આપતી, એટલે સર્વે એક બીજાંમાં ખુખુ કરી હસતા હતા.

"તારૂં નામ શું?" કારોનરે સવાલ કીધો.

"મારીઆન માનકીન. મારા લાર્ડ સાહેબ." હું જન્મ પામી તારે મારી મમાઈ——

"બસ—બસ—તુંને પુછે તેનો જવાબ આપ. મીસીસ કેનને સારૂં સોમવારે દવા આપી ને તેં લીધી હતી કે?"

"હાજી, હા મારા લાર્ડ, મારા પાદશાહ, તે દવા નહીં ઉતી તે તો——

"બસ—કેટલે વાગે દવા આલી?"

"આઠ વાગેલા હતા, હું જમવા બેઠેલી હતી, જરા પટેટાનું ગોસ ને જરા અચારને——

"તે શું ખાધું, તે જુરી જાણવા માગતી નથી, જે પુછૈ, તેનો જવાબ આપ. એ દવા કોણ લાયું?"

"ડાકટર ગ્રેનો પોરેયો બનસી, લારડ સાહેબ; એ ઘણો લુચ્ચો છે સાહેબ, તેણે ટોપલીમાંથી એક નાહાની સીસી કાહાડીને મને કાગળમાં વીટાળેલી આપી. એ દુકતાએ મને ઘણી ચીડવી સાહેબ; મને કેહજે કેમ અમ્મા, આજે રાતના કેટલો કટોરો ચહડાવ્યો. મોટા પાદરી સાહેબ, એના કાનપર મુકી લગાવવાને મારા હાથ ચવડ ચવડ થતા હતા પણ શું કરૂં મારેથી કંઇ એની પાછવાડે દોડાય?"

"મારીઆન, તુને દંડ કરાવામાં આવશે. તુને, લાંબી-લાંબી-વાત-કોણ કરાવેછ. તેં પછી દવાને શું કીધું?"

"જડજ સાહેબ, હું તે લઇને માલપર ગેઇ એવામાં ડાકટર કાર્લટન બાઇના ઓરડામાંથી બાહાર આવ્યા, અને મને પુછ્યુ કે એ શું છે? મેં કહયું જે મેમસાબને સારૂં

ઊંઘાવાની દવા છે. તેવણે સીસી મારા હાથમાંથી લીધી અને સુંઘીને કેહયું છે એ તો બદામના તેલ જેવું વાસ આવેછે."

"બદામનું તેલ ! તુંને બરાબર યાદ છે કે એમજ કહ્યું?"

"હાજી, નહીં તો મને બદામનું તેલ યાદ કાંહાથી આવે? તેવણે બુચ કાહાડીને દવા સુંઘી જોઈ અને પછી બોલ્યા કે ડાકટર સ્ટીફ્ને દવામાં એ શું કરવા નાખ્યું હશે?"

"તમે પોતે સુંઘી જોયું હતું કે?"

"નહીં કપતાન સાબ, મારા નાખમાં તે વખતે વાસ આવતો ન હતો."

"કાંય નહીં વાસ આવતો હતો?"

મારીઆનને ઘણી શરમ લાગી, તેણીએ ઘણાં અખાડા કરવા માંગ્યા, પણ કારોનરે ખતી ખતીને પુછ્યાથી જવાબ આપવાની ફરજ પડી.

"કર્નલ સાબ, મેં નઅઅરા બ્રાંડીનનું ટીપું લીધું હતું. મીસીસ ગોલ્ડ કહેજે મારીઆન આજે તેં કોલમી ખાધીછ તેથી જરા ટીપું લે. એક તો મારી તબીયત જરા લઠડેલી છે તેથી બીહીકને મારે મેં એક મઇ જેટલો બ્રાંડીન લીધો સાહેબ ને તેથી મને દવાનો વાસ નહીં આયો."

આ ખુલાસો સાંભળીને સઘળાઓ હશી પડયા. મારીઆન જરા ફ્ફડી.

"તમે સાહેબ લોકોને શું છે. અહીં ઉભું રહેતાં મારો જીવ જાયછ ને આવેછ ને તમારૂં હસવાનું થાયછ."

"તારે બનસીના હાથમાંથી દવા પેહેલાં કોણે લીધી ? તે, ડાકટર કાર્લટને કે મીસીસ કેને ?"

"મેં રાજા સાહેબ, મેં લઇને બાહેર બેસવાનાં ઓરડામાં બીજી સીસીઓની સાથે ચીફાનીયર ઉપર મુંકી."

"તાંહ બીજી કોઇ એવી સીસી હતી કે આની સાથે ભેળાઇ જાય ?"

"નહીં સાહેબ, બીજી બધી સીસીઓ તો ઘણી મોટી હતી ને વળી ખાલી હતી. આએજ નાહાની શીશી ભરેલી હતી."

"વારૂં, તમે સીસી મુંકી ત્યાર પછીથી તે દવા પાઇ ત્યાં સુધીમાં કોઇ તેને હાથ લગાડી શકે એવું હતું કે?"

"નહીં પરવરદેગાર. ઘેરમાં કોઇ હતું નહીં. જુઠું શું કરવા બોલું શાહાજાદા! મેં જે ખુણાંમાં સીસી પેહેલાં મુંકી હતી તેજ ખુણાંમાં પડેલી મેં ઊંચકી."

"તે વખતે ડાકટર કાર્લટન ક્યાં હતા?"

"ડાકટર કાર્લટન? તેવણ તો દવા આપી તેવાજ સીધાર્યા."

"જો ડોસી, ધ્યાનથી સાંભળ, અને સંભાળથી જવાબ આપજે. એમ કહેવામાં આવ્યુંછ કે એ દવા પાવી નહીં એવી ચેતવણી ડાકટર કાર્લટને તુને આપી હતી ખરી વાત?"

"મારા માબાપનાં કસમ, જડજ સાહેબો, પાદરી સાહેબો તમારા પોતાનાં કસમ, મને એવું કશું કહ્યું હતુંજ નહીં. મને કહ્યું હોતે તો હું શું કંઇ મરનારની દુસ્મન હતે કે

તેને દવા પાતે ? ડાકટરે તો અમથી દવા સુધી જોઇ, ટીપું ચાખી જોઇને પછી બોલ્યા કે, બદામનું તેલ વાસ મારેછ. એવણુ એમ બોલ્યા કે પીવાને સારૂં મીસીસ કેનને મના કીધી હતી, પણ મને તો કશું કહ્યું નહીં."

"દવા તમે પોતે પોતાને હાથે પાઇ?"

"હાજી, તે વખતે મીસીસ ગોલ્ડ હાથમાં મીનબતી ધરીને ઉભેલાં હતાં. તે વખતે મને ખરાબ વાસ આયો ખરો."

"મીસીસ કેને પીતાં કાંઇબી આનાંકાંની કીધી?"

"નહીં રે મુરબ્બી, બચારીને જે આપયું તે મુંગી મુંગી પી ગેઇ. ગરીબ બચારી. જેને એ મુંજી કામ કીધું હોય તે જો મારા હાથમાં આવે તો——"

"ચુપ રહે——એ મરી ગેઇછ એમ તેં કેમ જાણ્યું?"

"પેહેલાં તો નહીં જાણ્યું રે મારા બાપ, હું તો જાણું કે જીવ બગડી આવ્યો હશે. મેં તેને હોશીયાર કરવા ડોકું ઊંચકી જોયું તારે જાણ્યું કે તેણીએ તો બચારીએ પ્રાણ મુંકી દીધો હતો."

"તારે એ કેમ બન્યું ને કોણે ઝેર ભેળ્યું તે વીશે તમુંને કશો શક નથી?"

"અરે હું જાણુતે તારે! તે મારા હાથમાં આવે તો તમે લાર્ડ સાહેબોને આટલી બધી તસદીબી શું કરવા આપું? તેને ફાંસી ચહડાવે તે જોવા હરખભેર જાઉં."

"તુંને બનસી પર તો શક નથી?"

" નહીં--કોઇના પાપમાં શું કામ જાઉં. એ પકરાતે તો હું ઘણી ખુશી થતે પણ મેં સોગદ ખાધેલા છે. બાટલી તો બરાબર હકબંધ આવી હતી. ઉપરનું કાગજ બરાબર સીલ કીધેલું હતું."

મારીઆનની જુબાંની તુરત વેળા તો અતરે ખલાસ થઇ. તે ચોમેર સલામ કરીને આંખ નુછતી નુછતી ઓરડાની બાહેર નીકળી.

બીજો સાક્ષી બોલાવ્યો તે ડાકટર કાર્લટન હતો. તેનો ભપકાબંધ ડ્રેસ, સોવામણો ચેહેરો અને જુબાંની આપવાની ઇંતેજારીથી તેણે સર્વેનાં મન ઉપર સારી અસર કરી.

" હું બાહેરગામથી પાછો ફર્યો ત્યારે રવીવારે રાતના મારા એક નોકરે મને ચીઠી આપી અને બોલ્યો કે, તે મારી ગેર હાજરીમાં આવી હતી મેં ઊઘાડીને વાંચી તો તે મીસીસ કેન તરફથી હતી અને મને તેણીની દવા કરવા માટે બોલાવવા માટે હતી. હું તુરત ત્યાં ગયો અને જણાયું કે તે હમેંશથી છુટી હતી અને તેણીનો કેસ ડાકટર સ્ટીફન એના ચારજમાં મારી ગેરહાજરીમાં મેળવામાં આવ્યો હતો."

અતરે કારોનરે પુછ્યું " એ બાઇની ચીઠી તમારી પાસે છે ?"

પણ કાર્લટન પાસે ચીઠી ન હતી અને તે ચીઠીનું શું કીધું તે કહેવાને તે શક્તીવાન ન હતો.

તેણે જરા વાર વીચાર કરીને જવાબ દીધો કે, " હુ જ્યારે મુસાફરીથી પાછો ફર્યો ત્યારે બીજા નકામાં કાગળો સાથે આ ચી-ઠીબી ફાડી નાંખી હશે. કેમજે મે પછવાડેથી ઘણી

શોધી પણ મને જડી નહીં. મને એવા ધરાકોની ચીઠીઓ તો ઘણી આવે છે પણ તે સાંચવી રાખવાનો મારો સરેસ્તો નથી. મને નકકી ગુમાન છે કે મેં તે વાંચીને ફાડી નાખેલી હોવી જોઇએ. તે ચીઠીમાં ફકત મને તેડવા શીવાયે બીજું કાંઇ ન હતું, અને તે આ તપાસમાં કાંઇજ અજવાળું નહીં પાડતે એવો મારો વીચાર છે."

"એ ચીઠીમાં સહી આખી કરેલી હતી?"

"આખી સહી? એટલે?"

"અમારી આ સવાલ પુછવાની મતલબ એ કે આ બાઇનું પેહલું નામ શું છે તે જણાતું નથી એટલે વખતે સહી કીધેલી પાતે તો જણાય."

"હા—બરાબર છે—કેમ શહી કાંધી હતી તે મને બરાબર ધ્યાન નથી. પણ એટલું તો યાદ છે કે બીજા બે મહીનાની વાર છે એમ તેણીએ લખ્યું હતું."

"તમે જયારે તેણીને જઇને પેહલીવાર મલ્યા ત્યારે તે કોણ છે અને કયાંથી આવી તેની કાંઈ તમને સમજ પડી."

"નહીં જરાબી નહીં. મોડું થઇ ગયલું હતું, તેથી મે તેવણને વધારે કંટાળો આપવાનું દરૂસ્ત નહીં ધારયું. સેજ ખબર અંતર પુછીને મેં મારી ગેરહાજરી માટે દલગીરી બતાવી અને ડાકટર સ્ટીફનના હાથમાં તેવણની તબીયત ઘણી સારી રહી તે સારૂં મારી ખુશી બતાવી. ત્યાર પછી તેવણ બોલ્યા જે હવેથી તેવણની દવા મારેજ કરવી, કેમજે તેવણના કોઇક મીત્રોએ મારી ભલામણ કરી હતી."

"એ ભલામણ કોણે કરી હશે, તેનો કાંઇ તમને ખ્યાલ છે?"

"નહીં—બીલકુલ—નહીં. એવણ એવી મતલબનું કાંઇ બોલ્યાં ખરાં પણ તે વખતે મેં તે ઉપર બરાબર ધ્યાન આપ્યું નહીં. તેવણ સુસ્ત દાસતાં હતા અને થાકેલાં જેવાં હોવાથી મેં તેવણનું બોલેલું બધુંજ બરાબર સાંભળ્યું નહીં. મારા મનમાં એવું હતું કે તે જરા હુશીયાર થશે ને બધું વીગતે પુછશ. કેન નામના મારા કોઈ દોસ્ત ઓળખાણ-વાલા છે તો નહીં.

"તે વખતથી કેસ તમારા અખત્યારમાં લીધો કે?"

"નહીં–તેમ કરવાનો અમારા ડાકટર લોકનો કાયદો નથી. ડાકટર સ્ટીફન ગ્રે પોતે હાજર રહીને કેસ મને સ્વાધીનમાં આપે ત્યાં સુધી મારાથી તે લેવાય નહીં. બીજે દહાડે; એટલે જે સોમવારે સહવારનાં ડાકટર સ્ટીફન મને રસ્તામાં મળ્યા અને મેં તેવણને અરજ કીધી કે તે દાહાડે સાંજ સુધી અથવા બીજે દાહાડે સહવાર સુધી તેવણેજ એ બાઇનો કેસ પોતાના હાથમાં રાખવો, કેમજે હું તુરતનોજ બાહારથી આવેલો હોવાથી, મારાં જુનાં ઘરાકો મને કંટાળો આપતાં હતાં અને ડાકટર સ્ટીફનને દરદીનાં બીછાંણાં આગળ મળવાની મને ફુરસદ ન હતી. હમોએ તે રાતે સાત વાગતે મીસીસ કેનને ત્યાં મળવું એવો ઠરાવ કરીને છુટા પડયા."

"પછી સાત વાગે તમે મળ્યા કે?"

"નહીં—મારેથી બન્યું નહીં—હું ગીયો ખરો પણ તે વખતે આઠ વાગી ગયલા હતા અને ડાકટર સ્ટીફન તો આવી ગયલા હતા. મીસીસ કેન ઠીક દીસ્તી હતી. પણ જરા ઉસકેરાયલી જણાતી હતી. તોબી હું ગયો ત્યારે તો તે ખુશાળ હતી. મેં તેણીને કહયું કે હવે તો મોડું થયું તેથી બીજે દીને સહવારના દસ વાગતે અમે પાછા આવીને ત્યાર પછી તેણીનો કેસ મારા પોતાના હાથમાં લઈશ. આથી તે સેજ નારાજી જણાઇ પણ મેં મારી ધંધા સંબંધી અડચણ સમજાવી. મેં પુછ્યું કે શું સ્ટીફન સાહેબ, બરાબર ધ્યાન આપતાં નથી? પણ તે બોલી જે તે ડાકટરના કામથી તે ઘણી ખુશી હતી."

"ત્યારે તમારી ભલામણ કોણે કીધી તે વીશે તમે તે વખતે તેણીને કાંઇ પુછ્યું નહીં?"

"નહીં—તે ઉસ્કેરાયલી હતી તેથી તેં કાંઇ જાતના સવાલો પુછ્યા નહીં, ફકત તબીયેત વીશે પુછ્યું."

"તમે ત્યાં હતા ત્યારેજ સુવાની દવા આપી કે?"

"હા—હું તેણીની સાથ વાત કરતો હતો તેટલાંજ કોઇ ઉપર આવ્યું, અને બાહારના બેસવાના ઓરડામાં દાખલ થયું. મેં ધારયું કે વખતે ડાકટર સ્ટીફન આવ્યા હશે તેથી ઓરડાની બાહાર પગ મુકીને જોયું તો મારીઆન આયા હતી. તેણીના હાથમાં દવાની નાહાની સીસી હતી જે દરદીને પાવાને 'ડાકટર સ્ટીફને ફરમાવ્યુ છે એમ તેણીએ મને કહયું."

"તે વખતે તમને આ સીસીમાં કાંઇની નવાઈ જેવું લાગ્યું ?"

"હા—જેવી તે મારા હાથમાં લીધી કે મને બુચ ઊઘાડયાની અગાઉ સખત વાસ આવ્યો. મેં ધાર્યું કે બદામનું તેલ હશે પણ પછી મને લાગ્યું કે એતો પ્રુસાક આસીડનો વાસ છે."

"તમુને પ્રુસીક આસીડનો વાસ આવ્યો ?"

"હા ઘણો સખ્ત. મેં આયાને સુંઘવા જણાવ્યું પણ તે કેહવા લાગી જે તેણીનુ નાક બંધ હતું. પણ એ વાત હું માનતો નથી. મને ઘણી નવાઈ લાગી કે સુવાની દવામાં પ્રુસીક આસીડ નાખવાની ડાકટર સ્ટીફનને શું જરૂર જણાઇ હશે પણ મને વચ્ચે મત આપવાનો હક ન હતો તેથી મેં સીસી એમની એમ આયાના હાથમા પાછી મેલી."

"પીનાર મરી જાય એટલું તેમા પ્રુસીક આસીડ હશે એવો તમને શક નહીં આવ્યો ?"

ડાકટર કાર્લટન આ વાર જરા હસ્યા "કારોનર સાહેબ; એ સવાલ તદન નકામો છે. જો મને એવો શક હતે તો હું દવા મારી સાથે લઇ જતે અથવા બીજો કાંઈબી ઊપાય લેતે. કોઇ વાર પ્રુસીક આસીડ નાહાના ડોઝમા આપવું પડે છે અને શા કારણથી ડાકટર સ્ટીફને તે આપવા દરૂસ્ત ધારયું હોય તે તે વેળાએ કેહવાને હું અસ્કત હતો તે છતાં મને જરા વેહમ પડવાથી મેં મીસીસ કેનને તો ચેતાવ્યું હતું કે ડાકટર સ્ટીફનને ફરીથી બરાબર પૂછવા વગર દવા પીવી નહીં."

"તમે તેણીને એમ કહયું હતું કે વખતે અંદર ઝેર હશે એવો તમને વેહમછે?"

પાછું ડાકટર કાર્લટને મુછમા હસવું કીધું "માફ કરજો, કોરોનર સાહેબ, પણ દરદીની માવજત કેમ કરવી તે તમે સમજતા જણાતા નથી; નહીં તો તમે આવો સવાલ કરો નહીં. હું જો દરદીને એમ કેહતે કે દવામા ચુકથી ઝેર ભેળવાનો શક છે તો કદાચ હું તેણીને હભતાવીને મોટી ઇજા કરતે અને તેણીની બારીક હાલતમાં એવી હભત ઘણીજ જોખમ ભરેલી છે. મેં એટલુંજ કહયું કે, ડાકટર સ્ટીફને મોકલેલી દવા મને પસંદ નથી અને તે સારૂ હું પોતે ડાકટર સ્ટીફનને મળીને વાત કરશ. તેટલાં તેણીએ એ દવા પીવી નહીં એવી મેં તાકીદ કરી હતી."

"ત્યારે તે છતાં તેણીએ એ દવા પીવાનું કારણ શું?"

"તે તો ઇશ્વર જાણે. મેં તો ખુલ્લે ખુલ્લું તેણીને ચેતાવ્યું હતું. કદાચ તે મારી વરદી ભુલી ગઇ હોય."

"તમે મારીઆન આયાને બી ચેતાવી હતી કે?

"નહીં—મીસીસ કેનનને કહયુંછ એટલે બસ છે એમ મેં ધારયું-વળી જ્યારે હું બંગલો છોડી ગયો ત્યારે મારીઆન ત્યાં દીસીબી નહીં."

"ડાકટર કાર્લટન, આ વાર, શીસી તમોએ તમારાં ખીસામાં મુકી હોત તો તે વધારે બેહતર હતું. એમ તમને લાગતું નથી?" જુરીના એક અધીકારીએ પુછયું. "હા,

બનાવના ભીતરમા શું ભરેલું છે તે જો સર્વે કોઇ જાણતું હોય તો આપણા કામકાજમા ઘણો ફેર પડે." શાસ્ત્રીએ લગાર ખીજાઇને જવાબ દીધો. "હું જો એક પલવાર બી એમ ધારતે કે એમા મરણ તોલ ઝેર ભેલાયલં છે અથવા મરનાર મારી સલાહ નહીં માનશે તો હું તે સીસી મારી સાથ જરૂર લઇ જતે. બનાવ બન્યા પછીથી એ વાતનો મને ઘણો ખટખટો લાગ્યા કીધો છે પણ હવે પરીણામ થઇ ચુકવા પછી અફ્સોસ કીધેલો નકામો છે. તેથી કાંઈ તે પાછી જીવતી થવાની નથી."

"તમારી જુબાની આગલ ચલાવો ડાકટર કાર્લટન." કારોનરે કહ્યું.

"પછી હું ડાકટર ગ્રેને ત્યાં ગયો. મારી નેમ ડાકટર સ્ટીફનને મળીને દવાના વાસ બાબે પુછવાની હતી. પણ તેવણ મલ્યા નહીં. તેવણનો ફરંગી સાનતાન હતો તેણે ડાકટર બાહાર ગયા છે એવી ખબર આપી. શું કરવું તેનો વીચાર કરીને મેં ઠરાવ કીધો કે મારે બંગલે જઇને બીજી દવા તૈયાર કરીને મીસીસ કેનને પોંચાડી આઊં. રસતામા એક ઘરાકને જોતાં જરા વખત લાગો. તોબી હું મારે ત્યાં ઝડપથી ગયો અને દવા બનાવીને પાછો ઝટ નીકળી પડયો. રસતામા મને મીસીસ ગોલ્ડ અકુરાયલાં ઘભરાયલાં મળ્યાં તેવણે ઓચંબા ભરેલી ખબર આપી કે મીસીસ કેન તો મરણ પામી હતી."

"તેણીના મરણ પછી આગળ તમે પેહલાજ હતા કે?"

"હાજી, હું અને મારીઆન, પાંચેક મીનીટ પછી રેવરંડ મી૦ લીસેટબી આવી લાગ્યા. મીસીસ કેન તદન મરણ પામેલી હતી."

"એ મરણના કારણ વીશે તમારૂં શું મતછે?"

"પ્રુસીક આસીડ પીધાથી. એમા કસો શક નથી. બધા ચેન ચાળા તે ઝેરનાજ હતા.

"ડાકટર કાર્લટન, આએ શીશા જુઓ—પેલી ઝેરવાળી શીશી ને એ કોઇબી રીતે મળતી આવેછ?"

"હા—મળતીજ છે."

"તે ઉપર લખેલા અક્ષર તેના જેવાજછે?"

"હાજી, એજ શીશી, કેમજે હજુ તેમા આગળોજ વાસ આવેછ."

"મારીઅનના હાથમા તમે શીશી પાછી મુકી ત્યારે તેણીએ કાંઇ મુકી તેની કાંઈ તમને યાદ છે?"

"નહીંજી—તેનુ મને કસું ભાન નથી. કેમજે તે વાર હું તો બીમારની આગળ હતો."

"ત્યારે તમે એ શીશીને ફરીથી હાથ લગાડયોજ નહીં?"

"નહીંજી—તેણીએ તે શીશી કાંહાં દાબી હતી તેબી હું જાણુતો ન હતો."

આ વાર ઓરડામા કાંઈ ગડબડ ગડબડ ચાલ્યા કરતી હતી—જેમાનાં કેટલાક શબ્દો કાર્લટનને કાને પડયા અને તે

ગુસ્સા ભરી આંખોમા લોકો ગમ જોવા લાગ્યો. કારોનરે સર્વેને ચુપ રેહવા ફરમાવ્યું.

કારોનર બોલ્યા "ડાકટર કાર્લટન, તમારી તપાસ પુરી થઈછે પણ તમે જાઓ તે અગાઉ મારે એક સવાલ પુછવોછે. તમને આ બાબદમા કાંઇબી શકછે? કાંઇબી ભેદ ખુલે એવું તમને લાગેછ?"

કાર્લટન ચુપ રહયો. મોહોતની એક કલાક અગાઉ દાદર ઉપર પેહલો ચેહરો જોગો હતો તે વીશે કેહેવું કે નહીં. તે ચેહેરાએ તેને બેચેન કરી નાખ્યો હતો. આ ભેદ સાથ તેંને કસો સંબંધ હોય કે નહીં, અને તે આ ઠેકાણે જાહેર કરવો કે નહીં. એવી ભમાતુ વાત બાહાર પાડવાથી તેની હસીતો ન થાય?

"ડાકટર કાર્લટન, તમે જવાબ આપતા નથી?" કારોનરે જરા વાર રહી કહ્યું.

"સાહેબ, હું જવાબ આપવાને અશકતછું. ઝેર કેમ આવ્યું તે હું કહી શકતો નથી. હું માત્ર એટલું જાણુંછુ કે શીશી આવી ત્યારે તેમાં ઝેરનો સખ્ત વાસ હતો અને તે બનાવતી વેળાએ ભેળાયલુ હોવું જોઇયે.

"ઠીક છે, ડાકટર કાર્લટન, હાલ તુરતતો અમારે એટલુંજ પુછવું છે. તમારી જુબાની માટે જુરી તમારો ઊપકાર માને છે."

કાર્લટન ઓરડો છોડી જવા જતો હતો તેટલાં પોતાની યાદીમાં જોઈ કોરોનરે તેને અટકાવ્યો "જરા સબર કરો,

રવીવારે સાંજના આઠારા ઈઝીફ્રીઆસ નામની સ્ત્રી એક બાલક સાથ તમુને સ્ટેશન ઉપર મલી હતી, નહીં?"

"વેઈટીંગ રૂમમાં એક સ્ત્રી મળી હતી અને તેના હાથમાં એક તુરતનું જણેલું બાલક હતું હું ધારૂં છું કે તે એજ હશે."

"તમુને તેના સાથ કાંઇ વાત થઇ હતી? મરનાર કોણ હતી તે વીશે તે કાંઇબી બોલી?"

"નહીં—શેહરમાં બનેલા બનાવની મને ખબર નહીં એટલે મેં કાંઈ પુછ્યું નહીં. મેં તેણીને એટલું તો કહ્યું કે, બાલક આવી મુસાફરી કરવાને લાયકનું નથી પણ તે સ્ત્રી રૂકડી પડી, અને ટાંગાની ફરીયાદ કરવા લાગી."

"તમે તેને જુઓ તો ઓળખો કે?"

"હા, હું ધારૂં છું— પણ હું કહી શકતો નથી—જરા અંધારૂં હતું તેથી તેણીનો ચેહરો મને બરાબર દીસ્યો નહીં.'"

"તે કાંહાં જનાર હતી તે વીશે કાંઈ બોલી કે?"

"નહીંજી——"

"ત્યારે બસ છે ડાકટર કાર્લટન—કે'હ્યું",



## પ્રકરણ ૧૨.

## જુરીએ ડાકટર કાર્લેટનને પાછો બોલાવ્યો.

ડાકટર કાર્લેટનના જવા પછી કોરોનરે અને જુરીએ થોડોક વાર અપસઅપસમાં મસલહત કીધી અને તેનું પરીણામ એ નીપજયું કે મારીઆન આયાને પાછી બોલાવી.

"મારીઆન" કોરોનરે પુછ્યું "તું ખાત્રીથી સોગંદ ઉપર કેહવા માંગેછ કે મરનાર બાઇએ દવા પીવાની કશી આનાકાની બતાવી નહીં ?"

"નહીં—પાદરી બીશપ લારડ સાહેબ, તેવણુને જો જરાબી હરકત હતે તો પીતે શું કામ? ઉલટું મારા હાથમાંથી ઝડપમાં લઇને પી ગયાં. મેં તો ઘણીબી ના કહી કે સેરવો પીને તુરતજ ઉપર નહીં પીઇએ."

"પણ ડાકટર કાર્લેટન તો અંહી જુબાની આપી ગયા કે તેવણે મરનાર મીસીસ કેનને દવા નહીં પીવાની સખત તાકીદ કીધી હતી તેનું કેમ ?"

"ગવરનર સાહેબ, તે તો મરનાર જાણે અને ડાકટર જાણે—હું તો સાંનતામારીના સોગંદ ખાઇને કહું છું કે તેવણુ મારી આગળ તો કાંઇ બોલ્યાં નહીં. પણ એટલું બધું શુ કરવા? મેં જયારે દવા પાઇ ત્યારે માસીસ ગોલ્ડ આગળ હાજર હતાં તેવણુને પુછોની? તેવણુ કેહશે કે મરનારે દવા પીવાની આનાકાની કીધી હતી કે નહીં એ બચારી

ઘરડી મડમ નકામી ધ્રુજેછ ધડકેછ કે રખેને તમારી કોર્ટ આગલ લાવી તેણીને 'ટ્રાનસપોર્ટ' કાહાડવામાં આવે.''

આ ધણી સુરીયાની જુબાની આપીને મારીઆન આયા સેવટની વીદાય થઈ. ત્યાર પછી બે યુરોપીયન કનસટેબલો ધસડી પસડીને ઘરડાં મીસીસ ગોલ્ડને ઓરડામાં લઇ આવ્યાં. એ ડોસીના મનમાં એકજ ધખારો બેસી ગયો હતો કે તેણીને બસ હવે ફાંસીજ દેવામાં આવનાર છે. ગમે એટલું સમજાવ્યું, પણ કેમે કરી તેવણુની ધ્રુજરી નરમ પડે નહીં. તેવણે હાથમાં 'સ્મેલીંગ સાલટ' ની સીસી પકડેલી હતી અને બીજા હાથમાં એક કોલાંગવાટરની સીસી ધરી હતી. આ પ્રમાણે બેસુધ થઇ જવાની સઘળી સામગ્રી આગળથી તૈયાર કરીને તેવણુ પધારયાં હતાં.

"બાઇ, તમારૂં નામ શું?" કોરોનરે શીરૂ કીધું.

"ઓ સાહેબો, હું તો નાચાર બેચાર છેઉં, મને માફ કરો—હું વીધવા છેઉં—હું હવે શું કરશ.''

"એ બધી વાત પછી, પણ તમારૂં નામ શું?"

"ઓ—અં—બાપરે—મારૂં નામ ઇલાઇઝા ગોલ્ડ—ઓ ખોદા—ઓ—

"ડોસાં, તમે ઠંડાં પડીને મુગાં નહીં રેહશો તો તમને દંડ કીધામાં આવશે. આય જગા કાંઈ ઓ આં કરવાની નથી" કોરોનરે ફફડીને ચેતવણી આપી. "તમે શાનાં બીહીઓછ? શું તમુને ખાઈ જવાના છે?"

"અરે બપાવા, મેં કોઇનું કાંઈ બગાડીયું નહીં હોય એવું નહીં બનવા જોગ નથી ને મને અંહીં ઘસડી મગાવી તેથી મારો જીવ જાયેછ ને આવેછ." આ ઠેકાણે મીસીસ ગોલ્ડે ચમચો ભરીને કોલાંગવાટર પોતાના નાકના શીફ્ડાંમાં બોસી દીધું.

"ડોસાં, તમારી ઉમર શું ?"

"ડોસાં ! વાહારે સાહેબો ! આએ શું કોર્ટ છે કે નાટકશાળા છે ?"

"આએ કોર્ટ છે, અને તમને જે સવાલ પુછે તેના જવાબ આપવા પડશે. તમારી ઉમર શુ ?"

મીસીસ ગોલ્ડ કાંસીયા, કરાંજીયાં અને જેમ તેમ કાંઇ એવી મતલબનું બરબડયાં કે "હોસેજ તો, ચાલીસ બેતાલીશ હશે."

તેમના સફેદ બાલ અને ચીરડાયલો ચેહેરો તથા વાંકો કમર જોઇ કોરોનર મુછમાં હસ્યો.

"બેંતાલીશ ! નોધી લેઓ. મડમ તમે કાંઈ ભુલ તો કરતાં નથી ? આએ ઈનસાફની કોર્ટ છે ને તમારે જે બોલવું તે સાચ્ચુંજ બોલવું, નહીં તો તમારી ઉપર ખોટા સોગંદ ખાવાનો અપરાધ આવશે."

મીસીસ ગોલ્ડ રડયાં બરયાં અને આખરે જાણે જીવ બગડી આવ્યો હોય તેમ આંખ વીચીને ડોકુ નાખી દીધું. થોડીવાર તેવણુને બેસવા દઈ પછી કોરેનરે ફરીથી પુછ્યું.

"ડોસાં, હું આશા રાખુંછું કે હવે તમે બરાબર હુશીયાર થયાં હશે. ચાલો, હવે આપરે તમારાં ઉમરની વાત નક્કી કરીયે. તમે શું ઉમર કહી?"

"બા, હવે માંડી વાલો રે, મારી ઉમર સાથ તમુને શું કામ છે?"

"ઘણું કામ છે, બોલવુંજ પડશે, ને તપાસજો હવે બાહાણા બીલ્લાં ચાલશે નહીં, કોર્ટ ખોટી થાય છે. તમારી ઉમર શું?"

"એકસઠ, બાસઠ, ત્રેસઠ બરેલી હોશે—હવે બીજુ કંઈ?" કોલાંગવાટર, હસાહસ, અને ડોસાંના ફફડાટ વચ્ચે આ જવાબ નીકળ્યો.

"અં—તારે બેતાલીસ છેકી નાખો મી૦ ક્લારક—
હવે આપરે આગળ ચાલીએ. જે જુવાન બાઇએ તમારો માળ ભાડે રાખ્યો તેના વીશે તમે શું જાણો છો?"

"હું કાંઈ જાણુતી નથી, પણ તેની આંગળીએ વીટી હતી તેથી મેં ધારયું કે તે પરણેલી હોવી જોઇએ."

"તે કાંહાંથી આવી, શું કરવા આવી, અને તેના સગાં વાહાલાં કોણ તેની તમને કાંઇબી ખબર છે?"

"નહીંજી—મારી પડોસણ મીસીસ પીચે તેણીને મારે ઘેરની નીશાની આપીને મોકલી. મરનાર બોલી કે તેનો વર તો બાહાર મુસાફરીએ ગયલો હતો, બીજું કાંઇ તેણીએ કહયું નહીં."

" શા કારણુસર તે મુસાફરી કરતી હતી તે કાંઇ કહ્યું ? "

" નહીંજી—એ મને ધ્રુજરાં ચહડેછ."

" બરાબર તમારી જબાની પુરી થાય તે પછી મેહરબાની કરીને પાસેના ઓરડામાં પેટ ભરીને ધ્રુજવાની તમને છુટ છે. હમણા તો થોભો." કોરોનરે હશીને કહ્યું.

" ચાલો, હવે બોલો, કેટલી મુદત સુધી મરનાર અહીં રેહવા ધારતાં હતાં. તે કાંઇ બોલ્યાં હતાં કે ?"

" તેવણ મારા બંગલામાં હંમેલથી છુટવાના હતાં અને તે વાતને હજી બે મહીનાનો વાર હતો એમ બોલ્યાં હતાં ખરાં મારી પાસેથી અંહીંના ડાકટરોના નામ પુછ્યાં તારે મેં ડાકટરો એની ભલામણ કીધી, પણ તેવણ તો કેહજે મને ડાકટર કાર્લટન જોઈએછ."

" ડાકટર કાર્લટનને પસંદ કરવાનું તેવણે કાંઇ કારણ જણાવ્યું હતું કે ? "

" કેહજે ડાકટર એને તે ઓળખતી ન હતી, પણ ડાકટર કાર્લટનની તો તેણીને ભલામણ થઇ હતી. પણ બપાવા, એ બધી મોહોકાન પેલી નાપાક ટાંગાની–તેણીએ આ તાંવાર ડાકટર કાર્લટનને ચીઠી લખી અને મેં તે મોકલી આપી. જ્યારે પાછી ખબર મલી કે ડાકટર કાર્લટન તો શેહેરની બાહાર ગયલા છે ત્યારે મરનાર ઘણી રડી."

" રડી ? "

" હાજી, તે બોલી કે હવે કાર્લટનને બી ફી આપવી પડશે, અને બીજા ડાકટરને બી બોલાવવો પડશે. હમે તેને ઘણો

સધયારો આપચો કે જો ડાકટર ગ્રે પોતાના ભાઇબંધ કાર્લ-ટનને બદલે આવશે તો ફી લેશે નહીં. આ પછી તેવણુ મુગાં રહયાં અને ડાકટર સ્ટીફ્ન ગ્રેને બોલાવવાની રજા આપી. જ્યારે બધું સમાધાન ઉતરયું ત્યારે તેવણુ ડાકટર સ્ટીફ્નની વખાણુ કરવા લાગયાં. પણુ બા, મને કેહતાંબી શરમ લાગેછ કે મરનારને ઘરે કાંઈ પૈસા ન હતા."

"તમે કેમ જાણયું?"

"કેમજે તેમના મરણુ પછી બીજાઓએ બધું ખોળી જોયું તો તેમાંથી પૈસા નીકળયા નહીં. પાલીસ બધું ફેરવી ફેરવીને જોયું છે. તેણીની પાકીટબુકમાંથી ફકત આંઠ રૂપયા ને છ આના નીકળ્યા, બીજુ કાંઇ નહીં. એટલા રૂપયામાંથી મારૂં ભાડું, ખાધાનું, મારીઆનનો પગાર, ડાક-ટરની ફી ને સુવાવડનો ખરચ કેમ આપતે તે મને સમ-જાતું નથી."

"હા—ને વરી તમે મારીઆનને અવારનવાર જરા દારૂ પાતાં હતાં તેનો બી ખરચ કાંહાથી મળતે." જુરીના એક ઘરહસ્થે ટકોર કીધી "તેના બી પૈસા બીલમાં ચારજ કરવાના, કે તેબી તમારી તરફથી બક્ષેશ હતી?"

"બોલો બા—બોલો—તમારાં ખેતર ખાધાંછ—મઈ જેટલો દારૂ ઘેરમાં બરેલો હતો ને કોઈ ઝાંખીને જોતુંતું બી નહીં, પણુ મીસીસ કેન આવ્યા પછી હમને ઘણુા ધુજરાં લાગીયાં કાધાં તેથી બે ટીપાં અમે સાંહાંજ સાંહાંજના વેહ-ચીને પીધાં હોશે, બાકી દારૂં શુ ને વાત શું."

" લે ચાલો, તમે ઘણાં ડાહાયાં છેઓ ને દારૂને નામની તમને સુગ છે તે અમે સમજ્યાં. હવે બોલો, કે દવા આવી તેમાં ઝેર કાહાંથી આવ્યું તેની કાંઈ તમને ખબર છે ?

આ સવાલ સાંભળી શાક્ષી બહુ ધ્રુજવા અને કાંપવા લાગી.

" અરે મુરબ્બી—શું તમે એમ જાણોછ કે મેં દવામાં ઝેર ભેલ્યુંછ ? "

" ડોસાં, તમે નકામી ગરબડ કરોછ, સાફ જવાબ દેઓ કે તમને કોઇ ઉપર શકછે ? "

" સાહેબો, તમે આટલા બધા જન સાથે મલીને એક એખલી બાઇને ઘભરાવી નાખોછ તે સારૂં ખોદા તમારૂં ભલું કરે. હું ને મારીઆન શીવાય બાજું ઘેરમાં કોણ હતું ? તમારે ગમે તો અમુને ગળે પડો. ડાકટર કાર્લેટન તો ગળે પડયા તા કે અમે એક પારકા માણુસને દાદર પર છુપાવ્યો તો. "

" અં ? અં ? શું ? શું બોલ્યાં. " મીસીસ ગોલ્ડની આ નવી વાત સાંભળીને કોરોનર, જુરી તથા તમાસગીરો ચમકીને ખડા થયા.

" જી, જે રાતના આએ બધી ગડબડ થઈ કેની તે વખત ડાકટર કાર્લેટન તાંહ હતા. તેવણુ બાહાર જતી વખત મને પુછવા લાગા કે કોઇ પારકા માણુસ કાળા ટેબીયા વાળો ઘેરમાં આયો તો ? મેં ખબરીને જવાબ દીધો કે કાળા ટેબીયાવાળો બી નહીં ને ગોરા ટેબીયાવાળો બી નહીં. અંહી પારકો માટીડો કાંથી આવતો તો, અમે ઘરડાં

આદમી ! ત્યારે ડાક્ટર બોલ્યા કે "કોણ જાણે, મને એવો કંઇ વેહમ આવ્યો હશે. હું તો તમુને સેજ પુછું છ. અમે ગરીબ માણસ પડીયાં એટલે જે જેને ગમે તે બોલે."

કોરોનરને આ વાત ઘણીજ અચંબા ભરેલી લાગી. કાર્લટને પોતાની જુબાનીમાં એ તો કંઇ કહયું નહીં ? તેણે આ સઘલી હકીકત લખી લીધી.

હવે મીસીસ ગોલ્ડની વધારે જુબાની અત્રે નોધવાની જરૂર નથી. તેવણને પાસેના ઓરડામાં બેસાડીયાં જ્યાં તેવણ સારી પેઠે પેટ ભરીને ધુજ્યાં. કોરોનરે હુકમ કીધો કે ડાક્ટર કાર્લટનને પાછા બોલાવે, પણ તેવણ તો જબાની આપ્યા બાદ જતા રહ્યા હતા. આથી થોડોવાર વખત લાગ્યો. એક કનસ્ટેબલ ગાડી લઇ તેવણને તેડવા દોડયો અને તેવણને બંગલેથી ઝપાટામાં બોલાવી લાવ્યો.

રસતે આવતાં તેણે પુછયું "કેમ, વળી પાછું મારૂં શું કામ પડયું ?"

"કોણ જાણે સાહેબ, કોરોનર સાહેબનો હુકમ થયો કે તમને ઝડપમાં બોલાવી લાવે."

જુરી રૂમમાં દાખલ થતાંજ કોરોનરે જરા ખફગી બતાવી. "ડાક્ટર કાર્લટન, તમારા જેવા ધરહસ્થે જાણવું જોઇએ કે તપાસ પુરી થાય ત્યાં સુધી સાક્ષીઓએ જવું નહીં જોઇએ." કોઇ વખત નવા સવાલો પુછવાની જરૂર જણાય ત્યારે સાક્ષીની ગેરહાજરીથી હરકત પડે છે."

"હું દલગીર છું સાહેબ; મને એનો કંઇ વીચાર આવ્યો નહીં. હું જાણું કે મારી જુબાની પુરી થઇ હશે."

ફોરેનરે તેના ગમ ધારી ધારીને જોઇને પુછ્યું. "એ આએ અજાણ્યા માણુસની વાત શુ છે! જે રાતે ખુ—— અરે મોહોત થયું તે રાતના કોઇ અજાણ્યો ઠેભીયાવાળો મરદ તમારા જોવામાં આવ્યો હતો એવી વાત અહીં આવી છે, તે શું?"

ડાકટર કાર્લટન જરા ગુંચવાયલો દીસ્યો. શું એક મીનીટનો વેહમ તેને આ વખત આડે આવતો હતો? શું કોર્ટમાં તેની ઠેકડી કોઇ કરાવવા માગતુ હતું?

"કોણ કેહછ, કે મેં અજાણ્યો માણુસ જોયો!"

"તમુને સામા સવાલ નાખવાની જરૂર નથી—તમે જોયો કે નહીં જોયો?"

"નહીં—મેં નથી જોયો."

"મીસીસ ગોલ્ડે જુબાની આપી છે કે તમે જોયો અથવા તમને દેખાયો એવું તમને લાગું."

"નહીં સાહેબ, ખરી વાત એ છે કે, હું બીમારને છોડી બાહાર નીકલતો હતો તે વારે દાદરના રમણા ઉપર ચાંદ પ્રકાશતો હતો તે વાર મને એક ઝપકો લાગો કે જાણે કોઇનો ચેહરો હોય."

"જે ચેહરો તમને લાગ્યો તે કેવો હતો, મરદનો કે ઓરતનો?"

" મરદનો. મને જણાયું કે કોઈ ફીકા ચેહરાનું અને કાળા ટેભીયાવાળું ઉભું હોય. હવે મને લાગેછ કે એ ફકત મારા ભેજાંના ખેલ હતા. એક પલ મને એમ લાગું અને પછી સઘળું હવામાં ઉડી ગયું. તમે સાહેબ સારી પેઠે જાણતા હશો કે, ચાંદના કીરણો કોઇવાર તરેહવાર આકારો બતાવે છે. હું તુરત ઓરડામાં જઇને મીણબતી ઉપાડી લાવ્યો અને સઘળું તપાસયું પણ કોઈ હતું નહીં. જો કે મારી ખાત્રી હતી તોબી મેં મીસીસ ગોલ્ડને અમથું પુછી જોયું કે, બંગલામાં કોઇ પારકું માણસ આવ્યુ હતું ?"

" અને તેવણે ના પાડી ? "

" હાજી—અને વળી મારા ઉપર જરા ખફા થયાં. "

કોરોનરે જરા વાર વીચાર કરી જુરી સાથ મસલહત કરી " ધરહસ્થો, તમે જોયું હશે કે જો દાદર ઉપર ખરેખર કોઇ હોય તો તે બીના ઘણી શક ભરેલી છે, અને તે વીશે પુરતી જુસતેજો કરવાની જરૂર છે. દાદરની પાસે જતાંજ બેસવાના ઓરડામાં પેલી દવા હતી અને કોઇ બાહારથી આવનારના હાથ પુગે એમ મેલેલી હતી, અને બે સ્ત્રીઓ તો ઘણો ખરો વાર નીચે પોતાના કામ પર હતીયો. ત્યારે જો કોઈ દાદર પર છુપાયલો ખરેખર હોય તો ઝપ દેતો બુચ કાહાડીને બે ટીપાં ઉમેરી દેવામાં કાંઇ મુશકેલી પડે નહીં."

જુરીમાંથી એકે ડાકટર કાર્લટનને પુછ્યું " સાહેબ, જરા વધારે વીચાર કરો અને કહો કે તમે કાંઈ વધારે ખચીતાઈથી મત આપી ન શકશો ? "

"મારા મનમાં પુરતી ખચીતાઈ છે. મારી ખાત્રી છે કે એ ચેહરો ફકત મને અમથો લાગો હતો. ઉજરડાંમાંથી હું અંધારાંમાં ગયો, અને ચાંદનું પ્રકાશતું હોવાથી——

"સબર કરો ડાકટર, તમે કહોછ કે તમે ઉજરડાંમાંથી દાદર આગળ ગયા, પણ જુબાની તો એવી પડી છે કે મી-સીસ કેનના ઓરડામાં બતી હતીજ નહીં."

"હા, ખરી વાત છે, હું ભુલ્યો. કદાચ મેં બતી બીજે ઠેકાણે જોઇ હશે."

"પણ ડાકટર કાર્લેટન, આ ચેહરાની બીના તમારી પેહલી જુબાંનીમાં તમે જણાવી કેમ નહીં?"

"શું જણાવું? મે અંધારાંમાં ઓળો જોયો અને પછ-વાડેથી હુંજ મારી મુર્ખાઇ ઉપર હસ્યો તે? કેસ પર કાંઇબી અજવાળું પડે એવું હોય તો કેહવાને અને કરવાને હું ઇંતેજાર છું, પણ આવી હેમકાઈ ભરેલી વાત રજુ કરૂં તો સામી મારી હસી થાય."

"ત્યારે તમે એ બીનાને કશું વજણુ આપતા નથી?"

"નહીંજી—જરાબી નહીં—હું ફરીથી કહુંછ કે એ બધું અમથું હતું."

"ઠીક છે, ત્યારે હાલ તુરત તો એટલું બસ છે બીજા કોઇ શાક્ષીઓ છે?" કારોનરે પોતાના કલારકને પુછ્યું.

બીજા એકુ બે જણે કાંઇ બીન અગતની જુબાંની આપી અને ત્યાં તપાસ ખલાસ થઈ. આ પછી ફ્રેડરીક ગ્રે જે સઘળો વખત ત્યાં હાજર હતો તે બાહાર પડયો અને કારો-

નરની સામે ઉભો રહી બોલ્યો "સાહેબ, મને કાંઈ કેહવું છે તેથી બોલવાની રજા આપશો ?"

"અલબત, જો કાંઇ આ બનાવના સંબધમાં હોય તો."

"હાજી," ફ્રેડરીક પોતાની બલુ દેખાવલી આંખમાં આંસુ લાવી બોલ્યો. "મારા બાપના ઉપર બેદરકારીનો ઘાતકી શક આણ્યો છે. હું કેહવા માગું છું કે જે પુરવારીથી આ શક દુર થતે તે પુરવારી મારે હાથે નાશ પામી છે."

આ પછી ફ્રેડરીકે પેલી કરાળીયાના પડથી ભરાયલી સીસી સાફ કરવાની વાત અવલથી આખર સુધી માંડીને કહી.

"આ પ્રમાણે તમે કીધું તે વાર તમે અને તમારા બાવા શીવાય બીજું કોઇ આગળ હતું ?"

"હા સાહેબ, મેં કહયું કેની, કે મારા કાકા જાનબી હતા ?"

"ત્યારે ડાકટર જાન ગ્રેને બોલાવો." જુરીના ગ્રહસ્થો, આએ જુબાની દાખલ કરવાનું જરા સરેસ્તાથી ઉલટું છે,.પણ મારે કબુલ કરવું જોઇએ કે, ડાકટર સ્ટીફન જેવા હોશકા અને આબરૂદાર ડાકટર આવી બેદરકારી કરે એ મારા માનવામાં આવતું નથી. મને લાગે છે કે એવી ચુક નહીં બનવા જોગ છે. અને તેટલાં માટે તેનાં સંબંધમાં જેબી જુબાની પડે તે મારે સાંભળવી જોઇયે. વળી ડાકટર કાર્લટનની જુબાનીએ જે ચેહરા બાબદની વાત આણી છે તે પરથી મારો શક વધ્યો છે. ડાકટર કાર્લટન ગમે તેમ ધારે, પણ મને લાગે છે કે આ ચેહરામાં કાંઇ વધુ ભેદ સમાયલો છે. મરનાર કમનશીબ બાઈનો કોઇ અદેખો મુદઈ કાંય નહીં હોય ? તે તેણીની

પાછળ લાહોર આવ્યો કાંય નહીં હોય? અને તેણીનો જાન લેવાને ભરાયો કાંય નહીં હોય?"

પણ જુરીના એક અધીકારીએ વાંધો લીધો. "કોરોનર સાહેબ, તમારાં વંચારે અનુભવને હું માન આપું છું, પણ એ ઝેરનો વાસ તો દવા ઘરમાં આવતાંને વારજ ડાકટર કાર્લટને પારખ્યો તેનું કેમ?"

"હા, તેમ છે ખરૂં, પણ એ ભેદ હાલ કાંઈ ખુલ્લો સમજાતો નથી. ડાકટર જાન એ મેહરબાની કરી કેહશો કે તમારા ભત્રીજાએ સીસી ઉપરથી કરાળીયાના પડ નુછી કાહાડયાં ત્યારે તમે આગળ હતા?"

"હાજી—હું હતો. મારા ભાઇએ સીડી મુકીને સીસી નીચે ઉતારી તારે તે ઉપર ઘણી ધુળ અને જાળાં વળગેલાં હતાં. સઘળો બુચ જાળાં વીટલાઇ જવાથી ઘંકાઈ ગયલો હતો, અને સાફ દેખાડી આપતું હતું કે આ સીસી ઘણા માસ સુધી ઉઘાડેલી હોવી ન જોઇએ."

"મીસીસ કેનના મરણ પછી તમે આ જોયું, નહી."

"હાજી, મુવા પછી તુરતજ. હમે મરનાર આગળથી ઘેર પાછા ફરયા ત્યારે તેજ ઘડી જોયું. મારા ભાઇએ તેજ વેળા કહયું કે આએ પુરવારી ઘણી મજબુત હતી. હમે બે જન વાતમાં મશગુલ હતા એવામાં ફ્રેરેડરીકે અલબતે અ-જાણપણે રૂમાલ લઈને સીસી નુછી. મારૂં ધ્યાન છેક અસુરેથી પોચ્યું અને હું બુમ મારી ઉઠયો ને ઘભરાઇને રડવા પડી ગયો, પણ નુકશાન તો થઇ ગયલું હતું."

"ડાકટર જાન, આ શીવાય પ્રુસીક આસીડની બીજી સીસી તમારા દવાખાનામાં છે?"

"નહીંજી—

કોરોનરે જુરી ગમ જોઈ કહ્યુ "સાહેબો, જો ડાકટર જાન ગ્રેની જુબાની ઉપર તમને એતબાર હોય તો આપરે કબુલ કરવું જોઇએ, કે ઝેર દવા બનાવતી વખતે ડાકટર સ્ટીફનને હાથે પડે નહીં."

કોરોનરનું આ મત જુરીએ સ્વીકારયું.

"ગ્રહસ્થો, આપરે ડાકટર જાનને સારી પેઠે ઓળખ્યે છેએ. તેવણ સુધા, પ્રમાણીક અને આબરૂદાર છે. તેવણે બાઈબલ ઉપર સપત લીધા છે."

પણ એ બાહાર ગરબડ શાની—રસતા ઉપર લોક ધસી આવતું હોય તેવો ધભરાટ આગલ આવતો સંભલાયો. એ શું છે? ગરબડ વધતી જાય છે, અને થોડી મીનીટમાં કેટલાક અકળાયલા લોક ઓરડામાં દાખલ થયા.

કાંઈ વધુ જુબાની હાથ લાગી હતી.

બધા ઉઠી ઉભા થયા. કોરોનર અને જુરી વટીક અચરત થયા. પણ શું અજવાલામાં આવ્યું હતું? શું બનસી પોરેઆએ બધું કબુલ કીધું? શું પેલો દાદર પરનો ચેહરો પકડાયો?

---

## પ્રકરણ ૧૩.

## ફાટેલી ચીઠી.

તમામ જુરી, કોરોનર, તમાસગીરો વગેરે અચરતીથી ઉભા થઇ રહયા હતા. ઓરડામાં ઉભા રેહવાની જગા ન હતી. શું નવી જુબાની મળી હતી? નહીં, દમ જેવું લાગતું તો નથી. એક ફાટેલી ચીઠીનો કકડો હતો જે મરનાર મડમના ખીસામાંથી મલી આવ્યો હતો. આ ચીઠી ફાટેલી હતી તે ઉપર કાંઇ લખેલું હતું, અને ઉપર સાહીનો મોટો દાઘો હતો. નવાઈ જેવું એ હતું કે, આ ડ્રેસ જે સુવાના ઓરડામાં પેહલાંથીજ ટાંગેલો હતો તે પોલીસના અથવા ડાકટર કાર્લેટનના જોવામાં આવ્યો નહી. કોરોનરે આ મરડાઇ ગયલું કાગળ ટેબલ ઉપર પાંથરી સરખું કીધું અને પછી તે ઉપર લખેલું મોટે સાહાદે વાંચ્યું અને તે જુરીના ધરહસ્થોને જોવા ફેરવ્યુ. તે નીચે પ્રમાણે હતુઃ—

### લાહોર—ના૦ ૩. મો સ્ટ્રીટ.

સુકરવારે સાંજના માર્ચ ૧૦–૧૮૪૮.

" **મારા વાહાલા ધણી**—મારી મુસાફરીની વાત સાંભળીને તુ અજબ થશે. હું લાહોરમાં સલામત આવી પુગી છેઊં. હું જાણુછ કે તુ ગુસ્સે થશે, પણ મારો બીજો ઉપાય ન હતો. આપરે મલશું તારે બધી વાત કરશું. અંહીના લોકોને મેં કોઇ સારા ડાકટર વીશે પુછેલું છે. તેઓ ડાકટરો

એની મજબુત ભલામણ કરે છે, પણ મેં તેઓને કહયું છે કે મને ડાકટર કાર્લેટન વધારે પસંદ છે—કેમ તમારો કેવો વીચાર. તેવણે આજે સાંહાંજના આવીને મને જોવાની જરૂર છે. કેમજે ટાંગાએ મને ખખડાવી નાખી છે અને હું——"

આ રીતે ચીઠીનો અચ્ચુચ અંત આવ્યો. ઉપર જણાવેલા શાહીના મોટા દાઘ શીવાય બીજુ કાંઈ ન હતુ. કાંઇ કારણથી તે અટકી હોય અથવા શાહીનો દાઘ પડવાથી તેણીએ બીજી ચીઠી લખી હોય તે કેહવાઇ શકાતું નથી, અને કદાચ હવે પછી કેહવાઇ શકાશેબી નહીં. ગમે તેમ હો, પણ આ ચીઠીથી કાંઇબી નવું અજવાલું પડયુ નહીં. તે કોણ હતી, કયાંથી આવી, અને કેમ મરી ગઇ તે તો જેમનું તેમ રહયું.

કોરોનર ઘણા ઊંડા વીચારમાં દીસ્યા જરા વારમાં તેવણ બોલ્યા.

"ડાકટર કાર્લેટનને બોલાવો."

ડાકટર કાર્લેટન આ વાર ગયા ન હતા, તેવણ બાહાર વાત કરતા હતા.

"વરી મારૂં શું કામ પડયું ? આએ જુરી તો હવે કંટાળો આપેછ—ચાલો."

"સાહેબ," કનસટેબલ બોલ્યો. "કાંઇ નવી વાત અજવાળામાં આવી છે."

"નવી વાત શું ? પેલો દાદર પરનો ચેહરો કે ?" તેણે બેતેજારીથી પુછ્યું.

કોણ જાણે સાહેબ, લોકની ગીરદી એટલી છે, કે મેં બરાબર સાંભળીયું નહીં.

ડાકટર કાર્લેટન ઓરડામાં દાખલ થયા પછી ફાટેલી ચીઠી તેના હાથમાં મુકી કોરોનરે કહયું "ડાકટર, આ ચીઠી જરા સંભાળથી જુવો, તમે કહી શકશો કે આ દસ્તખત મરનાર-નાજ છે ?"

ડાકટર કાર્લેટને ચીઠી હાથમાં લીધી અને જરા જોઇને પછી જાણે વધારે અજવાળાંમાં તપાસવા માટે છેક બારી આગળ લઇ ગયા અને જુરીગમ પીઠ કરીને સંભાળથી વાંચી. એ વખત વાંચી પછી તે ફેરવી જોઇ અને ફરીથી વાંચી જોઇ, પછી ટેબલ આગળ પાછા આવીને બોલ્યા.

"હું કેમ જાણું, કે એ મરનારના દસ્તખત છે કે નહીં?"

"તમને મરનાર તરફથી તેડાંની ચીઠી આવી હતી કેની, તે દસ્તખતને આ મળતા આવે છે કે નહીં ?"

જરા વાર થોભી ડાકટર કાર્લેટને ડોકું હલાવ્યું. "મારી ઉપર આવેલી ચીઠીના દસ્તખત મેં તે વાર ધ્યાનથી જોયા ન હતા. તે ચીઠી જો મારી પાસે હતે તો આપણે સર-ખાવી જોતે. હું હમણાં ઘર ગયો ત્યારે તે ચીઠીને સારૂં મેં ફરીથી ઘણી ખોળ કીધી, પણ તે મળી નહીં. જરૂર મેં તે બીજાં કાગળો સાથ ફાડીને નાખી દીધી હશે."

વાતબી ખરી હતી. તેણે ઘર જતાંજ પેલી ચીઠી માટે ખુબ ફાફાં મારીયાં હતાં. સઘળાં ખાણાં ખેંચી જોયાં, સઘળાં કાગળીયાં ફેરવી જોયાં પણ કાંઇ જડયું નહીં.

" ત્યારે તમે આ દસ્તખત વીશે કાંઇ કહી શકતા નથી?" કોરોનરે પુછ્યું.

" નહીં સાહેબ, પેલી ચીઠીના દસ્તખતને જરા મળતા લાગેછ એવું મને ભાન છે. વધારે ચોકસાઇથી હું કહી શકતો નથી."

" પણ આએ અક્ષર ઘણાજ અસાધારણ ખુબશુરત છે" કોરોનરે ટીકા કીધા. " તમને શું શારટ સાઇટ છે, કે તમે એ ચીઠી વાંચવાને છેક બારી સુધી લઈ ગયા?"

કાર્લેટને લગાર ફફડીને કોરોનર ગમ જોયું. " નહીં, મારી નજર સારી છે, પણ હવે સાંહાંજ પડવા આવવાથી જરા ઓજપં પડે છે ને હું જાણું કે, કાંઇ અગત્યનો દસ્તાવેજ હશે. લોકોની ધાંધલથી હું સમજયો કે, કાંઇ જણાયું હશે."

હવે બીજું કાંઇ કરવાનું બાકી ન હતું તેથી કોરોનરે જુરીને ચાર્જ આપવા માંડગો અને લોકને બાહાર કાહાડયાં.

---

## પ્રકરણ ૧૪.

## કેપટન ચેસ્ની અને બેટીઓ.

જુરીનું કામ ખલ્લાસ થતાં લોક બાહેર પડયું તેમાં મુન્ના પણ હતી. તેઓ જુરીનું કામકાજ જોવા ગઈ હતી. પોતાની સહી મીસીસ કેનના મરણથી તેણીની છાતીમાં તીર લાગ્યો હતો. કદાચ તેણીનેબી શાક્ષી દાખલ બોલાવવાનો સંભવ હતો.

પણ જુરીએ તેણીને જુબાની આપવા બોલાવી નહીં, કેમજે મરનારને દવા પાતી વખતે તે ઘરમાં ન હતી. તેણીએ ગુપચુપ એક ખુણામાં બેસીને સઘળો તમાસો જોયો હતો.

લોકના ટોળાં પાંચ પાંચ દસ દસના .વળીને રસ્તા ઉપર તકરાર ચલાવતાં હતાં. જુરીના ઓરડામાં જે મસલહત ચાલતી હતી તેનું પરીણામ શું આવેછ તે જાણવાને તેઓ ઇંતેજાર હતા. ડાકટર સ્ટીફન, ડાકટર કાર્લટન અને કેટલાક બીજાઓ એક ખુણામાં ઉભા રહી વાત કરતા હતા. સર્વે કોઇ જાણવા માંગતું હતું કે જુરી સ્ટીફન ગ્રે ઉપર માણસનું મરણ ઉપજાવવાનો વાંક લાવશે કે નહીં.

એણીમેર જણાવવાની જરૂર છે કે મીસીસ કેનના મરણ પછીથી મુન્નાએ બીલકુલ ખાવા પીવાનું મુકી દીધું હતું, અને કોઇ જો તેને આ બનાવના સંબંધમાં સવાલ પુછતું તો છેડાઇ પડતી હતી. તે હવે કંટાળી ગઇ હતી, અને પોતાને માટે કાંઇ લાયક ચાકરી શોધતી હતી. તેણીને

ખબર પડી કે સીડર લાડજમાં આવી વસેલાં નવાં કુટુંબ કેપટન ચેસ્નીને તાંહની આયા ચાકરી છોડી જનાર હતી, માટે ત્યાં પોતાનું નસીબ અજમાવવાનો તેણીએ ઠરાવ કીધો હતો.

મુનો હજુ તો પાંચ ડગલાં આગળ ચાલી ન હશે એવામાં જુરીના ઓરડાનું બારણું ઉઘડયું, અને સેવટનું પરીણામ સાંભળવાને લોકની ઠઠ દોડી ગઇ. કોરોનરે જુરીનો અભી-પ્રાય જાહેર કરયો અને તે થોડી મીનીટમાં આખાં શેહરમાં ફરી વળ્યો.

"અમે મત આપીયે છૈએ કે મરનાર બાઇ જેણીનું પરણેલું નામ 'મીસીસ કેન' છે, પણ જેણીનું ખરૂં નામ અમને ખબર નથી તે પ્રુસીક આસીડ પીધાથી મરણ પામી છે, પણ એ ઝેર તેણીની દવામાં કેમ આવ્યું અને કોણને હાથે આવ્યું તે નક્કી કેહવાને જુરી પાસે પુરતી જુબાની નથી."

ત્યારે ડાકટર સ્ટીફ્ન ગ્રે જોખમમાંથી મોકલા થયા. તેના મીત્રોએ તેને મુબારકબાદી આપી અને તેનો બેટો ફ્રેડરીક ઘર દોડી જઇને બારણું માંહેથી બંધ કરીને પોતાના બાપના છુટકારા માટે ગુટણપર પડી ખોદાની બંદગી કરવા લાગ્યો.

કેપટન ચેસ્નીએ જે બંગલો લીધો હતો તે નાહાનો પણ સ્વચ્છ હતો. બાહાર ઝાડોની ઘટા પણ ઠીક હતી. આગળની બારીએ એક જુવાન મડમ બેસીને કાંઇ ભરતી હતી; પણ અવારનવાર બાહાર ડોકીયાં કાહાડીને જાણે કોઇની વાટ જોતી હોય તેમ લાગતું હતું. તેજ ઓરડામાં વચ્ચેની ટેબલ

ઉપર વડી બેહેન જેન ચેસ્ની બેઠી હતી. જેન ઘણી સાંત અને મલાજા વાળી, આસરે ત્રીસ વરસની બાઈ હતી. તે સરમાલ, થોડું બોલી, અને ટેકવાળી હતી. તે જુદા જુદા ઘરના આંકડાઓ તપાસતી હતી. આ આંકડાઓ જોઇને જાણે તેણીને ધસ્કો પડયો હોય તેવો તેણીનો દેખાવ હતો. બારી આગળ પીઆનો મુકી હતી તે ઉપર બેસીને બીજી બેહન ફ્લોરા ચેસની મધુર ગાયણ ચલાવતી હતી. ફ્લોરા બાવીસેક વરસની હશે પણ તેની ખુબસુરતીનું શું વર્ણન કરૂં ? નરૂં જાણે રમકડું હતું. મધ્યમ કદ, પતલી કમ્મર, રમતીયાલ દેખાવ અને બ્લુ આંખોએ એ સોવામણી પુતલી લાગતી હતી. તે જરા ઉછાછલી ને ટચાક હતી અને મીજાજબી જેન કરતાં ઉલટોજ હતો. તેના દીલની મોટી ઉમેદ એ હતી કે ખાવું પીવું અને એસ્કી કપડાં પેહરીને મોટે ઘેરના તવંગર લોકની પેઠે રેહવું. ફ્લોરા ચેસ્નીમાં કુદરતે જે રૂપ મુકયું હતું તેથી ઉલટા ગુણો સુકયા હતા. તે ઉતાવળી, ચીરડાઉ અને બોંહોસીલી હતી.

થોડીક મુદ્દત થઈ ફ્લોરાના બાબમાં એક નવો ફેરફાર થયો હતો. કપડાં લતાંના પ્યાર કરતાં એક નવો પ્યાર તેણીનાં જીગરમાં જાગ્યો હતો અને તે ડાકટર કાર્લટન હતો. તે પીઆનો વગાડતી બેઠી હતી, પણ તેનું ધક ધ્યાન સઘળું રસતા ગમ હતું. તેણીએ ખોલ્લા બ્લુ સીલ્કનો ડ્રેસ પેહરયો હતો અને મોઘી એસ્કી લેસથી પોતાના મીનબતી સરખા સફેદ હાથને સોભાવ્યા હતા. બચારી સાદી જેને કપીલા રંગની ફ્લાનલનો ડ્રેસ પેહરી પોતાના મનને મારીયું હતું.

ફ્લોરા જાણે શાહાજાદી જેવી દીસતી હતી અને જેન તેની દાસી જેવી લાગતી હતી.

બારી આગળ ઉભી રહી, ટકોરા મારતી, અને ફ્લોરાના મ્યુઝીકને ધ્યાનથી સાંભળતી એક બીજી છોકરી ઉભી હતી. આ ત્રીજી બેહન લુસી હતી. આ રૂપાળી પોરી ખુબસુરતીમાં ફ્લોરાના જેવીજ હતી પણ તદન વગર ખીલેલું ગોલાબ હતું. તેની ઉમર અગીયાર વરસની હતી. ઇંગ્રેજીમાં જેનો 'ચેરબ' યાને ફ્રેસતા બાળક કેહેછે તેવી લુસી દેખાતી હતી. આંખ કાલી, બાલ સોનેરી, હસતા હોઠ અને તમામ નીર્દોશ ખાલેસ ચેહરો.

માળપર કપતાન સાહેબ પોતે પોતાના સુવાના બીછાણા પર પડેલા હતા. તેવણુનો રાબેતાનો બાધેલો મીજાજ હદથી જીઆદા ચશકી ગયલો હતો, કેમજે તેવણુને ગઈ રાતે નજલાનો જોર પગનાં અંગુઠા ઉપર ભારી થયો હતો. કપતાનને ફકત પોતાનું પેનસન મળવા શીવાય બીજી કશી આવક નહીં, તેથી કુટુંબને ખરચીનાં જબરા વાંધા પડતા હતાં. ટુંકમાં ધીકે પાપે માસીક ખરચ પુરો પડતો, અને સામું થોડું ઘણું કરજ થયલું હતું. કેપટન ચેસની જેવા આકળા ભુતનો આથી સ્વભાવ બગડી જાય તેમાં નવાઈ નથી.

એક તો એ કુટુંબ લાર્ડ ઓકબર્ન નામનાં નામીચાં કુટુંબનાં પીત્રાઈ, એટલે છેકજ ભીખારીની કાની તો રેહવાય નહીં. અસલ એ લોક કલકતામાં રેહતાં ત્યાં દેવું ઘણું વધી ગયું અને માગનારાઓ તાંતલ કરવા લાગ્યા, એટલે તો કપતાન સાહેબ પોતાનાં કુટુંબને લઇને લાહોરમાં આવી ભરાયા.

પેહેલાં ચાર પાંચ મહીના તો ઠીક ચાલ્યા, પણ પછી તો લાહેરખી તેજ પ્રમાણે ગરમ પડવા માડયું. પરચુટણીયાઓનાં આંકડાનો હાર નહીં ને રસતા ઉપર ફ્જેતો થવા લાગ્યો. બધી પીડા બચારી જેનને માથે હતી. આ છોકરીનો પોતાનાં બાપ ઉપર જીવ પ્રાણ હતો. બાવાજીને કાંઇબી ઓછું નહીં પડે અથવા કોઇબી વાતે તેવણનો જીવ નહીં કુહુરે તે લીધે સાહુવારથી પટકાઈ જતી હતી. અગર બળતા આતશમાંથી પોતે ચાલી જવાથી જો બાવાજીને પાંચ મીનીટનોબી કરાર થાય તો તે ભોગ આપવાને ગરીબ બચારી જેન તૈયાર હતી. કપતાનનું પેનશન આવે તે બધું જેનનાં હાથમાં જાય તેમાંથી તે બાપડી રાત દીવસ હાય અફ્સોસ કરીને જેમ તેમ ઘર ચલાવતી, બાકી તે વીશેની કપતાનની બળાગી નહીં જાણે. તેમાં ફ્લોરા તો આ ઘરની ખટપટમાં કાંઇબી ભાગ લેવાને અથવા જેનને મદદ કરવાને ધસીને ના પાડતી. માંગનારાઓને જેમ તેમ સમજાવી પટાવીને થોભાવવાની સઘળી મેહનત, બજાર હાથને સારૂં મહીનાના છેડા સુધી પૈસા સાચવવાની, નાહાની ચીજોમાં નીચાઇની હદ સુધી કરકસર કરવાની, હવે પછી શું થશે તેનો અંદેસો કરવાની અને બાવાજીને કાંઇ કશું થયું તો બધી બેહેનોનું શું થશે એનો દુ:ખભરયો વીચારવાની સઘળી તસ્દી એકલી જેનને માથે હતી. તે ધીરજથી સઘળું સાંખતી પણ તેથી તેણીનું અંગ ગળાવા માંડયું હતું. ગયા મહીનાના સઘળા આંકડાઓ ટેબલ ઉપર પાંથરીને તે ભારી અંદેસામાં વીચાર કરતી બેઠી હતી કે હવે એનો ચુકાદો કેમ

કરવો, કોણને આપવું અને કોણને ન આપવું. હજુ તો બીજાં ઘણાં બીલો આપવાના હતાં અને બંગલાનું ભારૂં ત્રણ મહીના ચહડી ગયું હતું. ઘણીવાર સર્વાળા કરયા તોબી કાંઈ સુજ પડયું નહીં એટલે નીસાસો નાખીને જેને બીલો પાછાં બાંધી મુકયાં.

"લુસી દાકરા, જરા સીધી બેસ."

લુસીએ ચકીત થઇ વડી બેહેન ગમ જોયું. "જેન, હું કાંહ ગરબડ કરૂંછ?"

"નહીં, પણ તું હીલીયા કરેછ તેથી મારૂં માથું વધારે દુઃખેછ."

"તમારૂં માથું દુઃખેછ, જેન?"

"હા, આએ કાગળીયાં જોતાં જોતાં મારૂં ભેજું ચરી ગયું છે."

ફ્લોરા છણકો કરી બોલી, "ચરી નહીં જાય તો બીજું શું. આએ કંગાળ બીલો સાથ તું નકામાં શું કામ પછાડા ખાયછ? બીલો આવે તો આવવા દે, તેમાં તારે શું?"

"મને શું, ઓ ફ્લોરા, પછી મામલો શું થાય?"

"પણ તરફડીયાથી શું ફાયદો થવાનો છે? તેથી મામલો તું કેમ સુધારશે?"

"પણ ઘરના કારભાર પર કોઇએબી ધ્યાન આપવું જોઇએની, નહી તો પછી ઘેર કેમ ચાલે? હું જો હાથ જોડીને બેસી રેહું તો બધો જોખમ ને બેકરારી બાવાજીના માથાં પર આવી પડે."

"તેમાં શું ? એતો માટીડાનું કામજ છે. એવણુનીજ બોહોંસથી એ બધી મોહોકાણુ વલીછ. પેહલાં તપાસયું નહીં અને હવે ફોકટમાં બધાને રખડાવેછ તેમાં વાંક એવણુનોજછે."

"મુગી રેહ ફ્લોરા, મુગી રેહ, એમ નહીં બોલીએ. બાવાજીને સારૂં આવા સખુનો તારે બોલવા નહીં જોઈયે."

ફ્લોરા ફફડીને મુગી બેઠી. ઘરમાં વાખા પડતા હતા તે સહુ કરતાં ફ્લોરાને ઘણુા કડવા લાગતા હતા. આખરે તેણીનાથી રેહવાયું નહીં. "બાવાજી જેટલા તુને વાહાલા છે તેટલાજ મનેબી વાહાલા છે, પણુ હું કાંઈ લાકડી કે પથર નથી. આપરા જેવીજ બીજી લેડીઓ કેવી પેહરેછ, ઓઢેછ અને ચમન કરેછ, તારે આપરે પૈસા પૈસાને સારૂં મુંઝાઇએછ તેથી મને ઘણું લાગેછ. કાલ ઉઠીને શું કરશું તેનાં ધરક ધુજારામાં આપરી બધી જીંદગી અતવાઇ જશે તેનો બળાપો મને થાયછ."

"ફ્લોરા, બાહારથી જેટલું ચળકે એટલું સોનુ નથી બાહારથી સુખી દેખાય તે ઘેરમાંબી કાંઈ છુપો ગમ હશે. તું હજી સમજવાને નાહાની છે, બાગમાં જે પાતરાં તડકામાં ચળકેછ તેનીબી એકાદ બાજુ અંધારામાં હશે."

પણુ આ તકરાર ફ્લોરાના ધ્યાનમાં ઉતરી નહીં. "તું એમ બોલીને ખરી વાતપરથી મને ચુકાવેછ; આપરા જેવાં ઉંચાં કુલની છોકરીઓ કીયા ઘેરમાં આપરી કાની દલદેસરી કરતી હશે ?"

તું શું જાણે? ધણીબી. બાવાજીને જરાબી નચીંતાઇ થાય અને એવણુ બીચારા ખુશ રેહ તો મને બીજું કશું જોઇતું નથી."

વાતબી ખરી. જેનને મોટામાં મોટો લોભ એ હતો કે કોઈ વાતે બાવાજીને મુંઝાવવા નહીં. રખેને કોઇ મુંજી માગનારા વધારે આગળ પડીને બાવાજીને ધરી પકડી જાય તેની ચીંતામાં તે સારી રાત ઉંઘતી નહીં.

ફ્લોરા બોલી "એવી ધરક ધ્રુજારાની જીંદગી કામનીબી શું? બળીઉં જાંહ જોય તાં ભીખારડા જેવું. પુરાં પાધરાં કપડાંબી નહીં મળે, કે કોઇ સારે ઠેકાણે મળવા જઇયે. કોઇ મોટે ઘેરનું મળવા આવે તો એકુ બે જણુને સુવાના ઓરડામાં છુપાઈ જવું પડે. એ તે શું?"

"ફ્લોરા, ફ્લોરા, તું એ પ્રમાણે ફ્રર્યાદ કરવા અને બળાપો કરવા માડશે તો આપણી મુશકેલી ઓરબી વધશે. હીમત રાખી ખમશું તો વળી કાલ છે ને ખોદા છે."

ફ્લોરા આ વાર ઘણી ઉસ્કેરાઈ ગયલી હતી. એધ્યાનમાં તેણીએ પીઆનો ઉપર ઘણા જોશથી આંગલાં ઠોકયાં અને સઘળું દીવાનખાનું ધ્રુજાવી મુકયું. બચારી લુસી આ વડી બેહનોની તકરાર મુગે મોહોડે બારી આગળ ઉભી રહીને સાંભળયા કરતી હતી; એવામાં માલપરથી કોઇ જોરમાં જમીન ઉપર લાકડી ઠોકતું હોય એવો સાદ આવ્યો.

"જો, ફ્લોરા, તેં પીઆનો ઠોકી નાખી તેથી બાવાજી ચીરડાયછ. સહવારનાં હુંબી વજાડતી હતી ત્યારે તેવણે એમજ લાકડી ઠોકી," લુસી બોલી.

ફ્લોરાએ દડાક દેતી પીઆનો બંધ કીધી અને બારી આગળ ગઇ. ફ્લોરા ખરેખર સોવામણી હતી. વળી

પાછી ઉપરથી લાકડી ઠોકાઇ અને જેન કુદકો મારીને ઉઠી. "બાવાજી જાંહાં છે તાંહ કોઈને બોલાવેછ. જો જો એવણુનો સાદ આવેછ, ફ્લોરા—તુને બોલાવેછ——જાતો વેહુલી."

ફ્લોરા ઓરડાની બાહાર ગઇ, પણ તેમ કીધાની અગાઉ એક કાળી શાળ પોતાના ખભાં ઉપર નાખી. કેમ ? તેમ કરવાનું કારણ શું? કારણ એકે ફ્લોરાએ ઊચી લેસ ગળાં આગળ ટાંકી હતી તે છુપાવવા, અને હાથે સોનાની પોંહોચી પેહરી હતી તે ધાંકવા. ફ્લોરા ગઈ તોબી લુસીતો ઓરડામાજ રહી. આ બાળક આ સઘળી તકરારથી ઘણું ગુંચવાતું હતું, તે બોલી.

"જેન, બાવા આગળ ફ્લોરા ગેઇ તે સારૂં પેલી શેઆલ કાંય ઓઢી? પોતાનો ડ્રેસ છુપાવવા કે? બેહસતન માયજીની સોનાની પોંહોચી એ રોજ સાંજના પેહરેછ અને તેથી બાવાજી ગુસ્સે થશે એમ જો એને લાગતું હોય તો શું કામ પેહરતી હશે?"

જેન શું જવાબ આપે? લુસીને બધો ભરમ કેમ કેહવાય. "લુસી, ફ્લોરાને સારાં કપડાંનો શોખ છે."

"પણ અગાઉ તો એ નહીં પેહરતી તી. હમણાજ એકાએક શોખ કેમ થઇ આયો?" લુસીએ ખતી ખતીને પુછયું.

હવે ખરી વાત એ છે કે આએજ સવાલ જેનના પોતાના મગજમાંબી ઉભો થયો હતો. થોડીક મુદત થઇ ફ્લોરા સાંજના ખુબ એસકી થઇને બેસવાની તજવીજ કરતી હતી તેનું ખરૂં કારણુ જેન સમજી નહીં. જે કારણુ આ કુટુંબને થોડી મુદતમાં મોટા દુઃખના સાગરમાં હોમાવનાર હતું.

## પ્રકરણ ૧૫.

## મોટે ઘેર રોટીના વાખા.

બાવાજીના બોલાવ્યાથી ફ્લોરા માળ પર ગઇ. કેપટન ચેસની ઇઝીચેર પર પડેલા હતા. પગ ઉપર મોટો સોજો આવેલો હતો તે ઉપર પાટા બાંધેલા હતા. પગ જેમ મુવા પડયા હતા તેમ તેનું કામ જીભ અને હાથ બજાવતા હતા. હાથમાં મોટી ડાંગ ધરેલી હતી અને જીભ તો આખો દાહાડો બકબક કરતી. જેવી ફ્લોરા દાખલ થઈ કે કેપટન સાહેબ મોટા ડોળા કાહાડી બોલ્યા "અંહી આવરે છોકરી, એ પીઆનો ઉપર હમણા કોણ વજાડતુ હતું ?"

"હું, બાવાજી."

"હું જાણું કે તમારા લોકની આયા ચેડાં કાહાડતી હશે."

"બાવાજી, વળી આયાને હાથે એવો રાગ નીકળે ?"

"ઘણુંજ સારૂં કે નહીં નીકળે—જો તે વજાડતી હતે તો આએ લાકડીથી તેનું માથું ભાંજી નાખતે—અગલીહેલ જેવા સાદ કાહાડીને મારૂં માથું ચેરવી નાખતાં તુને આળશ નહીં આવતી——બસ, હુંબી તો ખરો કે એને વેચી નાખું."

કેપટન ચેસની આ ધમકી દાહાડામાં ચાલીશેક વખત આપતા હતા તેથી ફ્લોરાએ આ વારની તેની કાંઇ દરકાર કરી નહીં.

"જેન કાહાં છે ?" બાવાજીએ પુછયું.

"તે તો પેલાં નામીચાં બીલો તપાસવા બેઠીછ." ફ્લોરાએ જરા ખભરીને કહ્યું. જેન જેટલી પોતાના બાપની મુરવત રાખતી હતી તેટલી ફ્લોરા ન રાખતી હતી.

"અં—ચુહુલામાં બીલો કાંય નહીં નાખી દેતી?" કેપ-ટન બોલ્યા.

"તો બીજું શું? એ તે કંઇ બઇરાંઓનું કામ છે? બાવાજી એ બધી બાધર તમે અમારાં માથાં ઉપર નાખીછ."

બસ, ફ્લોરાનું આ બોલવું કે કપતાન સાહેબ છીકી ગયા તેવણે ફ્લોરાને સર્જ્જડ ઝાટકી કાહાડી. જરા સમાધાન થયુ એટલે કપતાને પુછયું "પેલી જુરીની તપાસ ખલાસ થઇ કે?"

"કોણ જાણે, હું કાંઇ જાણુતી નથી."

"કાર્લેટન આયો તો કે?"

ફ્લોરાના મોહોડા પર રંગ આવી ગયો તે છુપાવવાને જુઠું જુઠું હાંસી.

"નહીં—ડાકટર કાર્લેટન નથી આયા."

એવામાં અચમુચ ફ્લોરાના હાથ કપતાનના અકરસી રહે-લા પગને લાગ્યો એટલે તેવણ ગાળ બેલ દઈને લાલ પીલા થઈ ગયા.

"બાવાજી, તમે એમ શું કરોછ જો. મેં કંઇ જાણી જોઇને હાથ લગાડયો કે?"

"મીસ ફ્લોરા ચેસની, ખોદા કરેને કોઇ દાહાડે તમને નજલો થાય તારેજ તમે સંભાળ લેતાં શીખશો. તું ઘણીજ

નાપાક, બેદરકાર છે. તું અંહી શું કામ આવી, જેનને કાંય નહીં મોકલી ?"

"બાવાજી, તમે મને બોલાવી."

"અંહ ! પેલી નાપાક પીઆનો ! કાલની કાલ વેચી નાખુછ—જો તો ખરી. પેલો હરામખોર કાર્લટન કેમ હજુ આયો નહીં. એ હમણાં ઘણી ખાંડ ખાયછ. આજે આખો દાહાડો થયો આવ્યો નથી. એને અંહીથી લાત મારીને કાહાડી મુકી ને ડાકટર ગ્રે માંથી એકાદ ભાઇને બોલાવવાનો મારો ઘણો વીચાર છે. મારે પેહલાંથીજ એમ કરવું હતું. તે લોકની મેં ઘણી તારીફ સાંભળીછ. તું કાર્લટનને મારા નામથી ચીઠી લખ કે ફરીથી મારા ઘરમાં પગ નહીં મુકે."

ફલોરા આ સાંભળીને ફગલાઇ ગઇ. રખેને બાવાજી આ ધમકી અમલમાં આણે.

"પણ બાવાજી, ડાકટર કાર્લટનની ફીઓ ચહડી ગઇ છે તે પગાર કીધા વગર તેવણને કાંઈ રજા અપાય ?" ફલોરા આસતેથી બોલી. કપતાંન સાહેબજી આ તકરારનું વજણ પામી ગયા તેથી વાત ફેરવી તોલી બોલ્યા. "પેલો નાપાક પોમ્પી કાંહાં છે ?"

"હજુ આયો નથી. ડાકટરનું ઘેર જરા આઘે છે."

"ચુપ રેહ, તુને વચમાં કોણ બોલાવેછ ? એ નાપાકજાદો પેલી કોરોનરની જુરી આગળ સાંભળવા ઊભો હશે એને આવવા દે પછી એની વાત, આએ લાકડીએ એના બરડાની બેવડ કરી નાખુંછ."

ખભરાયલા કપતાન ચેસનીએ ડાંગ જમીન ઉપર ઠોકીને એવો કોપ્રો કરી મેલ્યો કે ટેબલ ઉપર મેલેલાં પીઆલાં રકાબી નાચ કરવા મંડી ગયાં.

"અંહી આવ, કલારીસ તરફથી શું સમાચાર આવ્યા?"

"કલારીસ? બાવાજી?" પોતાના બાપને મોહોડે આ નામ ન ધારેલું સાંભળીને ફ્લોરા ધભરાઇ ગઇ.

"હા, કલારીસ–કલારીસ–બોલ જલદી."

"હું કંઇ જાણુતી નહીં, બાવાજી."

"જુઠું ના બોલ—બાપને ખોટું સમજાવતાં તુને શરમ નહીં આવતી, નીકળ અંહીથી."

ફ્લોરા નાઠી. નીચે જેન આગળ જઇ તેણીએ ફર્યાદ કરી, "આજે તો બાવાજી છેકજ અતેરૂ કરેછ."

"એમજ હોય તો; બચારાને ધણું દરદ થતું હશે, વળી એવણુને પોતાનાં વાહાણુ ઉપર હોકમ ચલાવવાની ટેવ પડી ગયલી છે તેથી એવણુનો સાદજ એવો છે" જેને પટાવીને કહ્યું.

"બચારા સેલરો પર કેટલો જુલમ પડયો હશે," ફ્લોરા બબડી. "તું એવણુને જેલી ને જેલા કરીને ખવાડેછ ને આપણુને વાખા પડેછ, તે તું એવણુને કેહતી કાંય નહીં? આપરે જેન સાંભળેછ કે, કાંઇ બે ચાર દાહાડા પર કલારીસ તરફથી તુને કાગળ આવ્યુ હતું?"

"નહીં? કાંય વારૂં?"

"બાવાજી કેહજે તુને મંગળવારે કલારીસ બેહન તરફથી કાગળ આવ્યું હતું?"

"મેં તો કંઇ કહ્યું નથી, ને કાગળ આવ્યુંબી નથી. બાવાજી એમ શું કરતા હશે? એવણુ એમ કરેછ તારે મને ઘણી બીક લાગેછ."

"પણ તારે કલારીસની વાત નીકળીજ નથી?"

"સબર, હવે મને યાદ આવેછ. મને ગીએ મંગળવારે કાંઇ અજબ જેવો સવપનો બેહેન કલારીસના સંબંધમાં આવ્યો અને તે ઉપરથી મેં સેહેજ બાવાજીને એસારો કીધો કે વખતે આપરે એને જોઇશું. મારા દીલમાં એવું હતું કે કલારીસનું નામ વટીક નહીં લેવાની બાવાજીએ સખત તાકીદ કીધા છે તેનો આ મસે છેડો આવે."

ફલોરા હસવા પડી. "જેન—જેન—તારા સવપના બળેરે તારા, વારૂં શું સવપનો આયો તેતો કેહ."

"નહીં, તુને કેહવાય નહીં, તું ફકત મશકરી કરશે એ સવપનો ઘણો ખરાબ હતો, અને એ કેહવાની મારી ખુશી નથી. મંગળવારે આખો દાહાડો મને કલારીસ યાદ આવી, કેમજે આગળી રાતે તે મને સવપનામાં દેખાઇ હતી. તે દેખાવ બજ્યો. ઘણોજ ભંયકાર હતો."

અંહી વાત અટકી પડી. આયાએ બારણું ઉંઘાડયું. "મીસ ચેસની, પેલો ભાડુતી ગાડીવાળો પાછો આયોછ, અને સાબને મળવા માંગેછ."

"સાબ બીમાર છે, અને મલાશે નહીં, જા એમ જઇને કેહ" લાગલો ફ્લોરા મડમે હુકમ કાહાડીયો.

"હું તો નહીં કેહું—એ તો મોહોડામાંથી ફાડું ફાડું બકેછ ને કેહેછ કે સાબને જોવા વગર તાંહથી ખસવાનો નથી."

"સબુર, આયા, હું આંઉંછ." જેન બચારી કંટાળીને બોલી. "ફ્લોરા જોયું, આએ પ્રમાણે રોજ રોજ બનેછ તેથી મારો જીવ ધ્રુજી આવેછ. આએ માગનારાઓને આવતાં જોઉંછ તારે મારા પેટમાં ફાળ પડે છે. એ લેઓ, વળી બાવાજી લાકડી ઠોકીને ઘેર ધ્રુજાવી નાખેછ, ને મને હાંક મારેછ. એવણ એક વખત બોલાવવા પડેછ તો પછી મુગા રેહતાજ નહીં—ફ્લોરા, જરા તું પેલા ગાડીવાળા આગળ જા, હું બાવાજી આગળ જઇને આઊંછ. આવીરે આવી બાવાજી, જરા ધીરા પડો." બાવાજી લાકડી ભોંય ઉપર ઠોકીને માથું ખાઇ જતા હતા.

ફ્લોરા દરવાજા આગળ ગઈ ત્યાં એક કસબી પાઘડીવાળો પણ આબરૂદાર દેખાવનો મુસલમાન હાથમાં બીલ લઇને ઉભો હતો. આ ઘણી ભાડુતી ગાડીઓનો ઘણી હતો, અને તેની ગાડી કેપટન ચેસનીએ બે મહીના રાખી હતી, પણ બે પૈસા તોલીયા ન હતા.

એક તો પુટીયાંના વાંધા તેમાં વળી કેપટન ચેસની હાથનાં છુટા હતા. પોતે ભપકામાં ગાડીમાં ફરવા જાય, પણ પછી તેના પૈસા કોણ આપશે તેની તેવણને ભલ ફકર હતી.

"કેપટન ચેસની બીમાર છે, અને તમને હમણા મળી શકશે નહીં." ફ્લોરા બોલી "તમે ઘડી ઘડી ફેરા શું કામ ખાઓછ?"

"ફેરા નહીં ખાય તો શું કરે. વાયદા પર વાયદા થયા હજુ ઠેકાણું નહીં મળે. મેમ સાબ, અમે ગરીબ માણુસ પછી કાંહાં જઇએ? હવે તો મને જે તે જવાબ જોઇયે છે."

"પણુ સાનો જવાબ? તમારી થોડી રૂપડી છે તે ચુકશે."

"પણુ કાહારે? મારા ઉપર ઘાણાવાળાની તાંતળ છે, અને હું પૈસાને માટે મુઝાઉંછું. આટલા દાહાડા તો મેં ધીરજ ધરી પણુ હવે હું વધારે થોબનાર નથી."

ગાડીના ધણીએ આ પ્રમાણે લગાર ભાર મુકીને કહ્યું. ફ્લોરાના મનમાં તો ઘણું કે આએ બે બદામના માણુસને તેના પૈસા ફેંકી દઇ કાસર કાહાડે પણ લાવે કોણુના કાકાના.

મીયાં તો ઠરીઠામ થઇને બાજઠ ઉપર બેઠા.

"તમારૂં બીલ કેટલા રૂપીયાનું છે?" આખરે ફ્લોરાએ પુછ્યું.

"સીતેર રૂપીયાનું—મેમ સાહેબ—પગાર કરો તો તમારી ઘણી મેહરબાની થશે."

સીતેર રૂપીયા! ફ્લોરા ફગલાઇ ગઇ. તેણીનાથી બોલાઇ જવાયું "સીતેર રૂપીયા! બાપરે! કાંહથી લાવશું?"

"તારે મને સાહેબ આગળ લઈ જાઓ એટલે હું મારો બંદોબસત કરી લઈશ."

"નહીં—નહીં—સાબ હમણા ઘણા સીક છે—તમે કાલ પરમ ફેરો ખાઇ જજો."

"મેમ સાબ, તારે સાંભળો, તમે નથી પૈસા આપતાં કે નથી મને કેપટન સાબ પાસ જવા દેતાં તો મેહરબાની કરી હું જે કહુંછ તે કેપટન સાબને કેહજો કે હવે મારો ઉપાય નથી. આજે ભરેસપતવાર છે, અને હું અલાહના કસમ ખાઇને કહુંછ કે જો આવતા સનીવારની બપોરના બાર વાગતામાં મને પૈસા નહીં મળશે તો હું કપટાન સાબ ઉપર ફરીયાદી માંડીને તમારા સામાણ ઉપર ટાંચ લાવીશ."

આમ બોલીને ગાડીવાળો મીયાં ત્યાંથીં ચાલી ગયો.

ફ્લોરા વીચારમાં ઉભી. એનું સેવટ શું. આવી મોહોકાણમાથી કેમ છુટાશે. તે વીચારવા લાગી કે આવાં ધરક ધુજારાના ઘર કરતાં તો ગમે એવી પારકી ગરીબ ઝુપડી ભલી.

પણ સબર! ફ્લોરા ચમકી કાંય? સામેથી એક ગ્રહસ્થ ઝડપમાં ચાલીને આવતો હતો જેણે આ છોકરીનું ચીત ચોરી લીધું હતું.

---

## પ્રકરણ--૧૬.

## આગની પેહેલી આંચ.

ડાકટર કાર્લટનને આવતો જોઇને ફ્લોરાની છાતી ધડકવા લાગી. તે લાલ લાલ થઇ ગઇ અને પોતાના પ્રીયાને લેવા બે પગલાં આગળ દોડી.

"મારી વાહાલી, તું મારી રાહ જોતી હતી કે?" કાર્લટને પુછ્યું.

"અરે હારે, આજે કેટલી વાર લગાડી ?" ફ્લોરાએ સેજ લજવાઇને લાડ કીધો.

શું ડાકટર કાર્લટન તેણીને ખરેખર ચાહાતો હતો? હા– તેમ દેખાયછ તો ખરૂં–સાદી નજરે તો તે તેણીના ઉપર દીવાનો જેવો થઈ ગયો હતો. ફ્લોરા ચેસ્નીને જેવારે જોઈ તે અગાઉ ખરો પ્યાર તે શું તેનુ તેને બરાબર ભાણ ન હતું પણ હવે–

ડાકટર કાર્લટન સાથ પરણવા દેવાને તેણીના પાતા અને કુળ તરફથી મોટી પંચાતી ઉઠશે એવું ફ્લોરા જાણતી હતી, કેમજે ચેસ્નીનું કુટુંબ ઉમરાવ ખાનદાનનું હતુ અને તેઓ પોતાના કુળની મોહોટાઇ ઉપર મરી રહેતાં હતાં.

"લુઇસ, આજે તેં આટલો બધો વાર લગાડીઓ તેથી પપા તો ઘણા ખફા થઈ ગયાછે."

"ખફા થાય તેની ચીંતા નહીં, પણ તેવણનો પગ કેમછે?"

"પગ તો ઠીકછે, પણ મીજાસ ઘણો ચસકી ગીયોછે."

"હુ તો આજે આવવાનો નહીં ઉતો, પણ મને કોઇ ધરાકને જોવા આએ રસતેથી જવુ હતું તેથી મેં જાણીઉં કે જરા મલતો જાઉં."

"તારે તો જરા ધાંખરાજી આગળ ઉભો ઉભો આવી જાની-પછી જોઇયે તો ધરાકને તાંહથી પાછું ફરતાં ફરીથી આવજે." આમ બોલીને ફ્લોરાએ છુપી રીતે કાર્લટનનો હાથ દાબ્યો અને તેઓ બન્ને ખુશ થતાં દાખલ થયાં. હવે ફ્લોરા શેઆન સોગતની થઇને ચાલતી હતી, કેમજે જેન બારીએ ઉભી રહીને જોતી હતી. કાર્લટન બોલ્યો "અરે પણ બીહેછ શાની? ચાલ મારો હાથ પકડ. તુંજ કેહતી હતી કેની કે કેપ'ન ચેસ્નીને હું એકદમ કેહું તે કરતાં સઘળી વાત આસતે આસતે પોતાની મેળે જણાય તો સારૂં? હવે જે વખત જાયછ તેમાં મારે બધો ભરમ તારા બાપ આગળ બોલવોજ પડશે."

ડાકટર કાર્લટનની પાંખડી વળગીને ફ્લોરા આવતી હતી તે જેને જોયું અને મોહ કુમળાવ્યું. આ વાર જેનની આગળ નાહાની લુસીબી ઉભેલી હતી તે પણ આ રચના જોઇને જરા ગુંચવાઈ.

"જેન, ફ્લોરાને જોઇ કે?" લુસીએ પેહેલ કાહાડી.

"ફ્લોરાની સુધ હમણા ઠેકાણે નથી. દીકરા-એ ઘણું અણુઘટતું છે."

ડાકટર કાર્લટન લાગલો કેપટન ચેસ્નીના ઓરડામાં ગયો અને જરા વારમાં પાછો નીચે આવી ડ્રાઇંગ રૂમમાં દાખલ થઇને મીસ જેન ચેસ્નીને હસીને સલામ કીધી, પણ જેન ચેસ્નીએ જરા ખભરાટમાજ ડોકું નમાવ્યું.

" ડાકટર તમે બાવાજી આગળથી જલદી પાછા આયા ?" તેણીએ કહ્યું.

" મને જરા જરૂરનુ કામછે તેથી એક બે ધરાકને તાંહ જઇને પાછો આવીશ, આજનો આખો દાહાડોજ એમ ગયો."

જેને પુછ્યું " પેલી જ્યુરીની તપાસ ખલાસ થઈ કે ? "

" હા—હમણાજ ખલાસ થઈ, ને તેથીજ અહીં આવતાં મને વાર લાગી. એ લોકોએ મને બે ચાર વાર બોલાવ્યા કીધો."

ફ્લોરાએ પુછ્યું "ડાકટર, જ્યુરીનું મત શું આવ્યું ?" વાંચનારે અંહી જોયું કે હશે જ્યારે તેઓ એકલાં હતાં ત્યારે ફ્લોરાએ તેણીને લુઇસન લાડકાં નામથી બોલાવ્યો હતો અને અમણા ડાકટર કાર્લટન થયા હતા. ઠગાઇ—બધી ઠગાઇ—ઠગાઇના પરીણામ કોઇ દાહાડે સારાં આવતાં નથી.

"વળી જ્યુરીનું મત શું હોય, કાંઇજ નહીં તે લોકોએ મત આપ્યુ કે પ્રુસીક આસીડથી આ બાનુ મરણ પામી પણ તે ઝેર કાંહાંથી આવ્યું તે કેહવાને તે લોક પાસે કાંઈ જુબાની પડી નથી." કાર્લટને જવાબ દીધો.

"તારે તમે હોતે તો શું મત આપતે ?" જેને પુછ્યું.

ડાકટર કાર્લટન હસ્યા. "તે હુ કેમ હમણા કહી શકું ? જ્યારે બધી જુબાની લેવાઈ ત્યારે હું તો બાહાર ઉભો રહેલો હતો."

પણ વળી પાછું જેને ખંતીને પુછ્યું, "પણ ડાકટર તમુને પોતાને કોઇ ઉપર શક છે કે ?"

"જાણી જોઇને ખુન કરવાનો નહીં પણ એ બાબદમાં મેં મારૂં ચોક્સ મત બાંધ્યું છે."

"તે એમ કે ડાકટર સ્ટીફ્ન ગ્રેની ચુકથી એ બન્યું?" ફ્લોરાએ પુછ્યું.

"હા, અલબત ચુકથી; બીજો એનો કાંઈ ખુલાસો છેજ નહીં. પણ હવે ડાકટરોમાં હરીફાઈ ઘણી, એટલે એ મત હું જાહેરમાં આપું તો ખરાબ લાગે, લોક કેહશે અદેખાઇ કરેછ."

"મનેબી લાગેછ કે એમજ હશે," જેન ચેસ્ની બોલી, "સ્ટીફ્નનાં દવાખાનામાંથી દવા પાધરી બીમારના ઓરડામાં ગઇ ત્યારે ઝેર બાહારથી આવેજ કેમ, વળી જ્યારે દવા ઘરમાં આવી ત્યારે તમે તરતજ ઝેરનો વાસ પારખ્યો, એટલે હવે વધુ શક શું રહ્યો."

"એ મરનાર બાઇ કોણ હતી, તે કાંઈ જણાયું કે?" ફ્લોરાએ પુછ્યું" તે કાંહાંથી આવી, એનાં કોઇ સગાં વાહાલાં છે?"

"નહીં, તેણીનું પેહેલું નામબી કોઇને ખબર નથી." ડાકટર કાર્લટને ઉત્તર આપ્યો, "મેં કલકતા ખાતે બે ચાર દોસતોને લખીને પુછાવ્યું, પણ કાંઇ પત્તો મળયો નહીં. કદાચ એ બાઇ કલકતેથી આવી નહીંબી હોય, અને કાંઇ વાત છુપાવવા સારૂં ખોટું કહ્યું હોય."

અત્રે ફ્લોરાએ પુછ્યું, "લોક કેહેછ કે એ મરનાર મડમ ઘણીજ ખુબસુરત હતી, ખરી વાત કે ડાકટર?"

ડાકટરે જરા અચકાને જવાબ આપ્યો, "હશે, મેં કાંઇ બરાબર જોઇ નહીં, હું જ્યારે ગયો તારે તો રાત પડેલી હતી, અને સુવાના કપડાંમાં હતી."

આમ બોલીને ડાકટર જવા ઉઠયા.

## પ્રકરણ—૧૭.

## જેન ચેસનીને પડેલો ધસકો.

ફ્લોરા બારીએ ઉભી રહીને ડાકટર કાર્લટન જે જતો હતો તેનાં ગમ એકાગ્રથી જોતી હતી. તે જરા વારમાં પાછો આવનાર હતો તેથી ફ્લોરા ખુશાલ હતી, તેટલાં જેન ચેસનીએ આ સઘળી ખુશાલીનો નાશ કરયો. તે ફ્લોરા આગળ આવી અને પોતાનાં અવાજ અને દેખાવમાં અચુક, નાખુશી દાખલ કરીને કઠણ સાધે બોલી "ફ્લોરા, એ શું? શું ડાકટર કાર્લટન આવ્યા ત્યારે તું તેવણ સાથ પાંખડી વળગીને વાડીમાં ચાલતી હતી?"

અંધારાનો વખત હતો, નહીં તો જેનના જોવામાં આવ્યુ હતે કે તેણીના સવાલથી ફ્લોરા લાલ ચોલ થઈ ગઇ હતી. ફ્લોરાએ કસો ઉતર આપ્યો નહીં.

"ફ્લોરા, એ ઘણુંજ કઠણું છે. ડાકટર કાર્લટન ફકત એક અપાથીકેરી છે, વલી તે તદનજ યુરોપીયન હોય એ-મબી હું ધારતી નથી. એનું કુટુંબ ઘણું હલકું છે ને તું પોતે ચેસ્ની ખાનદાનની છે એ તારે ભુલી જવું નહીં જોઈએ."

ફ્લોરાના ભવાં હવે ચઢવા માંડયાં હતાં "ખાનદાન! ખાનદાન ને શું આગ લગાડેછ? ખાનદાની હોવાથી કાંઇ સારાં કપડાં ને ગાડી ઘોડા મલવાના છે?"

"ફ્લોરા, અધીરી ના પડ, આપરે કોણ? સુકું પાકુ ખાઇએ પણ આખર કરેને આપણે ચેસ્ની ઓલાદ! આપરી સંઘ્રમાં હલકા પીજારડાઓને લઇને આપરે બદનામ થવું નહીં જોઈએ."

"હલકા પીંજારડાઓ હાથમાં બીલના ચીડ્ડાં લઇને આ-બો દાહાડો બારણે ધક્કેલા ખાય તેથી આપણે બદનામ તો થઇ ચુકયાં છઇયે. હવે બાકી શું છે?"

"નહીં ડીયર, તારી ચુકછે, આપણુને દેવું થયું છે તેનો કોઇ દાહાડેબી અપાસે, પણ કુલને કલંક લાગે તે કોઈ કાલે નુછાઇ જવાનો નથી. વાસતે સાંભલ, હવે ફરીથી ડાકટર કાર્લેટનને તારી બરાબરી કરવાનું ઉતેજન આપવું નહીં. તેની સાથે તારે આપરાં નામ પ્રમાણે દરજ્જાથી ચાલવું."

ફ્લોરાને સખત ચટકો લાગ્યો. તે કાર્લેટનને જીવ જાનથી ચાહાતી હતી એટલે તેની હલકી બુનીયાદીના આ સખત ટીકા તેણીને કડવા લાગ્યા. મોહોબતે તેને આંધળી કરી મેલી હતી અને મોહોબત આગલ સઘલું રદ હતું. પણ હમણા જેનની સામા થવાય તેવું ન હતું. કદાચ તેમાંથી વાત વધી પડે તો ચોકડું બગડી જાય. વલી જેનની મર-જીબી હાલ તુરત વધારે કાંઈ કેહવાની ન હતી એટલે વાત ત્યાં અખાડા થઇ.

"પેલા ભાડુતી ગાડીવાલા મુસલમાને શું કહયું, ફ્લોરા?"

"તે તો કેહેછ કે સનીવારે બાર વાગતાં સુધીમાં જો બીલના પૈસા નહીં મલસે તો ફરયાદી માડશે."

"ઓ માયરે, હવે કેમ થસે?" જેન સંતાપ કરવા લાગી.

"મને લાગેછ કે એ મુસલમાન ધમકી આપેછ તેમ કરવાનો, કેમજે તે ભાર મુકીને બોલતો હતો."

"પણુ પૈસા લાઉ કાંહાંથી? બાવાજી જાણુસે તો કોણુ જાણે કેમ કરસે. કોઇ મને વેચાતું લેતો જાણે હું વેચાઇ જાઊં. બાવાજીને તો એટલો કરાર થાય." આટલું બોલતામાં જેનની આખમાં આંસુ આવી ગયાં.

"જેન, તું નકામી માથાંઝીક કરેછ. એ બધી ખટપટ બાવાજીએ પોતે પોતાને માથે રાખવી જોઇએ. આપરે બાઇ માણુસોએ એ પંચાતીમાં પડવાની કશી જરૂર નથી."

"નારેબા—ફ્લોરા તારા દીલમાં બાવાજીને સારૂં મારા જેટલી દયા નથી. પણ આપણી મુશકેલીઓ હવે વધતી જાયછ. આપરી આયાએબી ચાકરી છોડવાની નોટીસ આપીછ."

"કાંય વારૂં?" ફ્લોરાએ અચરતીથી પુછ્યું.

"તો શું કરે. તે આખો દાહાડો વહીતરૂં કરીને મરેછ ને પગારના વાંધા. વલી કાલે સાંજના મને ખોલ્લે ખોલ્લું કહયું કે બારને માગનારાએ આવીને તગાદા કરેછ તેથી તેને શરમ લાગેછ. શું છે લુસી?"

લુસી દોડતી દોડતી આવી. "જેન, કોઇ મુસલમાની આવીછ તે તુને મળવા માગેછ."

"વળી કોણ છે? દરજીને તાંહાંનું બીલ રપેને લઇ આવી હોય."

"નહીં—નહીં—એતો આયાની ચાકરી સોધવા આવીછ." લુસીએ ખોલાસો કીધો.

"ઘણું નવાઇ જેવું. આપરી જુની આયાએ હજુ તો સહવારના નોટીસ આપી તેટલાં એને ખબર કેમ પડી કે ચાકરી ખાલી છે."

આ નવી આયા બીજું કોઇ નહીં પણ મુન્ના હતી. તેણીને આ જગાની ખબર પડી હતી એટલે નસીબ અજમાવવા આવી હતી. તેણીનો ખુશનુમા ચેહરો, અચ્છો ઘટમ અને અદબ અદા જોઇને જેનને તો પેહલાંથીજ તે ઘણી પસંદ પડી. તેમજ મુન્નાને જેનબી ઘણી ગમી, કેમજે જેને પોતાના નબલા વખતનો એકરાર પેહલાંથીજ કરીને મોટો પગાર આપવાની પોતાની અશકતી જાહેર કરી હતી.

મુન્નાએ નોકરી કબુલ રાખી અને બીજે દીને આવવા જણાવ્યું.

"તું કાંહ રેહછ?" જેને પુછ્યું. "પાલેસ સ્ત્રીટમાં ના૦ ૧૪ વાળા ઘરમાં."

"ઓ! જે ઘરમાં પેલી અજાણી મડમ ગુજરી ગઇ તે ઘેરની પાસે?"

"હાજી."

"ઓહો, તારે તો તેં મરનારને જોઇ હશે!"

"ઘણી વખત, હું તેવણની આગળ સાહારવાર કરતી હતી. મારા ઉપર તેવણ ઘણા મેહરબાંન હતાં."

"ઘણું નરસ થયું."

"હાજી. જેનુંબી એ કામ હશે તેને ખોદા આગળ સખત જવાબ દેવો પડશે."

"વલી કામ બીજા કોણનું. ડાકટર સ્ટીફનની ચુક?"

"નહીં બાઇ! તમોએ આ પ્રમાણે ઉતાવલું મત બાંધવું નહીં જોઇયે. મને લાગેછ કે એ ભરમ કોઇ દાહાડેબી ફુટશે અને ત્યારે તમારી ખાત્રી થશે કે ડાકટર સ્ટીફન નીરદોશ છે."

"તારે તું શું એમ કેહવા માંગેછ કે દવા બનાવતાં કાંઇ ચુક થઇ નથી?"

"મારી ખાત્રી છે બાઇ. દવા તો એમની એમ ડાકટરને તાંહાંથી આવી પણ બાઈનું કરપીણ ખુન થયલું છે એ વીશે મને કસો શક નથી."

"એ તું શું બોલેછ? ખુન કોણ કરે?"

"તે તો ઇશ્વર જાણે. હાલ હું તેનો જવાબ આપી શકતી નથી."

"પણ પામ્પી હમણાં કેહતો આયો કે દાદર ઉપર કોઇ અજાણો ચેહરો હોવાની જુબાની પડી તેથી ડાકટર સ્ટીફન છટકી ગયો."

"બાઇ, જે દાહાડેથી એ મડમ મરી ગઇ ત્યારથી મેં ખાધું નથી. તે મને બેહનની માફક ચાર દાહાડામાંજ ચાહાવા લાગી હતી." મુન્નાએ પોતાની સાડીના છેડાથી આંખ લુંછી અને

રજા લીધી. જેન જેવી ઓરડામાંથી બાહાર નીકળવા જાયછે કે જોય શું? સામે વાડીમાંથી ડાક્ટર કાર્લટન ઘર ભણી આવતો હતો અને તેના ખભાં ઉપર ફ્લોરાએ હાથ મુકયો હતો જે જેનને જોતાંજ તેણીએ કાહાડી નાખ્યો.

આહ! જેનની આંખો હવે ઉંઘડી. આટલા દીવસ જે અંધકાર હતું તે હવે ઉજરડું બ્રમર થઇ ગયું. સાંજના ફ્લોરા ત્રીમ તડાક થઇને કાંય બેસતી હતી તે હવે સમજ પડી. શું આ છોડી પેલા ડાકટર ઉપર મોહોબતમાં પડી હોય.

રાત પડવા આવી હતી તેથી બતીને સમી કરીને જેને ફ્લોરાને લગાર ધસોરાથી પુછયું "ફ્લોરા, તું અત્યાર વેર કાંહ હતી?"

"વાડીમાં, બીજે કાંહ હોય?"

"ને ડાકટર તમે કાંહ હતા?"

"વાડીમા—મને ફ્લોરા સાથ કાંઇ ખાનગી વાત કરવી હતી— લે ચાલો, હવે હું કેપટન ચેસની પાસ જાઉંછ."

ડાકટર જેવો ઓરડામાથી ગયો તેવુંજ જેને પુછયું 'ફ્લોરા એનો અર્થ શું?"

"શાનો અર્થ શો?" ફ્લોરા લડવાને તૈયાર હતી.

"ડાકટર કાર્લટન શું ખાનગી વાત તારી સાથ કરતો હતો?"

"કંઇબી નહીં."

"ને તુને હમણા "ફ્લોરા" કરીને બોલાવી એટલે શું?"

"ફ્લોરા એટલે ફ્લોરા, બીજું શું?"

"અરે બેહેન, મેં હમણા તુંને વાડીમાં તેના ખભાં ઊપર હાથ મેલીને ચાલતાં જોઈ. ખોદાને ખાતર જરા વીચાર તો કર. જુવાન સ્ત્રીઓ મરદોના આવાં ફંદથી અંજાઇ જાયછે અને પછી પસતાય છે. કાંઈ તેવું તો નથી?"

"કોણ જાણે."

"ફ્લોરા, ફ્લોરા, ખુબ વીચારીને કામ લેજે. શું તુ આએ મરદને પસંદ કરેછ? કાર્લટન સાથ કોઈ કાલેબી તારી સાદી થઇ શકશે?"

"કાંય નહીં?"

"તું? લાર્ડ ઓકબર્નની ભત્રીજી, ચેસ્ની ખાનદાનની છોકરી એક હાફ કાસટ આપાર્થીકેરી સાથ પરણે!"

"બસ–બસ–જેન, મારૂં માથું દુખી આયું. આપરી મોટી મોટી સગાઇની ડીંગ સાંભળતાં હવે મારો જીવ કાયર થઇ ગયોછ. મોટી મોટી સગાઇ આપણુને શું કાંમ લાગેછ? તેથી કાંઇ ઘેરમાં ધઉંના ગાડાં આવેછ? નાટકમા જવાની ટીકીટો કે રેશમી ડ્રેસો આવેછ? જેન, હું તો હવે કંટાળી ગઇછ અને કોઈ કોઈ વખત આપરી બેહેન કલારીસની માફક કરવાનો મારોબી વીચાર થાયછ."

આ વાર બન્ને બેહેનો મુગી રહી અને એક બીજાનું મોહ જોવા લાગી, કેમજે ફ્લોરાએ એવું નામ મોહ ઊપર લીધું હતું કે જે નામ માટે ચેસ્નીનું કુટુંબ કંઇ મુદત થઈ બળાપામાં હતું.

આખરે જેન બોલી "ફ્લોરા, તું ડાકટર કાર્લટન સાથ પ-રણે તે કરતાં તો હજુ કલારીસની માફક કરે તે ભલું. ફ્-લોરા, મારી બેહેન, અગર કાર્લટન આપરી બરોબરીયોબી હતે તોયે તેની સાથ તારી શાદી થયલી જોવાને હું રાજી થ-તે નહીં."

"પણ કાંય વારૂં, એટલું બધું તે શું છે ?"

"તેનું કારણ હું પોતે સમજી શકતી નથી, પણ એ કાર્લ-ટનને વાસતે કોણ જાણે શા કારણથી મને ધીકાર છુટેછ. મને એનું મોહોડું જોવા ગમતું નથી. કદાપી એ રાજવંશી કુટુંબનોબી હતે તોયે તારો વર થયલો જોવા કરતાં હું તુંને મુવેલી જોવાનું વધારે પસંદ કરતે."

"પણ હું તુને તેનું કારણ પુછુંછ."

"કારણ બીજુ કાંઇ નથી. ફકત મને એ ગમતો નથી." ગીયા સોમવારે મને કલારીસ બેહેનનો સપનો આયો તેમાં એ કાર્લટનબી મને દેખાયો. મને તો એ અગાઉથીજ ગમતો નહીં હતો, પણ હવે તો એને જોઈને મને ધ્રુજરાં છુટેછ. તું તો સ્વપનાને હસી કાહડશે પણ એ તો જેવો જેનો વીચાર."

અલબત ફ્લોરાએ તો તે હશીજ કાહાડીગો અને એ વાત બંધ પડી. થોડી વારમાં કેપટન ચેસ્નીની માળપરથી ઠોકાઠોક પાછી ચાલી. જેન તુરત ઊપર દોડી ગઇ. કેપટન સોફા કોચ ઊપર અઢેલીને પડેલા હતા. પાસે ડાકટર કાર્લટન બેઠો હતો. વેલાતથી મેલ આવ્યો તેમાં ન્યુસપેપરમાં જણુમ મરણ-

ની ટીપમાં લુસીએ કાંઇ વાંચ્યાથી કેપટને આ ધર્થીકંપ ભજી બતાવ્યો હતો.

**જણુમ.**—તા૦ ૧૨ મીએ ગ્રોસવીનોર સ્કવેરમાં કાઉનટેસ આફ ઓકબર્ને એક બેટીને જણુમ આપ્યો છે.

**મરણ**—તા૦ ૧૪ મીએ ગ્રોસવીનોર સ્કવેરમાં અર્લ ઓકબર્નની બાનું મેરાયા ઉમર વરસ ૨૧.

આ મરણ જીવણની ખબર વાંચી કપટાન લાલ પીળા થઈને લાકડી ઉપર લાકડી ઠોકવા લાગ્યા, જે જોઇ ડાકટર કાર્લટને પુછ્યું. "સાહેબ, એ લોક કોઇ તમારાં ઓળખાણનાં હતાં શું?

"ઓળખાણ! મારા સાહેબ! એ લોક તો મારાં પીત્રાઇ થાય."

"મને ખબર નહીં હતી સાહેબ."

"એહ! એમાં તમારાં જેવાનું કામ નહીં. હમણાના અર્લ ઓકબર્નનો બાપ મારા કાકાનો દીકરો થાય સાહેબ, સમજ્યા સાહેબ? એ લોક લખો રૂપયાનાં ધણી છે, ને હું પીત્રાઇ અંહી પેનસન ઉપર ધક્કેલા ખાઉંછ. સમજીયા સાહેબ?"

હાજી—હવે સમજ્યો."

"તમે મારાં ફુઈ ડાવેજર કાઉનટેસ ઓકબર્નને જોયાંછ? તેવણ કલકતે રહેછ?"

"નહીં સાહેબ, કાંઈ મારાં જોવામાં તો આવ્યાં નહીં."

"ઘણુંજ સારૂં થયું. તેવણુ એવાં બોંસીલા ચીરડાઉ, ને ઘરડાં બખ છે કે તમે નથી જોયાં તેમાજ શોભા છે. જ્યારે જેન જણુમી ત્યારે તેવણુ હઠ લઈ બેઠાં કે એનું નામ કલારીસ પાડવું. મેં કહયું કે નહીં—મેં મારા માનુ નામ જેન પાડયું. જ્યારે ફલોરા જણુમી ત્યારેગી તેમજ પંચાતી થઈ. પછી——

આટલું બોલીને કેપટન અટકી પડયા. કાર્લટન કાંઇ બોલ્યો નહીં, પણુ વાત ફેરવીને પુછ્યું. "સાહેબ, હમણાના અર્લ અને તમારી વચ્ચે બીજા કેટલા વારેસો છે?"

"કોઇ નહીં, એ ડુકતો કાલે મરી જાય તો હું અર્લ આફ ઓકબર્ન થાઉં. પણુ એસા કોણુ દીન કે મીયાં કે પાંઉંમે જુતી. તે જુવાન છે, ફરીથી પરણુશે ને છોકરાં થશે, ને આપરે તો હવે ઘરડા થયા. જેન, લેડી ઓકબર્નનાં મરણુને ખાતર તમે લોકે શોકનો લેબાસ પેહરવો જોઇશે."

જેનને ફાલ પડી. વળી નવો ખરચ. "બાવાજી, હવે તો ચાલશે, કોણ જોવા આવવાનુ છે?"

"કોણુ જોવા આવવાનું છે? તુને બોલતાં આળસ નથી આવતી? આપરા પોતાનાં સગાંને માટે સોગ નહીં રાખીયે? શરમ છે જેન."

ડાકટર કાર્લટન ઉઠયા અને તેવણે રૂખસદ લીધી. એટલા પર ફલોરા ઉભી હતી, તેનાં કાનમાં ફકત બેજ શબ્દો કહ્યા. "પ્યારી, ધીરજ ધર. તુને મારી કરું ને ફર કરૂ. જો તે લોક રજા નહીં આપશે તો તુને ભગી જઇશ."

## પ્રકરણ ૧૮.

## ડાકટર કાર્લેટનની માગણી.

આઠ દસ દાહાડા નીકળી ગયા. મીસીસ કેનના મરણની વાત જુની થઇ ગઈ. તે કોણ હતી અને કયાંથી આવી હતી, તેનો કસો પતો મળ્યો નહીં. પોલીસેબી આધાધુંધી તલાસ ચલાવી અને બધું ઠંડું થઇ ગયું. પોલીસને શું ગરજ પડી! મરનારનાં કયાં સગાં હતાં કે ગડબડ ઉઠાવે. કોણુને એટલી ગરજ કે ઇનામો છપાવે?

કેપટન ચેસ્નીનાં ઘરનો મામલો ચાલ્યો જાય છે. પણ ત્યાં એક કચુંબર રંધાતી હતી, તેનું કોઈને ભાન ન હતું. જુની આયા ગઈ હતી અને તેને બદલે મુન્ના પોતાની નવી ચાકરી ઉપર આવી હતી. કેપટન ચેસ્નીનો પગ દન પર દન વધારે જોર પકડતો જતો હતો, અને તે લીધે કાર્લેટન ને વધારે ને વધારે આવવાનું થતું હતું. કેપટન ચેસ્ની મનમાં મધન થતા કે તેવણુની લાર્ડ ઓકબર્ન સાથની સગાઇ જાણીને હવે ડાકટર વધારે મેહનત લેતો હતો. જેનનાં મનમાં જરા વેહમ હતો, પણ આ બન્ને જણુ વચ્ચે કાંઈ વધુ ચેનચાળા દીસ્યા નહીં, એટલે તે કાંઈ બોલી નહીં.

પણ જેનને થોડીજ ખબર હતી કે છુપી રીતે કાર્લેટન અને ફ્લોરા દાહાડામાં દસ વાર મલતાં હતાં અને એક બીજા સાથ વાહાલ કરતાં હતાં. કાર્લેટને પોતાનો ઠરાવ જાહેર

કરયો હતો, કે જે દાહાડા જાયછ તેમા તે કેપટન ચેસનીની રજા પુછશે. કાર્લેટનનો બાપ પેહેલાંતો પોતાના બેટાને પરણેલો જોવાને ઘણોજ નાખુશ હતો, અને તે લીધે તો તેને માસીક લવાજમ આપતો અટકાવ્યો હતો પણ હવે તે માથું ફેરવી બેઠો હતો અને પોતાના દીકરાને પરણેલો જોવાને માથું ખાઈ રહયો હતો. ઘરડો કાર્લેટન મોહોતના બીછાણા ઉપર પડયો હતો અને ઘણે વરસે બાપ બેટા વચ્ચે દોસતી થઇ હતી. તેણે તાર કરીને પોતાના બેટાને કલકતે બોલાવ્યો હતો તે તો આપણે કથાની શરૂઆતમાં જોઇ ગયા છઈયે. આ વાર તેણે છોકરાને તાકીદ કરી હતી કે જેમ બને તેમ જલદીથી પરણવું. તે માટે બાપે બેટાને સારી રકમ વટીક કાહાડી આપી હતી.

એણી મેર છોટા કાર્લેટનનું ઘક ધ્યાન ફલોરાને પોતાની ધણીયાંણી બનાવવામાં પેઠું હતુ, અને તે મતલબથીજ તેણે પોતાનો બંગલો આગમજથી ખુબ સણુગારી રાખ્યો હતો.

ફલોરા બીહીતી હતી કે તેના કુટુંબીયો કબુ આ શાદી થવા દેશે નહી. પણ કાર્લેટન પાસે પૈસા હતા. તે જુવાન, દેખામણો અને કમાઉ હતો. ફલોરાએ તેને સલાહ આપી કે હમણા તાને ધાએ કેપટન ચેસ્નીને કેહશે તો ચોકઠું બગડી જશે, પણ કાર્લેટન અધીરો પડી ગયો હતો. તેને કેપટન ચેસ્નીની રજાની પરવાહ કાંહ હતી.

તેણે પોતાનો ઠરાવ અમલમાં આણ્યો. તેણે હીમતથી કેપટન ચેસ્નીને પોતાની ખાહેશ જણાવી. કેપટને તેનો શો ઉત્તર વાળ્યો તે પછવાડે તમેજ વાંચશો.

જ્યારે વાત થઇ ત્યારે જેન ને ફ્લોરા બાહાર ગયલી હતી. કાર્લેટન મન સાથ જાણતો હતે કે તેના વીચારની આડે જેન જરૂર આવશે, તેથી તેણીની ગેરહાજરીનો લાભ લઇને વાત છેડી. એક વાર જો કેપટન હા કહ તો પછી જેનને કહીએ ખાંડ ખા. મેદાનો ખાલી જોઈ તે બંગલામાં દાખલ થયો. નાહાની લુસી ડ્રાઇંગ રૂમમાં બેસી લખતી હતી.

"લુસી, શું કરેછ?" કાર્લેટને પુછ્યું.

"બ્હેન બાહાર ગીયાંછ તેથી મને આએ લખવાનુ આપી ગીયાંછ."

"ઠીક છે. તારૂં આંગ જરા ગરમ લાગેછ. જા, બાહાર જઇને રમ."

લુસીને આમ બાહાર બેરવીને કાર્લેટન કેપટનના ઓરડામાં ગયો.

---

## પ્રકરણ—૧૯.

## કેપટન ચેસ્ની પાસ છોકરીની માંગણી.

પોતાના લગન સંબંધી નસીબનો પાસો અજમાવવા જ્યારે ડાકટર કાર્લટન કેપટન ચેસનીની પાસે ગયો ત્યારે કેપટન ચેસની પોતાના બીછાના ઉપરજ સુજેલા પગોથી પડેલા હતા. એક હાથમાં લાકડી પકડી હતી અને બીજા હાથમાં કાંઇ વર્તમાન પત્ર જેવું પકડેલું હતું.

"કેમ, ડાકટર, વળી કાંય આવ્યા" કેપટને લગાર ભરક-નથી પુછયું.

ખુરસી ઉપર હળવેથી બેસીને તથા લગાર અચકાઇને કાર્લટન બોલ્યો "કપટાન સાહેબ, મારે તમારા આગળ એક અરજી કરવી છે." પોતાની જીંદગીમાં કાર્લટન કદાચ આ પેહેલીવાર ગુચવાઇને અચકયો હશે. "ઘણાં અથવાડીયાં થયાં હું તમારી આગળ કાંઈક વાત કરવાનો હતો, પણ કાંઇને કાંઈ વચમાં આડે આવ્યાથી તે રહી જતી હતી. હું જે કાંઇ કહું તેની અગાઊ હું પોતે કોણ છું તેનો સેજ ખુલાશો કરવાની મેહેરબાની કરી તમે મને રજા આપશો. મારા બાપ કલકતામાં મોટા ડાકટર છે, અને તેવણની સારી ઘરાકી છે. હું તેમનો એક પુરો છોકરો છું, અને તેમની હૈયાતી બાદ તેમની મોટી મીલકતનો વારેસ છું. હું આશા રાખું છું—બીહું છું કે એ બનાવ બનવાને હવે જાજો વીલંબ લાગવાનો નથી, અને ત્યારબાદ હું એક તવંગર માણસમાં ખપીશ."

અહીં કેપટન ચેસ્નીએ કાર્લટનને બોલતાં અટકાવ્યો. પોતાની ખરબચડી રીતે તેને પુછ્યું "પણ એ બધું મને કહીને માગો છો શું ? તમારા બાપ એકબારગી વેલાતના ટાઈમ મીનીસ્તરબી હોય તો તેનું મારે શું ?"

ડાકટર કાર્લટનના બાર વાગી ગયા.

"સાહેબ, મેહેરબાની કરી જરા ધીરજથી સાંભળો. મને પોતાને હું ઈ ઘરાકી ઘણી સારી છે. જ્યારથી હું આવ્યો ત્યારથી ડાકટરો એને ઘણુંજ થોડું કામ મળે છે, તેમાં વળી ડાકટર સ્ટીફનની ચુકથી તે લોકની ઘરાકીની પુરી ખરાબી થવાની વાત સઘળાઓ કરેછે. મને આશા છે કે બીજા થોડાજ વખતમાં હું દર માસે ઓછામાં ઓછા રૂપયા હજારની આવક પેદા કરીશ."

"અરે, પણ તેમાં મને શું પાડ ! તુ કમાશે તો તું ખાશે એ બધું મને સમજાવીને શું કરેછ ?"

"મારી એ પેદાએશ સાથે મારા બાપની દોલત મને મળશે ત્યારે હું ધારૂંછ કે આખાં લાહોરમાં મારી બરાબરનો માતબર તોપીવાળો કોઇજ નહીં રેહેશે. કેપટન ચેસ્ની, મારી ઇચ્છા એ દોલતમાં કોઇને ભાગ્યણ કરવાની છે અને એ ભાગ્યણ તમારી દીકરીજ છે."

આ છેલ્લા શબ્દો ઘણાજ ધીમા સાદે કાર્લટન બોલ્યો. કદાચ કેપટને તે પુરા સાંભળ્યા હોય કે ન હોય, પણ એટલું તો ખરૂં કે તેણે તુરત કાંઈ જવાબ દીધો નહીં અને ચકીત થઇને કાર્લટન ગમ જોયા કીધું.

"સાહેબ, હું તમારી બેટી ફ્લોરાની માંગણી કરૂં છું. સાહેબ તેણીનો અને મારો જીવ એક બીજામાં મળી ગયલો છે. હું જીવીશ જાગીશ ત્યાં સુધી તેની ચાકરી કરીશ અને તેણીને સુખી કરવાને ને પડયો બોલ ઉપાડી લેવાને મારી દોલ્લત ખરચી નાખીશ."

કેપટન ચેસ્ની વીચારવા લાગ્યો કે તે પોતે દેવાનો થઇ ગયો છે કે કાર્લટન. એમાંથી એકનું માથું ગયું છે એવું તેને નક્કી ભાસ્યું. ઇંગ્લાંડના રાજ કરતાં કુંટુંબની એકાદ શાહજાદી સાથે પરણવાને કેપટન ચેસ્ની જેટલું બેહુદું સમજતો હતો તેટલું એક કામન ઉંઠ વૈદું કરનાર ડાકટર, ચેસ્ની ખાંનદાનની છોકરી સાથે પરણવા માગે તેટલું બેહુદું તેને લાગ્યું. કેપટન ચેસ્નીએ પોતાની લાકડી મજબુત પકડી અને પછી દાંત કચકચાવીને પુછ્યું.

"શું ! શું બોલ્યા"?

"સાહેબ, હું તમારી બેટી ઉપર કુરબાન છું. તેણીએ મારૂં દીલ જીતી લીધું છે અને તેણીને મારી મોહારદાર કરવાની તમારી પાસે પરવાનગી માગું છું."

આખરે પાટયાંની ભોંય ઉપર લાકડી વીજલીના ગગડાતની પેઠે ઠોકાઇને છેરાયલા ગોધાની ગર્જના મીસાલ કેપટન "પો-મ્પી પોમ્પી" કરી ગભરાટ કરી મુકયો. ગરીબ બીચારો પોમ્પી જીવ લેતો કે માલ પર દોડયો.

"શું છે? સાહેબની તબીયત બગડી !"

કેપટનને હોઠે ફીણ ચડી આવ્યું હતું. "મારી તબીયત? અરે આએ આદમીની તબીયત બગરી છે. પોમ્પી એને પકડ, એ દેવાનો છે. એનું આજે માથું ફરી ગયું છે એને કાહડ ઘરમાંથી અતર ઘડી બહાર કાહાડ."

પોમ્પી વીચારમાં પડયો. ડાકટર કાર્લટન શાંત અને ભપકાથી બેસી રહયો હતો એટલે તે દેવાનો કેમ હોય.

આખરે તે ઉઠયો અને ઘણાજ તોરથી કેપટન ચેસ્ની સાંમે ખડો રહી કહ્યું, "સાહેબ, હું ગ્રહસ્થ છું અને મેં જે તમને સુચના કીધી તેનો કાંઇ નહીં તો મહલાજા સર ઉત્તર આપવાની તમારી ફરજ હતી. મેહેરબાની કરી કાંઈ સમજ પડે તેવો જવાબ આપશો?"

"અરે નીકળ, હંઇથી નીકળ, તું દેવાનો છે. તું હેમક અથવા દેવાનો નહીં હતે તો હરગેજ આવું ફાટું ફાટું મારી આગળ બકતે નહીં તું જાણેછ કે મારી છોકરી **ચેસ્ની** ખાંનદાનની છે."

"તેમાં શું? અને હું કાર્લટન ખાંનદાનનો છું, કાર્લટન કરતાં ચેસ્ની ચહડતાં છે, તેનો પુરાવો શું?"

"ખોદા ખેર કરે!" કેપટન બોલ્યા "એક કોમન એપાથીકરી ખલબટો લઇને દવા ગુંટનારો તે ચેસ્ની કુલમાં પરણુવાની આશા રાખે? પછી તો સુરજ પશ્ચિમ ગમથી ઉગેતો!"

ડાકટર કાર્લટનનો મીજાજ હવે ચસકવા માંડયો હતો. "સાહેબ, તપાસીને બોલો. હું રાયલ કાલેજ ઓફ સરજયનસનો એક અધીકારી છું."

"અરે! તારામાં એ બદામનીબી અકલ હતે તો તું પચાસ કાલેજનો અધીકારી હતે તો મારી બેટી તરફ નજર ફેંકવાની બેઅદબી નહીં કરતે. કેમરે સુવર, આએ ધણીને બહારનો રસ્તો દેખાડવાનો મેં તુંને હોકમ કીધો તે સંભળાતો નહીં કે?" એમ બોલી કેપટન ચેસ્નીએ પોમ્પીને ઠોકવાને લાકડી ઉંચકી.

પોમ્પી ધભરાયો ને ઓરડાનું બારણું ઉઘાડીને ઉભો, પણ તેની દરકાર કરવા વગર કાર્લટન બોલ્યો, "કેપટન ચેસ્ની, હું તમને સાફ કહુંછ કે આ બાબદમાં મારૂં અને મીસ ફ્લોરાનું મત એક છે. હું તેણીને ચાહુંછ, અને તેણીને આબરૂથી પાલવાની શક્તી ધરાવુંછ. હું એક વાર ફરીથી તમારી રજા પુછુંછું પછી નહીં તો——"

"નહીં, નહીં, નહીં, એક હજાર વખત નહીં, એક લાખ વખત નહીં, તારા જેવા ભામટા સાથ તેને પરણેલી જોવા કરતાં મારે હાથે તેને છરી મારૂં તો બેહેતર. તું ફ્લોરા ચેસ્નાનો વર! બાહ! કેવો ગંધ મારેછ, ઉઠ અહીંથી, તુંને ફકત દવા કરવાને અહીં પગ મેલવા દીધો તેનો તેં આ લાભ લીધો. એ ગ્રહસ્થાઈ કે? કેમરે ચસમચોર, હજુ આએ ધણીને રસ્તો બતાવતો નથી!"

અલબત વાંચનાર સમજયો હશે કે આ છેલ્લી ધમકી પોમ્પીને માટે હતી. હવે કાર્લટેન ઉઠયો.

"ઠીક છે કેપટન ચેસ્ની, આપના બાઈબલમાં લખ્યું છે કે પોતાના ભરથારને માટે ઓરત બાપ, મા, ભાઇ, બેહનનેબી

તજે. એ છોકરી મારા ઉપર મોહીત છે અને તે છતાં તેણીને સુખી થતાં અટકાવો છો તો તેનો જોખમ તમારે સર છે."

"ઠીક છે, ઠીક છે, તારી એ ભટાઇ છોડી દે. એ ઘરમાં ચોરની પેઠે આવી એક બેઅકલ છોકરીને ફુસલાવી તેણીના કુટુંબને એબ લાગે એવું કામ કરનારો તું હીચકારો છે. નીકળ અહીંથી. તારૂ જે બીલ હોય તે અબ ઘડી મોકલી દે, અને ફરીથી મારા ઘરમાં પગ મેલતો ના અથવા ફ્લોરા ચેસ્ની તરફ નજર કરવાની શેખી કરતો ના."

"તમારે ગમે એટલા હુકમ કરોની, પણ તે માનવાનું હમારા હાથમાં છે."

આટલું બોલી કાર્લેટન ઓરડામાંથી નીકળી ગયો. સારૂં થયું જે તે નીકળ્યો, કેમજે તેજ ઘડી કેપટને પોતાનું ભારી બુટ ઉંચકી જોરથી બારણા તરફ ફેંક્યું અને બે ચાર કાચ ભાંજી નાખ્યા. ઓરડાની બહાર નાની લુસી ધ્રુજતી ઉભી હતી, તે માલપર બાવાજીના ઓરડામાં પંચાતીનો સાદ સાંભળી ને દોડી આવી હતી, પણ અંદર દાખલ થવાની હીંમત ફાવી નહીં.

"શું છે ડાકટર કાર્લેટન? મેં ફ્લોરાનું નામ સાંભળ્યું તે શું છે?"

ડાકટર કાર્લેટને તેણીનો હાથ ખસેડી નાંખ્યો, પણ પછી તરત કાંઈ યાદ આવી જવાથી કહ્યું "કાંઇ નહી, બીહવાનું અને ધ્રુજવાનું કાંઇ નથી. મેં એક વાતની કેપટન ચેસ્નીને અરજ કરી પણ તેનો બરાબર જવાબ આપવાનો

વીવેક તેવણ તુરત વેલા ભુલી ગયા છે પણ બધું બરાબર થશે, જો યાદ રાખીને ફ્લોરાને કહેજે કે હું કહેતો હતો કે ચીંતા રાખવાનું કશું કારણ નથી."

આટલું બોલી કાર્લેટન બાહાર પડયો, સામેથી જેન અને ફ્લોરા આવતી મળી. તે આડો પડયો અને ફ્લોરા ગમ જોઇ બોલ્યો. "મારે તમુને એક શબ્દ ખાનગી કેહવોછે."

આ વાર જો જેન વચ્ચે પડી ન હોત તો ફ્લોરા કાર્લે-ટનના કહેવા પ્રમાણે વાત સાંભલવા એક બાજુએ જાત પણ જેન બોલી ઉઠી.

"ડાકટર કાર્લેટન, મીસ ફ્લોરા ચેસ્નીને કાંઇબી તમારે કહેવું હોય તે મારાથી ખાનગી હોવું ન જોઇએ, હું ધારૂંછું કે મારી બેહેનથી તમારી અરજ સ્વીકારી સકાશે નહીં."

જેનને તરછોડીને ફ્લોરા જઇ શકે એવું ન હતું. કાર્લેટન તે પામી ગયો, અને મન સાથ ઠરાવ કરીને અચણુચ ફ્લોરા તરફ ફરી બોલી ઉઠયો.

"મેં તમારા બાવા સાથે આજે તમારો હાથ મેલવવાને વાત કરી છે. મેં તેમની પરવાનગી માગી તેનું તેવણ અપમાન લઇ પડયા. મારો ખોલાસો સાંભળવાની તેવણે ના પાડી, અને ઘણાજ ગ્રહસથને ન છાજતા શબ્દોમાં મારૂં અપમાન કીધું. ફ્લોરા, હવે મારો વીશ્વાસ એકલો તારા ઉપર છે." ફ્લોરા મુંગી ઉભી રહી, તેણીનો ચેહેરો લાલ થઇ ગયો, અને તે બીધેલી દીસવા લાગી.

કાર્લટન વલી બોલ્યો "પણ તેની ચીંતા નહીં, મને આજે કેપટન ચેસ્નીએ અપમાન આપ્યું છે ખરૂં પણ તારે ખાતર હું તેને માફ કરૂંછું, અને આશા રાખુંછું કે વખત જતે પોતાની ચુક જોશે. આપણે બંને જણે ધીરજથી કામ લેવું જોઇએ છે."

અત્રે જેન વચ્ચે પડી "સાહેબ, મારા બાવાજીએ તમુને મારે ઘેર આવતાં અટકાવ્યા હશે !"

"હા, તેમછે. પણ મીસ જેન, હું ઓજરખવાઇથી માગી લઉંછ કે તમોએ અમારા સુખ વચે આવવું નહીં, કેમજે ફ્લોરાને હવે મુકી દેવાની મારામાં તાકાત નથી."

"'હમારા સુખમાં' એમ બોલી શું તમે મને એમ સમજાવવા માગો છો કે મારી બેહેન તમારી મસલતમાં સામેલ છે?"

"હા, હજાર વખત, એક બીજાંના કોલથી હમે માટી બૈયર થઈ ચુકયાં છીયે અને તમારી મદદ ઇચ્છયે છીયે."

"કબુ નહીં, તમુને આ પ્રમાણે બોલતાં સાંભલી મને કમકમાટ છુટે છે, તમારૂં માગવું કબી બનનાર નથી."

"બને ને ફર બને, પ્યારી ફ્લોરા, એ બધાંને હું વટલાવીશ, માત્ર તું ઓસ્તવાર રહેજે."

આટલું બોલી કાર્લટન અચબુચ ચાલી ગયો.

---

## પ્રકરણ—૨૦.

## છુપી મુલાકાત.

ફ્લોરા ચેસ્નીનાં મગજમાં અજબ ગુચવાડો ચાલી રહયો હતો. બે લાગણીઓ, સારી અને નરસી, ઊપરવાઈ થવાને એક બીજા સાથ લડી રહી હતી.

તાબે થવું કે નાફરમાન થવું. બાપ તરફની; બેહેનો તરફની ફરજ અદા કરવી અને પોતાના કુલ માટે બંધાયલા રેવાજોને નમીને ચાલવું કે કાર્લેટનની બાયડી થવા માટે સર્વેની સામાં થઇ ઘર છોડી જવું. આ વાર ફ્લોરા ચેસ્નીની સ્થીતી કાંઇ ઘણી અદેખાઇ કરવા જોગ ન હતી.

જેવી કાર્લેટનની પીઠ ફરી કે કેપટન ચેસ્નીએ મોટો ઘાંટો કાહાડી ફ્લોરાને બોલાવી, અને બહુજ કરડા શબ્દોમાં તેણીના છાલ છોડાં કાઢી નાખ્યાં, અને સેવટે ગુસ્સામાં આવીને તેણીને હુકમ કર્યો કે તેણીએ બાપના હુકમ વગર ઘરની બહાર પગ મુકવો નહીં. પણ કોઈ વાર અતેરૂં કીધાથીબી ઉલટાં પરીણામ નીપજે છે. તેમજ આ વખતે પણ થયું. ફ્લોરા પોતાની જીંદગીમાં પેહેલીજવાર બાપની સામા થઇ અને જ્યારે કેપટન ચેસ્નીએ કાર્લેટનને ન છાજતા શબ્દોમાં નજીસ ગાલો ભાંડવા માંડી ત્યારે તે પીઠ મરડીને ઓરડામાંથી ચાલી ગઈ.

બે ચાર દહાડા આ પ્રમાણે ભરમમાં નીકલી ગયા. સર્વેએ ધાર્યું કે વાત દપત પડી ગઇ હશે, પણ કાર્લેટન સઘળું બજાર ગરમ રાખવાને પોતાથી બનતું કરતો હતો.

ફ્લોરા ચીબાવલી, ઉતાવળી, કમસમજ અને નાદાન હતી. કાર્લટનની પુલવણીની તે સહેલમાં ભોગ થઈ પડી. દરરોજ સાંહજનાં દીવા વખતે ઘરનાઓની નજર ચુકાવીને તે વાડીમાં નીકુલી પડતી અને ગીચ ઝાડોના ઓઠામાં કાર્લટન તેણીને આવી મલતો. કોઈને એવું ભાન નહીં કે ફ્લોરા આટલી બધી હીંમત કરશે એટલે કોઈએ તેણીના ઉપર નજર રાખવાની જરૂર જાણી નહીં.

પણ આ પ્રમાણે વગર પકડાવે લાંબો વાર ચાલે એ બનવા જોગ નથી. હર પળ પકડાઈ જઇને રૂસવા થવાની ફ્લોરાને બીક પેઠી, પણ ચતુર કાર્લટન લાંબી ટુંકી ડીંગ અને મીઠી મીઠી સમજાવતથી તેણીના કાનમાં એવું ઝેહર ભેલતો કે ફ્લોરા જો ગુપચુપ તેની સાથે નાસી જાય તો આ સઘળી નાપસંદ પંચાતનો અંત આવે. તે તેણીને સમજાવવા લાગ્યો કે જ્યાં સુધી તેઓ જોડાયાં નથી ત્યાં સુધી કેપટન ચેસ્ની પોતાની જીદ મુકનાર નથી, પણ એક વાર લગન થયાં કે પોતાની મેળે ઠેકાણે આવી જશે. કાર્લટન આ કાંઇ જુઠું સમજાવતો ન હતો, તેનાં પોતાનાં મનમાં પણ એવીજ ખાતરી હતી કે જે પુરૂશો ઘણા આકુળા ભુત હોય તેઓ સર્વેથી વેહેલા થંડા પડી જાયછે એવો તેનો અનુંભવ હતો.

ઘણી આનાકાનીથી, ઘણું રડીને, ઘણી તકરાગે પછી આખરે ફ્લોરાએ કાર્લટનની સુચના મંજુર કીધી. કાર્લટને સઘળો ઘાટ રચ્યો, અને તે ફ્લોરાને સમજાવ્યો. ઘણી સંકડાસમાં આવી જવાથી ફ્લોરાએ આ માર્ગ કબુલ રાખ્યો હતો. ઘરની

બહાર જવાનો હુકમ નહીં અને કાર્લેટનને જોવા વગર ચાલે નહીં એટલે અકળાઇને આ કમસમજ છોડીએ પોતાના ફીસમતનું કાટલું કાઢયું.

મીસીસ કેનને ગુજરી જવાને બરાબર એક મહીના પછી એક ઝળકતી પુનમની રાતે ફ્લોરા ચેસ્ની ગુપચુપ પોતાના બાપનાં બંગલામાંથી બબરચીખાનાના દરવાજેથી બહાર પડી, તેણીએ કાલો રેશમી લેબાશ પહેરયો હતો અને ખભાં ઉપર તથા માથાં ઉપર કાળી શાયાલ નાંખી હતી. તે ઉતાવળી છેક વાડીનાં પાછલા ભાગ ભણી ચાલી. આ વાર આઠનો અમલ હતો. કેપટન ચેસ્ની રાબેતા કરતાં જમવાની તેબલ ઉપર લાંબો વાર બેઠાથી આજે ફ્લોરાને વાડીમાં જતાં મોડું થયું હતું. રખે કાર્લેટન વાટ જોઇને જતો રહયો હોય એવી તેણીને ફ્રાલ પડી હતી. ઝડપમાં કાફી પીને માંથુ દુઃખવાને બહાને ફ્લોરા મેજ ઉપરથી ઉઠી ગઇ.

તે જયારે બહાર પડી ત્યારે સેહેજ વરસાદ પડતો હતો, પણ તેની દરકાર કરવા વગર નેમેલી જગા પર દોડી. કાર્લેટન એક ઝાડને ઓઠે ઉભો હતો.

"ઓ લુઇસ મને ધાસ્તી લાગી કે રખે તું જતો રહયો હોય, આજે બાવાજી હઠે પડયા તે તેબલ પરથી ઉઠે નહીં, તે લીધે મને વાર લાગી."

"ચીતાં નહી ફ્લોરા, હવે આ ધડક ધ્રુજારાની એકજ રાત બાકી છે, પછી કોણ તુંને આડે આવનાર છે?"

પણ કાર્લેટનના આ શબ્દોએ ફ્લોરાને ઉલટી ચોંકાવી. "લુઇસ, લુઇસ, મારી હીંમત ચાલતી નથી, જે તું મારી

પાસે કરાવવા માંગેછ, તે મહા પાપનું કામ છે, નહીં, નહીં, મને જવા દે, એ મારેથી નહીં બને."

"શું તારેથી નહીં બને?"

"જે બાપના ઘરમાં હું જન્મી ત્યાંથી હું રાતોવાઈ નાહાસી જાઉં, મેં કાહાણી કીસ્સાઓમાં એમ વાંચ્યું હતું, પણ હવે જ્યારે મને પોતાને તેમ કરવાનો વખત આવ્યોછ ત્યારે મારી છાતી બેસી જાયેછ."

"બસ બસ ફ્લોરા, નાદાન ના થા. તું નકામી ઘભરાયછ."

ફ્લોરાએ ઉતર આપ્યો નહીં, પણ તે મન સાથ વીચારવા લાગી કે આ પગલું વાજબી હતું કે ગેરવાજબી. તેનું હૈડું તેને અંદરથી કરડતું હતું. તે એકદમ ગંભીર થઇ ગઈ હતી. તેણીના મનમાંથી શું પસાર થઈ જતું હતું તે કાર્લટન સમજી ગયો, અને તેને ઠંડી પાડવાના ઉપાય સોધવા લાગ્યો.

"ફ્લોરા, એતો દુનીયાનો ચાલતો રવૈયોજ છે. તારા બાવાજીનો વખત ઘણો ખરાબ છે, અને તેવણ જો કુલના નામને સેકો તાણીઆ કરશે તો તું ઘરડી થશે તોબી પરણીને સુખી થવા પામનાર નથી. કુલ ને બુલ બધું હંબગ છે. શું કાંઇ એકના શરીર ઉપર કુલનો છાપ મારેલો છે? વલી જ્યારે એક બાપ તદનજ જુલમ કરે ત્યારે તેના હુકમને તાબે થવાને છોકરી બંધાયલી નથી. તું કાંઇ બચ્ચું નથી અને તારો ભરથાર પસંદ કરવાને તુને સઘળો હક છે. ફ્લોરા તુ મારાથી ઘરાઇ તો નથીની? મને આટલી બધી તસદી આપીને, હલકો પડવા દઇને હવે મને ફસાવે તો નહીં?"

ફ્લોરા રડી પડી "નહીં, મારા લુઇસ, મારો જાન જાય તોબી હું બેવચણી તો થનાર નથી. પણ કોણ જાણે શા કારણથી આજે રાતના મારી છાતીમાં ધસકો પડેછ. ભવીસ્યમાં શું થશે તેની મને ફાળ પડેછ."

કાર્લટને તેને હજારો તકરારોથી ધીરજ આપી. જ્યાં મરજી અને ફરજ વચે લડત ચાલતી હોય ત્યારે મરજી હમેંસ ફાવેછે.

"પ્યારી ફ્લોરા, તારા વગર હું હવે જીવી શકનાર નથી. તું જો મને છોડી દેશે તો હું મારો જીવ આપીશ."

ફ્લોરાનું મન હવે સાંત થયું. તે કાર્લટન ઉપર વાહાલ કરવા લાગી અને તેણીની બીકો બધી નાહાસી ગઈ. નાહાશી જવાની બધી ગોઠવણ વીશે તે હવે કાર્લટન સાથ મસલહત કરવા પડી. નાહાસી જવા માટે ઠરાવેલો દીવસ ઘણો નજીક આવી લાગ્યો હતો. માત્ર ૨૪ કલાક બાકી હતા. પણ હવે ફ્લોરાએ ઘરમાં જવું જોઇએ, નહીં તો માહેથી પરપુછ થાય. તેઓ ભેટીને છુટાં પડયાં. પોતાની થડકતી છાતીને શાંત કરવા ફ્લોરા થોડી વાર ઉભી રહી. હવે થોડા કલાકની વાત હતી અને જો બધું બરાબર ચાલ્યું તો તે પોતાના પસંદ કીધેલા પતી સાથ સદાની જોડાઈ જનાર હતી. ગડબડમાં તેણીની શાળ તેણીના માથાં ઉપરથી સડી પડી હતી અને તેણીના ગોરાં ઘટમારાં ખભાં ઉપર વરસાદના ટીપાં પડતાં હતાં. તે જેવી શાલ ઉચકવા જાયછે તેવો વાદલમાંથી ચાંદ નીકલ્યો અને તેણીનાથી ચીચારી પડાઈ ગઇ, તેની નાડી થડકવા લાગી કેમજે પાસેજ ઝાડીમાં કોઈ ઉભું રહીને

તેણીના ગમ નીહાલીને જોતું હતું. ફ્લોરાતો સજડજ થઇ ગઇ, પણ પેલું ધણી ગુપચુપ આવીને ઉભું અને ધણાજ ધીમા અવાજે બોલ્યું:—

"ફ્લોરા ચેસ્ની! લુઇસ કાર્લટન સાથ તુંને શું કામ છે?"

ફ્લોરા સ્તબ્ધ થઇ ગઇ હતી. તે એક શબ્દ કાહાડી શકી નહીં. તેણીના હાથ ધ્રુજતા હતા, અને આંખ ફાટી ફાટી જોતી હતી.

"ખબરદાર, લુઈસ કાર્લટનની સાથ કામ પાડતી ના, જો તારા સુખની તુંને દરકાર હોય, જો તારા જાનથી તું જવા નહીં માગતી હોય તો એનાથી એક માઇલ દુર નાહાસજે. કલારીસનું શું કીધું તે વીશે તેને પુછજે, એને પુછજે કે ઝેર સાથે તું કામ પાડેછે કે નહીં?"

આટલા શબ્દો બોલી બોલનાર ધણી ગુમ થઇ ગયું. ફ્લોરા ચેસ્ની ત્યાંને ત્યાંજ જાણે જીવ ઉડી ગયો હોય તેમ લાકડાં જેવી થઇને ઉભી.

હવે એવું બન્યું કે વાડીમાંથી રૂખસદ લેવા પછી કાર્લટનને આવતી કાલને માટે કાંઇ વધુ કેહેવાનું યાદ આવી ગયું, એ લીધે તે વાડીમાં પાછો આવ્યો. દરવાજા ઉપરજ કોઈ મોટી ઢાબલી ઓઢીને ઉભું હતું. અંધારામાં કાર્લટને જોઈ લીધું કે મીસીસ કેનના મરણની રાતે દાદર ઉપર જે ચેહેરો દેખાયો હતો તેજ ચેહેરો આ હતો. જાણે કોઈ મુરદું તેના આંગે વળગ્યું હોય તેમ તે કમકમ્યો. એ માણસ હતું કે ભુત? પોતાના ધ્રુજતા પગ થંભ કરવાને તે એક ઘડી ઉભો પણ એટલામાં તો પેલું વીચીત્ર આદમી ગુમ થઇ ગયું હતું.

અત્યાર સુધી કાર્લેટન પોતાને હીમતવાન પુરૂષ સમજતો હતો, પણ આ વાર અજાયબ જેવી બીક તેનાં દીલમાં પેઠી હતી. દેખઇતો મુદઇ હોય તો તેની સામા થવાને કાર્લેટન સામર્થ-વાન તેમજ તઈયાર હતો. પણ આ મુદઈ તો છુપો, ગેબી જાણે આ ધરથીનો નહીં પણ આકાશી હોય તેવો હતો તેના સાથ લડત તે કેમ થાય? કાર્લેટન ભુત પલીદને માનતો ન હતો અને જેઓ માને તેની ઠેકડી કરતો હતો પણ હવે તે ગભરાયો.

જરા વાર દમ લઈ પોતાનાં ગભરાયલાં જીવને શાંત કરી કાર્લેટન વાડીમાં દાખલ થયો. શું બનયું તેનો એક શબ્દબી ફ્લોરાને કેહવાને તેનો વીચાર ન હતો. પણ તેની અજાયબી-નો શું પાર! ફ્લોરા હરણની પેઠે દોડી આવી અને તેનાં ગળાંને વલગીને ડુસ્કે ડુસ્કે રડવા લાગી.

"ફ્લોરા, મારા જાન એ શું?"

"ઓ લુઈશ, તેં જોયું કે? તુંને મલયો કે?" તે રડીને બોલી.

કાર્લેટનની છાતીમાં હથોડા વાગતા હતા, પણ ખરી વાત કેહવાની તેની હીંમત ચાલી નહીં.

"શું? કોણ ફ્લોરા?"

"અરે હું નહી જાણતી. કોણ જાણે કોણ હતું. હું મારી પડેલી શાલ ઊંચકવા ગઈ ત્યારે મેં જોયું. મને પેહેલાં તો સાદ ઓરતના જેવો લાગો પણ પછવાડેથી જાણ્યું કે તે મરદ હતો. હું નહી જાણતી કે તે કોણ હતો."

"સાદ? ત્યારે શું તે આદમી બોલયું?"

"બોલયું. અને પછી તારેથી દુર રહેવાને મને ચેતવણી આપી, નહી તો હું એમ ધારને કે બાહારનું જતું આવતું હશે અને આપણી વાત સાંભલી હશે. ઓ લુઇશ, તે બોલનારનું બોલવું ખરૂં નથી, નહી વારૂં? લુઇશ, લુઇશ" આટલું બોલતાં ફ્લોરા એટલી બધી ધ્રુજતી હતી કે તેની સાથે કાર્લેટનને પણ હલાવી મુક્યો.

"ચુપ, ચુપ, પયારી, કોઈ સાંભલશે. મને ધોરજથી કેહે કે શું વાત ખરી નથી."

"પેલીએ પેલાએ જે કહયું તે, તે બોલયું કે મારે તારી સાથે કામ પાડવું નહી નહીં તો મારો જીવ જશે."

"તું ગાંડી છે. એની સમજણ સહેલ છે. કોઇ અદેખાની આંખમાં ખુટયું હશે તે આપણા વચે ફાટફુટ પડાવવા આ પ્રમાણે ઢોંગ રચયા હશે."

"નહીં, પણ સાંભલ તે બોલયું કે કલારીસનું શું કીધું તે વીશે મારે તુને પુછવું અને જેહેર સાથ તું રમત કરે છે કે નહીં તેમ પુછયું."

કાર્લેટન હવે ગભરાયો, "કલારીસ કોણ? તે વરી કોણ છે?"

"હું શું જાણું!" ફ્લોરા બોલી, "એ નામની કોઇને તું ઓલખેછ?"

"હું તો એવે નામની કોઇને ઓલખતો નથી."

"પણ પેલાં જેહેરની વાત શું? એ શબ્દોનો અર્થ શું?"

"વળી ડાકટર હોય તે લોક જેહેરબી વાપરેછતો."

કાર્લટને આ જવાબ આપ્યો ખરો પણ તેનો ચેહેરો ઉજલો સપ થઈ ગયો હતો તે જોઇ ફ્લોરા બહુજ બીધી.

કાર્લટને પુછ્યું "ફ્લોરા તે ચેહેરો ફીકકો, મોટા ડેબ્યા-વાળો હતો?"

"હા, તેં કેમ જાણ્યું? તેંબી જોયા કે?"

"હું ધારૂંછ કે મેં તે બે વાર જોયો છે. મીસીસ કેન ગુજરી ગઇ તે દહાડે દાદર ઊપર એ ચેહેરો મેં જોયો હતો અને હમણા બહાર રસ્તાપર પણ જોયો."

કાર્લટનનો આ બોલાશો સાંભળી ફ્લોરાએ એક ચીસ પા-ડી અને કાર્લટનને છોડીને એક ઝાડને વળગી પડી. "ઓ તે ચેહેરાનું અહીં શું કામ પડયું?"

સાથે લાગો કાર્લટન પણ ધ્રુજવા લાગ્યો "હું નહી જાણતો કે તે મરદ છે કે ઓરત, ભુત છે કે જીવતું આદમી, મારી નજર પડી તેવું તે ગુમ થઇ ગયું. તે ભુત હોય કે કોઇ ચોર હોય પણ તે અહીં શું કામ આવે તે મને સમજ પ-ડતી નથી. જે પ્રમાણે તે રાતે તેણે દવામાં જેહેર રેડવાનો શક છે તે પ્રમાણે મને લાગે છે કે આપણા સુખ વચ્ચે ઝેર રેડવાની તેની મતલબ છે. ફ્લોરા આ તારી આના કાની મને સમજાતી નથી, બેમાંથી એક વાત પસંદ કર, મારો પ્યાર, અથવા મારૂં મોહોત."

"એમ ના બોલ, એમ ના બોલ, આખી દુન્યા મને સમજાવે તો બી હું તારેથી ફરવાની નથી. ઓ લુઇસ, મારા પ્યારા, મારા ધણી, આ કોઈ ચંડાલ મુજીના શબ્દો તુંને કહી સંભળાવ્યા તે સારૂં તું મારા પર ગુસ્સે છે. જો તે હું તુંને નહીં કહી સંભળાવતે તો તે મારાં અંગમાં પજરીને મને ભસ્મ કરી નાંખતે."

"ગુસ્સે ? તારી સાથે, નહીં, નહીં, નહીં, હું તારા સાથે ગુસ્સે નથી, પણ પેલું ચસમ ચોર ચંડાલ જે આપના સુખમાં ખલલ કરવા માંગે છે તેના ઉપર ગુસ્સે છું. મારા જીગર, એક વધારે રાત અને દહાડો અને પછી આપણ આ છુપા મુદઇને અને આખી દુન્યાને મદારીની પેઠે નચાવીશું."

ફ્લોરા હવે શાંત પડીને ચુપચુપ પાછી બંગલામાં દાખલ થઇ ત્યાર પછી કાર્લટન પણ ગયો. આ વાર દેખઈતું વાડીમાં કોઇ ન હતું. તેટલું છતાં કાર્લટન આ રાતે એટલો ના હીમત થઇ ગયો હતો કે જાણે કોઇ દુશ્મન પાછળ લાગ્યું હોય તેમ વારે ઘડીએ ફરી ફરીને જોતો હતો.

અને ફ્લોરા પણ છટકવા પામી નહીં. તે જ્યારે વાડીમાં ઉતરી ત્યારે અચણુચ જેનને એક ભરત કામના નમુનાની જરૂર પડી અને તે લેવા માટે ફ્લોરાનાં સુવાના ઓરડામાં ગઇ પણ ફ્લોરા ઓરડામાં હતી નહીં એટલે બહાર નીક-

ળીને હાંક પાડી. ફ્લોરાનો તો ઉતર મલ્યો નહીં પણ મુન્ના સામી આવી ઉભી.

"બાઈ કોણને બોલાવોછ?"

"મીસ ફ્લોરાને મુન્ના તે માળપર છે કે?"

"નહીં બાઇ, તેવણુ માળપર આવયાંજ નથી અને બંગલામાં પણુ કયારનાં મેં જોયાં નથી."

જેનને ચટપટ લાગી, તે સઘળા ઓરડા જોઇ વળી અને આખરે બબરચી ખાનામાં ગઇ જયાં ઘરડો પોમ્પી એખલો બેઠો હતો.

"પોમ્પી, મીસ ફ્લોરા કયાં છે તુંને ખબર છે?"

પોમ્પી ફ્રુસ્યો. આજે આઠ દસ દીવસ થયા તેણે સઘળા ચાળા જોયા હતા. રાતના વાડીમાં ફ્લોરા છટકી જતી અને તેણીને ત્યાં કોણુ મળતું હતું તે સઘળું પોમ્પી જાણતો હતો. આ નીમકહલાલ નોકર ઘરમાં પંચાત થાય તે જોવાને નારાજ હતો અને વળી સાથે લાગો ખુબસુરત મીસ ફ્લોરાને તે બાપની પેઠે ચહાતો હતો. પણુ રખે ફ્લોરાની નાદાનીથી કાંઇ મોટી ખરાબી થાય તે બીકે આ ગરીબ હબસીનાં દીલમાં ઘર કર્યું હતું. જ્યારે જેન ચેસ્નીએ છડેચોક સવાલ નાખ્યો ત્યારે શું જવાબ આપવો તે પોમ્પી સમજ્યો નહીં.

"હું પુછુંછ પોમ્પી કે મીસ ફ્લોરા ક્યાં છે તે તું જાણેછ? તું કેમ જવાબ આપતો નથી?" ફ્લોરાને વીશે સેજ વેહેમ ખાઇને જેને અકળાઇને પુછયું.

"તહાં છે," આખરે વાડી ગમ આંગલી બતાવી પોમ્પી બોલ્યો, "આંગપર મોટી સ્યાલ નાંખેલી છે એટલે સરદી નહીં લાગશે."

"એવણુની સાથે કોણુ છે?" જેને પોતાનો દમ ઉંચો રાખી પુછ્યું.

"ડાકટર સાહેબ છે. તેવણ તો હમણા જશે. રોજ થોડો થોડો વખત આવેછ."

"અફ્સોસ, ઘરની આ શું ફ્જેતી? બેહેતર કે આખું ઘર બલી જાય" એવામાં ઝટ કોઇ પાછલે દરવાજેથી માંહે ચાલી ગયું. ફ્લોરા હળવેથી પોતાના ઓરડામાં ભરાઈ ગઇ હતી.

એક હલકાં માણુસ સાથે રાતને વખતે છુપી મુલાકાત! બસ થઈ ચુકું. જેનને મનથી બધી દુન્યાં અંધકાર થઇ ગઇ.

---

## પ્રકરણ ૨૧.

## ગોઠી ઉથળ પાથળનો પડછાયો.

ભવીશ્યના ભીતરમાં શું ભેદ ભરેલો છે તે તો ઇશ્વર જાણે છે. ગઇ રાતના બનાવ પછી બીજે દીને સહવારમાં કાંઇક બનાવ બન્યો જેથી કેપટન ચેસનીના મકાનમાં હોહા થઇ રહી. ટપાલનો સીપાઇ સરેસ્તા મુજબ ત્રણ કાગળો મુકી ગયો. સર્વે ચાહ પીવા બેઠેલાં હતાં. પેહલાં કાગળ ઉપર કેપટન ચેસનીનું સરનામું હતું તેથી જેને તે કાગળ પોતાના પીતાને આપ્યું. બીજું કાગળ જેનનું પોતાનું હતું અને ત્રીજાં ઉપર સરનામું હતું કે

ધિ રાઇટ આનરેબલ

અર્લ આફ ઓકબર્નની જનાબમાં.

લાહોર.

બાહાર વરસાદ પડતો હતો. કપતાન પોતે ખભરેલા હતા. પોતાને નામનું કાગળ વાંચી રેહવા પછી તેની નજર પેલાં બીજાં કાગળ ઉપર પડી.

“ બાવાજી, આએ કાગળ તો તમારા ભત્રીજા લાર્ડ ઓકબર્નનું છે, ને ટપાલ વાળાઓએ અંહીં શા સારૂં મોકલ્યું હશે? શું લાર્ડ ઓકબર્ન આપરે તાંહ પરોણા આવનાર છે અને અગાઉથી ટપાલ વાળાઓને વરદી આપી હશે? ” જેને પુછયું.

કેપટન ચેસનીએ કાગળ હાથમાં લીધું અને ગુંચવઈને આમ તેમ ફેરવી જોયું.

“હા, છેતો એનુંજ—આએ શું, સરનામું બધું બરાબર છે; રાઇટ આનરેબલ અર્લ આફ઼ ઓકબર્ન સીડર લાડજ, લાહોર—જાંહાં છે તાંહ એ આવવાનો હશે.”

“બાવાજી, હવે કેમ કરશું?”

“એના મનમાં વળી એ શું પવન આવ્યો? કોઇ દાહાડે નહીં ને આજે ઘણે વરસે ઘરડા કાકા કેમ ગમી આવ્યા—આ- વવા દેઓ, ઘેર એનું પોતાનું છે.”

“પણ બાવાજી, આપરૂં ગાડું કેમ ગબડશે? અંહી તો ખાવાની ખાખ નથી, સુવાનો પુરો પાધરો ઓરડો નથી ને એ બનશે કેમ?”

“ઓરડો નથી તો પોતાની સાથે લાવશે. તેની આપણને પંચાત શું? એવણ વાંકાં ટીકાં ડોકાં કરશે તો સેવક કેહશે કે ‘બાવા, તમે કુટુંબની દોલત લઈ બેઠાછ તે ગરીબ કાકાને કાંહાંથી પુછો.’ તું ખડકીમાં મુગી મુગી એક કોચ તૈયાર કરાવ, એને જોઇએ તો સુએ નહીં તો જાહાનુમમાં જાય.”

“પણ બાવાજી,—

“બસ; હવે બાવાજી કાકાજીની વધારે પંચાત જોઈતી નથી—હું કેહુંછ તેમ કરો.”

અંહીં લુસીએ પુછ્યું. “પણ લાર્ડ ઓકબર્નનું રેહવાનું વડું મથક કાંહાં છે?”

"લંડનમાં, વળી બીજે કાંહ હોય ? ત્યાં એવણનો મોટો મેહેલ છે, પણ એવણની બાનુ ગુજરવા પછી હવા ફેરફારને સારૂં હીંદુસ્તાનમાં આવી ઉતાકામંદ ખાતે એક મોટો વજીફો વેચાતો લીધો છે, પણ એવણ કાકા અંહીં પધારેછ તેનું કારણ શું? વળી એણે આપણું બરાબર ઠેકાણું કાંહાંથી જાણ્યું—અંહંહંહં! હવે હું સમજ્યો. એવણના ધણીયાણી લેડી ઓકબર્ન ગુજરી ગીયાંછ ત્યારના એવણ એકલા પડી ગયા છે તેથી જાંહ છે તાંહ એવણ બીજી ધણીયાણીની શોધમાં નીકલ્યાછ. કેમ જેન, આએ ખબરથી તુને તો ગોલી છુટની હશે ? કેમ મીસ ફ્લોરા ચેસની, તમુને તો એવી રમત કરતાં આવડતીજ નથી,કેમ ?"

ફ્લોરા એક શબ્દ બોલી નહીં, પણ તેણીને ચેહેરો કાંઈ ગુપત કારણને લીધે લાલ ચોળ થઇ આવ્યો હતો.

"બાવાજી, તમેબી એમ ચેડાં શું કાહારોછ—લાર્ડ ઓકબર્નની પછી હવે વડા તમેજ છો એટલે કદાચ તેવણ તમારી કાંઇ વાતની સલાહ પુછવાના હશે." જેને શરમાઇને જવાબ દીધો.

"હા, એમબી હોય. પણ એની પછીનો વારેસ હું થતો મુવો. એ તો પચીસ વરસનો છે ને આપરે તો ઓગણસાઠની ભરતીમાં આયા—કેમ ફ્લોરા, વળી માથું દુઃખેછ કે ?"

"નહીં બાવાજી—કાંય વારૂં ?"

"તારે એમ ધરડાં ધુવડની કાની માથું નીચું નાખીને સમમ બંકંમ શાની થઇ રહીછ. લે હવેથી તુને કાઉન્ટેસ ઓકબર્ન કરીને હાંક મારશ."

વળી પાછું ફ્લોરાના ચેહેરા ઉપર લોહી ધાઇ આવ્યું અને ત્યાં વાત બંધ પડી ગઈ. કપતાન જેવણ હવે જરા જરા ચાલવા લાગ્યા હતા તેવણ માથે ટોપી ઘાલીને બાહાર ફરવા નીકળ્યા. ફ્લોરા પોતાના ઓરડામા ભરાઇ અને જેન પોતાનું આવેલું કાગળ વાંચવા બેઠી. એવામાં કેપટન ચેસ્ની અચબુચ પાછા આવ્યા. "જેન આએ કાગળ—

કપતાન શું બોલવા જતા અચકી પડયા તે જેન સમજી ગઇ. જેનની ગુમ થયલી બેહેન કલારીસનું નામ પણ ઘરમા લેવાની કેપટનની સાફ મનાઇ હતી, પણ કેપટન પોતેજ પુછવા જતા હતા કે "આએ કાગળ કલારીસનું છે કે?"

"બાવાજી, એ કાગળ તો ઇંગલંડથી એક મારી સહીનું આવ્યું છ."

કેપટન પાછા બાહાર પડવા પછી જેન ફ્લોરાના ઓરડામા ગઈ. ફ્લોરા બીછાણા ઉપર ઉંધે મસતક આંખે હાથ દાબીને પડી હતી. આ બે બેહેનોમાથી કઇએ આગળી રાત વધારે સંતાપમાં કાહાડી હતી તે કેહવું મુશકેલ છે. ફ્લોરાની ચાલથી કુટુંબની આબરૂને ધોકકો લાગશે એવા વીચારથી જેનનું દીલ ધ્રુજતું હતું અને તે સારી રાત સુતી ન હતી. એણી મેર ફ્લોરા જે પગલું પોતે ભરનાર હતી તેથી ધબરાઇને ડઘાઈ ગઇ હતી. તે રાતના પચાસ વખત ઝબકીને ઊઠી હતી. હજુબી આ ભયંકાર પગલું ભરતાં અટકવું કે નહીં? હજુબી હઠી જવાનો વખત છે.

જેન તેની આગળ ગઇ અને તેના બરડા ઊપર હળવેથી હાથ મુકી બોલી "ફ્લોરા, હવે બસ."

ફ્લોરા પોતાને આવી હાલતમાં પકડાયલી જોઇને ઝડ પમાં ઉઠી "શું બસ? હું સારી પખે છેઉં—રાતના મને ઉંઘ આવી નહી તેથી મારી તબીયત સારી નથી. બીજું શુ?"

"બસ–ફ્લોરા–બસ–તેં છુપી રીતે પેલા ડાકટરને મળવુ જારી રાખ્યું હતું તે બધી વાતની મને ખબર પડી છે—ઓ ફ્લોરા તુને શું થયુંછ? તું આવી હુશીયાર, આવી સમજુ અને હમણા એમ કેમ કરેછ?"

ફ્લોરા પોતાની ઠડકતી છાતીને દબાવવાને હાથ છાતી ઉપર મેલી ઉભી ત્યારે આખરે પકડાઈ! હવે ના કેહવા શીવાય છુટકો નહીં—તે જુઠું બોલી.

"કોણ કેહેછ કે અમે મળતાં હતાં?—કાલે ઊઠીને તો કોઇ કંઈ બીજુંબી કેહેશે."

"ખામોશ ફ્લોરા ખામોશ—જુઠું બોલવાથી હવે વાત સુધરવાની નથી. દરરોજ રાતના તું છુપી રીતે તેને મળવા બાહાર જાયછ. કાલે રાતના તારૂં મને કામ પડયું અને તું હતી નહીં. મેં તુને બાહારથી નજરે નજર આવતાં જોઇ. ફ્લોરા—મારી બેહેન—મારે તારી સાથ સખત થવું નથી, પણ તું કેટલી હલકી પંક્તીએ ઉતરી છે અગવા ઉતરવા માગે છે તેનો તુને ખ્યાલ છે?"

અજબ જેવું છે, પણ ખરૂં છે કે જેનના આ ભાશાણથી ફ્લોરા સામી બેખત થઇ ગઈ. તે પોતાની બેહેન ગમ ડોળા કકડાવીને જોવા લાગી.

જેન પાછું બોલી "હું તો તારે પોતાને ખાતર કેહુછ. જો ડાકટર કાર્લેટન સાથ તું મીત્રાચારી રાખશે તો બેશક ખુવાર થશે. ફ્લોરા તું નક્કી માન કે એ ધણી તુને હેરાન ને પરેશાન કરશે."

"પણ ડાકટર કાર્લેટને તારૂં શું એટલું બધું બગાડયું કે તું તેની પુઠે જમની કાની લાગીછ ?"

"તે તો તારા જીવને પુછ. બાવાજીનો પણ એવોજ વીચાર છે. તું એની સાથ સંબંધ રાખીને શું ફેજે પોંચ-વાની આશા રાખેછ?"

"આશા શું ને વાત શું ? તે મારી સાથ શાદી કરવાને ખુશી છે. જ્યારે તમે લોક બધાં ઠંડા પડશો ત્યારે એ વાતનો વીચાર થઇ રેહશે."

"કધુ નહીં—હરગેજ નહીં—એ ધણીનું મોહોડું જોવાને અમે ખુશી નથી અને એ ધણી તુને દોજખના ગારમાં નાખશે."

"ઠીક છે—જોઈશું—તમે લોક નહીંજ સમજશો—તારે—તારે—અમે અમારૂં ફોડી લઇશું."

ફ્લોરા આ પ્રમાણે બોલી ખરી, પણ તેની અસર જેન ઉપર આટલી બધી થશે એવી તેણીએ વકી રાખી ન હતી. જેનનો જીવ ફરી આવ્યો, તેણીના હોઠ ઊજળા પડી ગયા અને તે ફ્લોરાનો હાથ પકડીને ઉભી.

"અરે અભાગણી છોકરી, તું આએ શું બોલેછ? અરે ફરીથી આવા શબ્દો તારા મોહોમાંથી કાહાડતી ના, અરે આપરી બેહસતન માએના સોંગદ આપી તુને કેહુંછ કે

છુપી રીતે લગણ કરવાની આશામાં તારૂં બાપીકું ઘર છોડવાની હેમકાઈ કોઈ કાલે કરતી ના. ઓ મારી બેહેન! બાપ બેહેનની સામા થઇને નાહાશીને લગણ કીધેલાં કોઇ વારબી સુખી નીવડતાં નથી—ફ્લોરા સંભાળ."

ફ્લોરા મારબલની ટેબલ ઉપર માથું નાખીને રડવા લાગી. પોતે જે કામ કરનાર હતી તે ખોટું છે એવું તેનું દીલ તેને કેહતું હતું. શું મુકી દેવું? બાપ, ઘરબાર, બેહેનો, મીત્રો કે પ્યારો આશક?

જેન તેણીને પસવારીને બોલી "દીકરી મારી, આજથી બસ હવે આએ વાત બંધ થવી જોઇયે. રાતના છુપી રીતે બાહાર જવાનું કામ તારા જેવી આબરૂદાર સ્ત્રીનું નથી. એ હલકાં લોકની નીશાનછે."

આટલું બોલી જેન ઓરડામાંથી બાહાર પડી. ફ્લોરાને વીચાર કરવાનો થોડો વખત આપવો જોઇયે. જેન જેવી નીચે ઉતરી તેવોજ એક મોટો કડાકો ભોંયતળીએ થયલો સંભલાયો. જાણે કાચ ભાગીને કોઇ પડી ગયું હોય તેવો ધબકારો થઇને લુસીની મોટી ચીચારી સંભલાઇ. જેન ઉભે પગે નીચે દોડી. રાંધણીમાથી મુન્ના દોડી આવી અને સાથે લાગો પામ્પીબી કોઇ ખુણા ખટોલાંમાથી નીકળી આવ્યો.

"શું છે? શું છે. કોઇ પડી ગયું કે?" જેને અકળાઇને પુછયું.

"પકડો—પકડો, લુસી બારી ઊપરથી ઉઠલાઇને પડી ગઈ છે." કેપટન ચેસનીએ વાડીમાંથી શોર ઉઠાવ્યો. સ-

ધળાં દોડી ગયાં. લુસી જમીન ઉપર ચતીપાત પડી હતી. તેણીના હાથની અથેલીમાં કાચ ભોકાયો હતો અને તેમાંથી લોહી વેહતું હતું. મુન્ના ધભરાઇ ગઇ "સાહેબ, જાંહાં છે તાંહાં એની એકાદ નસ કપાઇ છે, ને જો તુરત સમાલવામાં નહી આવશે તો—

"યુ ગધ્ધા સુવર—ઉભો રહીને જોયા કરેછ— જલદી જઇને કોઇને બોલાવી કેમ લાવતો નથી ?" કેપટન એસનીએ પામ્પીને ડબકાવ્યો.

તે બચારાને કંઇ સુજયું નહીં—"સાહેબ, ડાકટર કાર્લેટનને—

હજુ તો આ શબ્દ કમબખત પામ્પીના મોહમાંથી પુરા પાધરા નીકળ્યા નથી એવામા કેપટને પોતાની જાડી ડાંગ ઉઠાવીને પામ્પીના મસ્તકમાં મારી. "ફરીથી એ ચંડાળ કાર્લેટનનું નામ લીધુંછ તો તારૂં માથુ ભાંજી નાખશ— આખું ઘેર મરી જાય તોબી તેનું મોહોડું હું જોઉં નહીં. જા, જઇને ગ્રેને બોલાવી લાવ. પેલા જેને મડમને ઝેર આપ્યું તેને નહીં. સમજ્યો ? જલદી જા—"

નીમકહલાલ પામ્પીને કેહવું પડે એમ ન હતું, પણ તેનો ફેરો બચ્યો, કેમજે તેજ વખતે રસતેથી ડાકટર જાન ગ્રે પોતાની બગીમાં જતા જણાયા. મુન્ના દોડી ગઈ. તેણીની હકીકત સાંભળી ડાકટર જાન આવ્યા અને ઝડપથી જખમને

ધોઇને ઉપર પાટો બાંધ્યો. લુસી બીકને મારે બાફડાં જેવી થઇ ગઇ હતી.

"ઓ, હું મરી જવશ કે ? કેટલુ બધું લોહી !"

"કોઇ મરી જતું નથી—એ બોલ વળી તમારાં મોહોડાંમાં કોણે આપ્યો ?"

"એ લોક પોતપોતામાં વાત કરતાં હતાં તે મેં સાંભળી. કોઇ કહેજે મારી નેસ કપાઈછ તેથી હું મરી જવશ."

"નહીં—નહીં—બુચી—કસી ચાંતા ના કર—હાથ હીલાવયા ના કર. જો, હું મારી બોંહે ઉંચકુંછ તાંહ મોટો કાપો પડેલો છે. હું જયારે નાહાનો હતો ત્યારે એક વાર પડી ગયલો અને હાથ કાપી નાખેલો, પણ તે વખતે મારા બાવા જેવણ ડાકટર હતા તેવણે નેસ બાંધી લીધી અને બધું વધન વહી ગયું. તારી તો ફક્ત ઝીણી નેસ કપાઇ છે— ધોરી નેસને ઇજા આવી નથી."

લુસીને ધીરજ આવી. "હા—હવે હું બીવાની નથી—તમે ફરીથી મને જોવા આવશો કેની ?"

"હા, હું સાંજના પાછો આવી જવશ, પણ તમોએ ઘણી હીલચાલ કરવી નહીં."

ડાકટર જાન એ બાહાર પડયા. તેમની બગલમાં હાથ ઘાલીને કેપટન ચેસનીએ પણ ચાલવા માડયું. આ નવાઈ જેવો બનાવ હતો, કેમજે કેપટન ચેસની આ પ્રમાણે કોઇ સાથ

બાંધી રાખતા ન હતા. પણ પેહેલીજ મુલાકાતમાં ડાક્ટર જાન તેમને ગમી આવ્યો હતો.

"લુસી સારી પેઠે છે, કેપટન ચેસની. સારૂં થયું જે તે વાર હું આવી લાગ્યો, નહીં તો જરા વાત વધતે."

"તમારી મેહરબાની થઇ ડાકટર—તમે ગ્રરહસ્થ છો અને દોસ્તીને લાયકછો. હું એકજ વાતે દલગીર છું, તે એકે પેલા ગધેડા કાર્લટનને મેં પેહલાં મારા ઘરમાં ઘાલ્યો. મને તેના ઉપર ઘણો ધીકાર છુટેછ, અને મારા ઘરમાં પગ મુકવાનો તેને હુકમ નથી. તે તમારી જુતી સાફ કરવાને લાયક નથી, ડાકટર જાન."

ડાકટર જાને હસીને ત્યાંથી રૂખશદ લીધી.

દીવસ નીકળી ચાલ્યો. તે દીવસે અર્લ આફ ઓકબર્ન તો કાંઇ આવ્યા નહીં, પણ તેમના સરનામાનું બીજું કાગળ આવ્યું. સાંજના પાંચ વાગતે કેપટન સ્ટેશન ઉપર ગયા કે વખતે ટ્રેનમાં અર્લ આવે. એવામાં દીવા સળગાવવાનો વખત થયો અને ડાકટર જાન પાછો આવી લાગ્યો. લુસી આગળ ઉભો રહી તે પુછપરછ કરતો હતો એવામાં તેની નજર "લાર્ડ ઓકબર્ન" માટે આવેલાં કાગળ ઉપર પડી.

"તમે લાર્ડ ઓકબર્નને ઓળખોછ કે જી?" જાને સાધારણ રીતે જેનને પુછ્યું.

"હાજી, એવણ અમારા અતલગના ખેશી થાય."

"તારે તો તેવણુ હમણાં કેમ છે તે તમો કહી શકશો."

"સારી પખે હશે, કેમજે તેવણુના અંહી આવવાની અમે આખો દાહાડો રાહ જોઈ."

"શું? તેવણુની આવવાની વાટ જોઇ?" ડાકટર જાને અતીશે અચરતીથી પુછ્યું. "માફ કરજો મીસ જેન, પણુ તમારૂં બોલેલું હું બરાબર સમજી શકયો નથી."

"લાર્ડ ઓકબર્નને નામના બે કાગજ અંહી આવીને પડી રહયાં છે તે ઉપરથી અમે ધારીએછ કે તેવણુ અંહી આવવાના હશે." જેને ખોલાસો કીધો.

"હું ધારૂંછ કે તમે કાંઇ મોટી ચુક કરોછ. લાર્ડ ઓકબર્ન તો ઉટાકામંદ ખાતે ઘણી ધાસતી ભરેલી હાલતમાં બીમાર પડેલા છે. હું ધારૂંછ કે તેવણુ પાછા ઊઠવા મુશકેલ છે. બે દાહાડાની વાત ઉપર તો તેવણુની બીલકુલ આશા મુકી દીધી હતી."

જેનના ખ્યાલમાં આ વાત ઉતરી નહીં. "લાર્ડ ઓકબર્નને શું હતું. તેવણુ હમણા સારી પખે હોવા જોઇએ નહીં તો આએ કાગળો અંહી આવે કાંહાંથી."

"તેવણુ ટાઇફાઈડ તાવથી બીમાર પડેલા છે. મને ખબર એમ પડી કે અજમીરમાં એક સરકારી અમલદાર સીક પડેલો છે તેના સંબંધમાં મસલહત કરવા માટે એક બીજા ડાકટરને મારે અમરતસર સુધી મળવું હતું. અમરતસરમાં મને મળનાર ડાકટર પેમબરી આવ્યા નહીં,

પણ કાગળ લખી જણાવ્યું કે અર્લ ઓકબર્ન ભયંકાર હાલતમાં હોવાથી તેનાથી આવી શકાશે નહીં. આ કાગળમાં લખેલું હતું કે અર્લને બીજા થોડા કલાકથી જીવવાની આશા નથી."

જેન હવે વીચારમાં પડી. તેના મન સાથ એક ચોકસ ગુંચવાડો ઉભા થયો હતો. પણ લુસી બીછાણા ઉપર પડી પડી બોલી "ડાકટર જાન, જો લાર્ડ ઓકબર્ન અંહી આવવાના નહી હોય તો એવણુના કાગળો અંહીને સરનામે મોકલે શું કામ?"

"તે તો મારા કરતાં તમે વધારે જાણો પણ લાર્ડ પોતે તો આવી શકેજ નહીં એ હું ચોકસ કહી શકું છ. હાલના લાર્ડની પછી તાઇટલનો વારેસ કોણુછે?"

"મારા બાવાજી."

"શું? લાર્ડ ઓકબર્નનો છોકરો નથી ને તેની પછી તમારા બાવા ખેતાબના વારસછે?"

"હા--પણુ તેથી શું?"

"અરે, તારે એમ બોલોની. હવે મને બધી સમજ પડી ગઇ. હું ધારૂંછ કે જુવાન અર્લની હઇયાતી ખતમ થઇ છે અને આએ કાગળો તમારા બાવાજીને માટે છે, કેમજે હવે ખરા અર્લ આફ ઓકબર્ન તેવણુ થવા જોઇયે."

---

## પ્રકરણ—૨૨.

## ફ્લોરા આખરે નાહાઠી.

જેન ચેસની પેલાં કાગળો હાથમાં લઈને વમાસતી બેઠી. તેણીને હવે સમજ પડવા લાગી કે ડાકટર જાન ગ્રેએ જે ખોલાસો કીધો તેજ ખરો હોવો જોઇયે. આવો વીચાર લાવવાને તે ખુશી ન હતી, પણ તેમ ધારવા શીવાય બીજો ઉપાય ન હતો. આખરે લુસીનો જીવ રહયો નહીં.

"બેહેન, બાવાજી અર્લ થાય એવું તું ધારેછ?"

"ધારયા શીવાય બીજો ઉપાય નથી, લુસી."

લુસી ઉલટભેર ઉઠી. "હું જઈને ફ્લોરાને આએ વાતની ખબર કહી આઊં."

જેને તેણીને અટકાવી. "જરા સબર કર, હમણા નહીં. પેહેલાં એ વાત ખરીછે તે નક્કી તો થાય. મને એ વાત ગમતીજ નહી. એમ જો હશે તો ગરીબ બચારો જુવાન અર્લને માટે—

જેન વીચારમાં બેઠી. તે સાફ દીલની હતી. તેણીના મનમાં પાપ જેવી ચીજ ન હતી. જો જુવાન અર્લ આફ એોકબર્ન ખરેખર મરણ પામ્યો હશે તો ખરેખરી દલગીર તો જેન થાય એવું હતું. પણ એ છતાંબી કેટલાક વીચાર જેનના મનમાં દરીયાના મોજાની ઝડપથી આવી ચઢયા હતા. જો એ વાત ખરી હોય તો પૈસા પૈસાની હાડમારીને છેલ્લી સલામ.

પામ્પી દીવા લઇ આવ્યો અને કેપટન ચેસ્નીના આવવા-નો સાદબી આવ્યો.

"લાર્ડ ઓકબર્નની કાંઇ ધનનસલ તો જણાતી નથી. હું છેક સ્ટેશન સુધી રખડી આવ્યો. એ આએ શું ? એને ના-મનું બીજુંબો કાગળ આવ્યુંછ કે ?

જેનની નાડ ધ્રુજવા લાગી. "બાવાજી, એવણ આવશે એમ ધારવામાં આપણે ચુકતાં હોઇયે એવું મને લાગેછ. તમે ગીયા પછી ડાકટર જાન ગ્રે આવ્યા હતા. તેવણે ખબર આપી કે ત્રણ દાહાડાની વાતપર લાર્ડ ઓકબર્ન તો મરતતોલ બીમાર હતા અને તેવણ એવું ધારેછે કે આ બે કાગળો તો તમારે માટે છે."

"મારે માટે ! મારે માટે !"

"હા, બાવાજી, તમે નવા લાર્ડ ઓકબર્ન દાખલ."

કેપટન ચેસની આકળો હતો, પણ દીલથી ખાલેસ હતો. પોતાના ફાયદા કરતાં જુવાન અર્લના મરણ વીશે તેને વધારે આંચકો લાગ્યો.

"હું ધારૂંછ કે હું જોખમ ખેંચીને એક કાગળ ઉખેડુ. અગર આપરી ચુક હશે તો લાર્ડ ઓકબર્ન આપણને માફ કરશે. આજે સહવારના પેહેલું આયું તે મને આપ."

જેને કાગળ આપ્યું તે દીવા આગળ વાંચીને કેપટન ચેસ્ની કોચ ઉપર બેસી ગયા.

"ખરી વાત છે જેન, ગરીબ બચારો છોકરો ગુજરી ગ-યોછ અને હું અર્લ આફ ઓકબર્ન થયો."

આ કાગળ મરનાર લાર્ડના ઉતાકામંદ ખાતેના કારભારી તરફથી હતું. તેણે લાર્ડના મરણની ખબર કરી હતી અને કેપટન ચેસનીને ત્યાં તાબડતોબ આવવાની વીનંતી કરી હતી.

કેપટન ચેસ્ની—હવેથી તેને આપણે લાર્ડ ઓકબર્ન કહીશું—તેણે પોતાના રાબેતાના ગુસ્સાથી કાગળ તેબલ ઉપર ફેંકયું.

"એ નાપાકના જણ્યાને મારે ખરે નામે લખતાં શું દુખતું હતું. નકામાં બે દાહાડા ગીયા. લાવ પેલું બીજું કાગળ જોઈયે."

જેને બીજું કાગળ આપ્યું. આ કાગળ ઓકબર્ન કુટુંબના સોલીસીટરો તરફથી હતું. અલબત નવા લાર્ડે તાબડતોબ ઉટાકામંદ જવું તો જોઇયે. પોતાની રીત પ્રમાણે તેવણ તુરત જવા તૈયાર થયા.

"બાવાજી, જરા ચાહ તો પીઓ" જેને અટકાવવાની તજવીજ કીધી.

"ચાહ ! મુરખ ! નાદાન ! ચાહ વગર જીવ રહેછ કે ? અતર ઘડી મારી તોપી લાવ—બસ લાવ—રાતની નવ વાગાની ગાડી મળશે તેમાં હુ નીકળી જાઊં. બચારો જુવાન જમાન છોકરો મરી ગીયો ને તેની આગળ સગું વાહાલું કોઈ નહીં !"

"વારૂં રે બાવાજી, પણ સાથે બે ચાર કપડાંબી લેઓછ કેની ?"

"નહીં—નહીં—નહીં—બસ મારી તોપી લાવ. જો મને વધારે છેડશે તો હું બુટબી કાહાડી નાખશ. સહવારની ટ્રેનમાં પામ્મીને થોડાંક કપડાં આપીને મારી પાછલ મોકલી આપજે. લે ચાલો, હું જાઉંછ—ફ્લોરા કાંહાં છે ?"

"ફ્લોરા—ફ્લોરા—બાવાજી બોલાવેછ" કરતી લુસી ઓરડામાંથી બાહાર દોડી. કેપટન તેની પાછળ ગયા—પણ ફ્લોરા ક્યે નજર નહીં આવવાથી અધીરા પડી બોલ્યા.

"ચીંતા નહીં લુસી, મને વખત થાયછ. એ સુઈ ગેઈ હોશે—મારી તરફથી કેહજે કે હું જાઉંછ—હવેથી તેવણુ લેડી ફ્લોરા થયાંછ એટલે કોણ જાણે કેમ ધરીયાં ધરાશે નહીં."

આ બધું સપાટાબંધ બની ગયું. નવા લાર્ડ તો વીસ વરસના છોકરાની પેઠે ભુસકા મારીને ગાડીમાં બેઠા. સાંભળો કાણુની બલા ! તેવણુના ગીયા પછી લુસી વળી પાછી ફ્લોરાની શોધમાં ઓરડે ઓરડે ફરી અને સાદ કરવા લાગી પણ જવાબ મળયો નહીં.

"જેન, હું જાણુંછ કે ફ્લોરા સુઇ ગેઇ હશે—આજે એટલી જલદી કેમ ?"

"લુસી, તું હાલમાં જઇને કારીની તૈયારી કરાવ, હું જઇને જોઇ આઉંછ."

જેનના દીલમા એક ન ધારેલી ધાસ્તી પેઠી હતી કે ફ્લોરા માલપર સુતેલી નહીં હશે પણ વાડીમાં કાર્લટનને મળવા ગઈ હશે. ફ્લોરાનો સુવાનો ઓરડો ઉંઘાડી જેને જોયું તો તે ત્યાં ન હતી.

"હા, પાછી તેને મળવા ગઇ ખરી! હુંબી તો ખરી કે વાડીમાં તેની પાછળ જાઉં. આ વાતનો હવે તો કાંઈબી કરીને અટકાવ થવો જોઇયે."

જેન હળવેથી વાડીમાં ગેઇ, પણ મેહેનત ફોકટ. વાડીમાં કોઇ હતું નહી. રખે એ નાદાન દુકતી કાર્લટન સાથ બાહાર ફરવા ગઈ હોય. આવડી રાતે પોતાના વડાઓથી છુપી રીતે પારકા મરદ સાથ ફરવા નીકળે! તોબાહ! તોબાહ! જેન મન સાથ આશા બાંધવા લાગી કે રસતામાં તે લોકને બાવાજી મળે અને બાવાજી કાર્લટનને ઠોકી કાહાડે તોબી મજાનું.

જેન પાછી માંહે આવી અને બતી લઇને ફલોરાના ઓરડામાં શોધ કરવા લાગી. ફલોરાની ટોપી અને કાળી શાળ તાંહ હતાં નહીં. હવે કરેબી શું. તે ફરીને પાછી આવે તારે વાત હાલ તો બીજો ઊપાય ન હતો. "મેં એને વાડીમાં જવા ના કહયું એટલે તે બીહીને બાહારજ નીકળી ગઈ!" જેન મન સાથ વીચાર કરે છે.

હાલમાં કાફી તૈયાર હતી. નીરદોશ લુસી ફલોરાની વાટ જોતી હતી. "જેન, ફલોરા કાંહાં છે? તે કેમ આવી નહીં?"

આ બચાંને જેન શું કેહે? તેના મગજમાં ખરાબ વીચાર કેમ કરી લાવે. ફલોરા હલકી પડે અને વળી લુસી નવી વાત શીખે. તેણીએ તુરત વેળા-તો લુસીને ઉડાવી. વખતે બે ચાર મીનીટમાં ફલોરા આવીબી લાગે. વર-

સાદ મારમારનો પડતો હતો—ઘડીયાલમાં નવ વાગ્યા પણ ફ્લોરા હજુ આવી નહી !

એ કાંહાં હશે! આવા ભારી વરસાદમાં શું કરતી હશે! જેનના મનનો કચવાટ ભારી હતો, તે વીચારમાં હતી કે હવે શું કરવું. એવામાં મુન્ના આવી.

"બાઇ, મીસ ફ્લોરા કાંહાંછે, હું હમણાં તેવણના સુવાના ઓરડામાં ગઇ ત્યાં તેવણ તો નથી, ને આએ ભોંય ઉપર પડેલી હતી."

ફ્લોરાની પાકીટ બુક મુન્નાએ જેન આગળ ધરી તે તદન ખાલી હતી.

"બાઈ, ફ્લોરા બાબા, બાહાર ગોયાંછ કે?"

જેનના આંગમાં જવાબ આપતાં ચમટો ભોકાયો પણ ઉતર આપ્યા શીવાય હવે છુટકો ન હતો.

"કાંઈ એણીમેર પેલી મેર ફરતી હશે તેથી હમણાં આવશે."

પણ આવે કાંહાંથી! દસ વાગ્યા એટલે જેનના પેટમાં ફાળ પડી—હજુબી આ ભલી છોકરીના મનમાં ખરી વાતનો શક આવ્યો ન હતો. લુસીને સુવાડીને જેન હાથમાં છત્રી લેઇ વાડીના દરવાજા સુધી ગેઇ. આણીમેર પેલી-મેર જોયું, બે ચારવાર સાદ મારયા પણ કોઇ ન મળે. પાછું માંહે આવતાં સામેથી મુન્ના મળી

"બાઇ, હું જઈને તમે કેહો તાંહ ખોળ કાહાડું?"

"પણ કાંહાં જશે? મને કશી ખબર નથી. કદાચ વર-સાદને લીધે કોઇ આસરાની જગાએ ઉભી નહીં હોય?"

થોભવા શીવાય ચારો ન હતો અને જેન અગીયાર વાગતાં સુધી થોભી. કોઇ કોઇવાર તેણીના ખ્યાલમાં કાંઇ વાત આ. વતી હતી પણ તે ગુસ્સાથી છંછેરી કાહાડતી હતી કે ફ્લોરા બધી શરમ લાજ તજીને કાર્લેટનને ઘેર તો નહીં ગઇ હોય ? એણીમેર લુસી ઊંઘાઇ નહીં, તે આંખમાં આંસુ લાવીને ફ્લો-રાને માટે દર પલે પુછીયા કરે. મુન્ના ઘભરાયલી આમથી તેમ દોડે અને ગરીબ ઘરડો પામ્પી ફ્ગલાયલો જેવો દીસે.

આખરે મુન્ના બોલી "બાઇ, હું જાણીતો ખરી—વખતે—વખતે—વખતે વરસાદને લીધે ડાકટર કાર્લેટનને તાંહ તો નહી ગીયાં હોય ?"

"મુન્ના, હું તો નહી ધારતી કે એમ કરે, પણ એ નાદાન છે—તુને ગમે તો જા—જઇને જરા ખબર તો કાહાડ."

મુન્ના નીમકહલાલ અને સાચ્ચી હતી તે લાગ-લી દોડી. ડાકટર કાર્લેટનનું મકાન પાંચેક મીનીટના ર-સતા ઊપર હતું. ત્યાં જઇ પોંચતાં જોયછ તો ઘરમાં સઘળું અંધારૂં અને બંધબસત હતું. હવે શું કરવુ ? ઘણો વાર વીચાર કરી તેણીએ બારણું ઠોકયું પણ જવાબ નહી મળે. આખરે જ્યારે જોરથી બારણાં ખખડાવ્યાં ત્યારે પેહેલે માળની બારીએથી કોઇએ જવાબ આપ્યો.

"કોણ છે ? ને એવડી રાતે શું માગેછ ?"

"ડાકટર કાર્લેટનને મળવું છે."

"આજે એટલા પરની બતી સલગાવી નથી તેથી જોતી નથી કે ડાકટર કાર્લેટન નથી? તેવણ તો બાહારગામ ગીયાછ."

"કાહારે ગીયા ?"

"સાંજના અચપુચ બાહારથી આવ્યા અને કાંઈબી સર સામાણુ લીધા વગર નીકળી પડયા. અમોને કહી ગીયાછ કે પાછું આવતાં બે ચાર દહાડા લાગશે."

"હું કાંઈ ડાકટરને મલવા માંગતી નથી. હું તો ખબર કાહાડવા આવીછ કે અમારી બાઇ અહીં વરસાદને લીધે આયાં તો નથી ?"

"તમારી કોણ બાઇ ?"

"મીસ ચેસ્ની. તેવણ ખાનુ ખાધા પછી બાહાર ગીયાંછ તે હજુ આવ્યાં નથી તેથી અમે ધારયું કે વખતે વરસાદે રોકાઇને અંહી થોભયાં હોય."

"અહીં કોઇ નથી."

મુન્ના જરા વાર દરવાજા આગળ ઉભી ચકમકના ચમકારાની પેઠે હવે ખરો વીચાર તેના ભેજાંમાંથી પસાર થઇ ગયો. કારલૈટનનું બાહાર જવું અને સાથે લાગું ફ્લોરાનું ગુમ થવું એ એકજ બનાવ હતો. તે આસતે આસતે ઘર-ભણી પાછી વળી. જેન દરવાજા આગળ ઉભી હતી.

"કેમ મુન્ના—નથી કે ?"

"નહીં બાઇ—હું—હું—

"શું જલદી બોલની."

મુન્નાએ ઘણી ધીરજથી જેનને સઘલી વાત સમજાવી.

નાદાન ફ્લોરા ! અભાગણી છોકરી ! પોતાનું બાપીકું ઘર છોડીને કાર્લેટન સાથ નાશી ગઇ હતી.

## પ્રકરણ—૨૩.

## નાહાસી ગયલું જોડું !

બીજે દીને સહવારમાં લાહોરનાં ખ્રીસ્તી વાડમાં ચકચારનું પુછવું શું. ગરીબ બચારી મીસીસ કેનના મરણ પછીથી આવું સ્વાદીસ્ટ પકવાન અને તારી મારી કરવાનું હાડકુ તેઓને અગાઉ કોઇવાર મળ્યું ન હતું. એક તો કેપટન ચેસની અલે થયા તેની વાત અને બીજું તો તેમની એક છોકરી ડાકટર કાર્લેટન સાથ નાહાસી ગેઇ તે બીજી વાત.

નાહાસી જવાનો સઘળો બંદોબસ્ત કાર્લેટને ખુબ સાવચેતીથી કીધો હતો. તે કાંઈ કાચો ન હતો. તેણે એવી ગોઠવણ રચી હતી કે ફ્લોરાએ સાંહાંજનાં સુમારે સાત વાગે લાહોરથી સાત માઇલ દુર એક નાહાનું સ્ટેશન હતું ત્યાં ટાંગામાં ફરવાને મસે આવીને પાસેની ગલીમાં ઉભું રેહવું અને ત્યાં કાર્લેટન પોતાની બગીમાં આવીને તેને મળે. તે દાહાડે આખો દાહાડો કાર્લેટને જાણે કાંઇ હોય નહીં તેમ પોતાનાં ઘરાકોમાં ફરવામાં કાહાડયો. પોતાનાં ઘોડાને જોડયોજ નહીં, કેમજે સાંહાંજના તેને આ ઘોડા ઉપર સારૂં કામ લેવું હતું. પોતે ગેરહાજર રહેવાનો છે એવી કશી ખબર તેણે પોતાનાં ઘરાકોને આપી ન હતી, તેમજ પોતાનાં ઘરમાં કોઈ નોકરનેબી કાંઇ કહ્યું ન હતું. સાંહાંજનાં સાડા છ વાગતે તેણે ગાડી જોડવાનો હુકમ આપ્યો. જેવી ગાડી આવી કે હાથમાં એક નાહાનો પોર્ટમેંટો લઇને તે

નીચે ઉતરયો. આ વાર ઓટલા ઉપર નોકર ઉભેલો હતો તેને કહ્યું "હું એક બે દાહાડા બાહાર જાઉંછ." નોકર જરા અચરત થયો પણ કાંઈ બોલ્યો નહીં. બગીમાં બેઠા પછી પોતાનાં હાથમાં લગામ પકડી સાઈસને કહ્યું "તું ચાલતો લાહોરના સ્ટેશનપર આવ."

આ પ્રમાણે બોલી કાર્લટને પોતેજ બગી હાંકી. નોકર અને સાઇસ વીચારમાં પડયા કે એ શું. હશે, કોઇ લાંબે ધરાક આજારી હશે, અને આખી રાત રોકાવાનુ હશે.

કાર્લેટન અરધોક માઇલ હાંકી ચાલ્યો હશે એવામાં સામેથી ડાકટર જાન ગ્રે મળ્યો, "સાહેબ મેહેરબાન, ડાકટર કાર્લેટન, વરસાદ તો ઠીક પડેછ?"

"સાહેબ મેહેરબાન, કેમ તમે કાંહાંથી આવ્યા?"

"કેપટન ચેસનીને તાંહાથી."

"કેપટન ચેસની! કેમ વારૂં, કોઇ શીક છે કે? કેપટનને પોતાને તો અરધા કલાક ઉપર મેં ફરતા જોયા હતા?"

"નહીં. પેલી નાહાની છોકરીને જોવા ગયો હતો. તે સહવારનાં અકસમાતથી પડી ગેઈ અને કાચે હાથ કાપયો. અલ્હ આફ્રૂ ઓકબને કૃતાકામંડ ખાતે મરી ગીયો એવી કાંઇ તમુને ખબર પડીછ?"

"નહીં, મેં એ ઉમરાવનું નામબી સાંભળ્યું નથી," કાર્લેટને ઉત્તર દીધો. "કેમ વારૂં?"

"હું ધારૂંછ કે તે ગુજરી ગુયો હશે. બે દાહાડની વાત ઉપર તે તાઇફાઇડ તાવથી પ્રણોજ બેહાલ પોતાન

ઉટીના બંગલામાં પડેલો હતો, ને કેપટન ચેસની ઉપર "અર્લ આફ ઓકબર્ન" ને સરનામે કાગળ આવ્યાંછ તેથી હું ધારૂંછ કે જુવાન અર્લ મરી ગયો છે."

કાર્લટન વીચારમાં પડયો. એજ ઉમરાવનું નામ કેપટન ચેસનીએબી વાતચીતમાં લીધું હતું, તેણે ગુંચવાઈને પુછયું "પણ ઓકબર્નના કાગળ અંહી કાંય આવે?"

"જો અર્લ ઓકબર્ન ખરેખર ગુજરીજ ગયો હોય તો હવે કેપટન ચેસની અર્લ આફ ઓકબર્ન થયો."

કાર્લટન ખંધો હતો. પોતાની અચરતી એકદમ જાહેર કરે એવો ન હતો, કેપટન ચેસની તે લાર્ડ ઓકબર્ન ! મારો સસરો લાર્ડ ! મારી ધણીયાણી થનાર બાનુ લેડી ફ્લોરા ! વાહ ! તેના મનમાંથી આ વીચાર પસાર થઇ ગયા. સલામ અકરામ કરી બન્ને ડાકટરો છુટા પડયા.

આ એક નવાઇ જેવો અકસ્માત હતો કે તેજ સાંજે ડાકટર જાન ગ્રે ફ્લોરાનેબા[illegible] પામ્યા હતા અને તેણી વળી નાહાસતી વેળાએજ. [illegible] જાન સાંજનાં [illegible] હાથ જોવા આવ્યા ત્યારે [illegible]માં રોકાયલી [illegible]તી તે લાગ જોઇને ફ્લોરા બાહાર છટકી [illegible] ઘણી [illegible]ઘેલી હતી. ગુપચુપ પાછલે દરવાજેથી બાહાર પડીને નીકળ[illegible] જાય છે એવામાં સામેથી મુન્ના આવતી જણાઇ. ફ્લોરા જાણે વાડીમાં અમથી ફુલ તોડતી હોય તેમ ફરવા લાગી. મુન્ના ઘરમાં ગઈ કે ફ્લોરા રસતા ઉપર બાહાર પડી અને ઉતાવળે ચાલવા લાગી પણ તુરતજ પછવાડે ડાકટર જાન આવી લાગ્યો.

"સાહેબજી, મીસ ફ્લોરા, આવા વરસાદમાં ફરવા તમુને કેમ ગમેછ?"

"હું—હું—તો અમથી દરવાજા આગળજ ફેરા ખાઉંછ."

ડાકટર જાન ગ્રે ગયા પછી તે પાછી બાહાર પડી. તેણીની છાતી ઠડકતી હતી. આ વારબી તેનું દીલ કેહેતું હતું કે તેણીએ ઉઠાવેલું કામ છોડી દેવું. તેના પગમાં પાતલાં કીડના શુઉ હતાં અને હાથમાં છત્રીબી ન હતી. કાંઇબી પેહરીને નીકળે તો નજર ખેંચાય એવી બીકથી તેણીએ પોતાની શેઆલ વહીક લેવાની હીમત કીધી ન હતી. પાંચેક મીનીટ ચાલી હશે, એવામાં એક સાંકડી ગલીમાંથી ગાડી આવવાના પગલાં સંભળાયાં ઓ! કાર્લટનની બગી!

કાર્લટન તુરત ઉતરી પડ્યો અને તેણીના કમરે હાથ મુકી તેણીને બગી ઉપર ચહડાવી. આ વાર ફ્લોરા રડતી હતી.

"ઓ લુઇસ, આ મારા ઉપર જફા છે. હમણાજ મને સામેથી જાન ગ્રે મળ્યો હતો"

કાર્લટને ઘોડાને ચમકાવ્યો અને તેઓ મારમારના વરસાદમાં રેલવેની ઝડપથી ચાલ્યાં. ફ્લોરાનું ધક ધ્યાન પછવાડે હતું, તેણીના કાન ઉંચાને ઉંચા હતા. રખે કોઈ પછવાડેથી આવે, રખે કોઇ રસતામાં મળે, રખે કાંઇ અકસમાત નડે.

રસતે જતાં કાર્લટને પુછ્યું કે એ ઓકબર્નની ગડબડ શું છે? ફ્લોરાની એટલીબી સુધ ઠેકાણે નહીં હતી કે કાર્લટનને પુછે કે તેં કાહાંથી જાણ્યું. જો પુછતે તો કદાચ વધુ ખોલાસો થતાં આ રંગમાં કાંઇ ભંગ પડતે. તે માત્ર

બોલી, "ઓકબર્ન મારા પીત્રાઇ થાય, તેવણ આજે આવ-વાના હતા, તેવણને નામનાં બે કાગળ આવ્યાંછ. જેન આજે ખબરી બોધામાં પડી હતી કે તેવણને સુવાનો ઓરડો કાંહાં છે, પણ તેણીને થોડીજ ખબર હતી કે આજે રાતનાં મારો ઓરડો ખાલી પડશે."

દેખઈતું હતું કે લાર્ડ ઓકબર્નની માંદગી અને તેનાં પરી-ણામથી ફ્લોરા બીલકુલ અજાણી હતી. અને કાર્લટને કસો ખોલાસો કરવાનાથી અખાડા કીધા. વખત છે! લેડી ફ્લોરા ચેસની એક સાધારણ ડાકટર સાથ પરણવાને નાબી પાડે! જે હશે તે દાણા પડયા પછી જણાશે.

સ્ટેશન મૈલેક દુર હશે. કાર્લટનનો ઘોડો ઘેલાની પેઠે જતો હતો, તેટલાં નડતલ થઇ. બગીનું એક ચાક નીકળી ગયું. કાર્લટન અને ફ્લોરા પડયાં નહીં, કેમજે તેમના માથાં ઉપર ઘમણ અને પગ ઉપર ચામડું હતું. કાર્લટન જેમ તેમ ઉતરયો અને ફ્લોરાને ઉતારીને એક બાજુએ બેસાડી ઘોડાને પકડયો. ઘોડો ઉસકેરાઇને મસતી કરતો હતો. તેના પગ પટામાં વીટલાઇ ગયા હતા. પટા કાપવા શીવાય ઉપાય નહીં. કાર્લટને ઝટ પોતાનાં ખીસામાંથી છરી કાહાડી અને પટા કાપી નાખ્યા. જેવો ઘોડો છુટો થયો કે ખોદા જાણે ક્યાં નાઠો.

હવે! મુરત તો ઠીક છે! કાર્લટનનું પાણીને પલેકાર થઇ ગયું હતું. ઘોડાને બે ચાર ચોપડી કાહાડી અને ગાડીને એક બાજુએ નાખી તે ફ્લોરા આગળ ગયો. વરસાદ તો

ધોધમાર પડતો હતો અને ફ્લોરા ભીંજાયલી તડબોળ થર થર ધ્રુજતી હતી. રખે લાહોરથી કોઇ પુઠે લાગે એવી બીકથી તે લોકને જલદી સ્ટેશન ઉપર પુગવાની જરૂર હતી. પણ કેમ ! આટલું લાંબુ ફ્લોરાથી ચલાય તેવું ન હતું તેમજ તાંહ અજાણી જગામાં ગાડી તો ક્યાંથીજ મળે. રસતાની બાજુએ એક નાહાના ઘરમાં એકાદ બતી બળતી હતી તે સીવાય આસપાસ કોઇ ન હતું.

"ઓ લુઇસ, હવે શું કરીયે ? આપરૂં શું થશે ? હું કાંહાંને કાંહ આવી !

કાર્લટને તેણીને ઘણી સમજાવી. પોતાથી બનતું કરીને તેણીને સંકટમાંથી છોડવવાની કબુલાત આપી અને પછી પેલી બતી બળતી હતી ત્યાં ગયો. ઘણી બુમ મારી પણ કોઇએ જવાબ આપ્યો નહીં. તેના બુટ કાદવમાં સઘળાં ખુંટી ગયાં હતાં. કાર્લટને બારણું ઉઘાડ્યું તો અંદર એક મુસલમાન ડોસો ભોંય ઉપર બેસી હોકા ખાતો હતો. ઘણી મેહનતે કાર્લટને તેને પુછ્યું કે અહીં આસપાસ કંઈ ગાડી મળશે ?

ગાડીની નીશાન માહીતી ન હતી.

આખરે ફ્લોરા હઠ લઈ બેઠી. "લે ચાલો, આપરે ચાલતાં જઈયે. હું હવે અજાણી ગાડીમાં બેસવાની નથી. જો આપણે ખોટી થઈશું તો જરૂર ટ્રેન ચુકશું."

"ફ્લોરા ડીયર, આવા કાદવ કીચલમાં તારેથી ચલાવાનું છે ? જરા વીચારતો કર; તું આએ ઝુપડીમાં વીસામો લે તેટલાં કાંઈબી જતી આવતી ગાડી મળી આવશે."

પણ ફ્લોરા જ્યારે બોહોંસે પડતી ત્યારે તેને ફેરવવી અને હીમાલ્યા પર્વતને ઉંધો વાળવા બરાબર હતું, ફ્લોરાની છાતીમાં એકજ બીક ભરાઇ હતી કે રખે કોઈ તેની પુઠે આવીને તેને પાછી ધરી જાય. પોતાની બેહેન અને નેકરો ને ખશીયાણો ચેહેરો બતાવવા કરતાં તો મરવું ભલું. હવે તો બદનામ થઇ એટલે પુરૂં કીધા શીવાય છુટકો નહીં. તેની જીદ આગલ કાર્લટનનું કાંઇ ચાલ્યું નહીં. તેઓ ચાલતાં નકલ્યાં સાથે ડોસાના હાથમાં ફાણુસ આપયું.

બાકી છેટું દોઢ માઇલનું હતું શું તે મુસાફરી! બળી રે એ મંજલ! વરસાદથી જીદનો મારીગો વધારે આવતો હતો. તે લોક સ્ટેશન ઉપર કેવાં હાડમાર થતાં પોંચ્યાં તે તો ઈશ્વર જાણે. કાર્લટને પોતાનો ઓવરકોટ કાહાડીને ફ્લોરાના અંગ ઉપર નાખ્યો હતો, પણ તેથી શું વળે. જ્યારે તેઓ સ્ટેશન ઉપર પોંચ્યાં ત્યારે બન્ને જણ માથાથી પગ સુધી તરબોર થઇ ગયાં હતાં.

સ્ટેશન પાંચેક કદમ દુર હશે એવામાં ટ્રેનની સીપટી સંભળાઇ. ફ્લોરા ચીસ પાડીને દોડી.

"લુઇસ, આપરે ટ્રેન ચુકશું!"

બોલી નહીં બોલી તેવી તે પ્લાટફોર્મ ઊપર દોડી. કાર્લટન ટીકીટ હારીસ આગળ ગયો પણ તેની બારી તો બંધ હતી. તેણે બારી ખખડાવી પણ કોઇ મળે નહીં. કાર્લટને ફફડીને બુમા બુમ કરી મુકી, કેમજે ટ્રેન ધસારા બંધ ટેશન ઉપર આવતી હતી, પણ કોઇ મળે નહીં. ફ્લોરા પ્લાટ

ફ્રાર્મ ઉપર ઉભી હતી ખરી, પણ ટ્રેન તો ધમ ધમ કરતી ઉભી રેહવા વગર નીકળી ચાલી. પણ એ ટુક અરસામાં બી તેણીની નજરે નજર જોયું કે એક ફ્રરસટ કલાસના ખંગમાં કેપટન ચેસની હતા ! તે ખંગમાં બતી બળતી હોવાથી કેપટન ચેસનીનો ચેહેરો તેની અચરતીમાં હબકી ગયલી બેટીએ સાફ જોયો હતો. ગાડી તો નીકળી ચાલી, પણ ફ્લોરા અકળાઇને બાજુ ઉપર બેસી ગઈ.

આપણે તો જાણીયે છીયે કે કેપટન ચેસની આમ અચબુચ કાંહાં જતા હતા, પણ ફ્લોરાના મનમાં તો એવું કે કેપટન ચેસની તેની બેટીની શોધમાં મારતી ગાડીએ નીકળી પડયા હશે. કેપટન ચેસનીએ અલબત ફ્લોરાને જોઇ નહીં—વારૂં એટલું તો ગણીમત! રખે ટ્રેન ઠંડી પડીને પાછી હટે એવા ખ્યાલમાં ફ્લોરાને ધ્રુજરાં છુટવા લાગ્યાં.

એવામાં કાર્લટન બખારતો અને બાલ પીખતો આવી લાગ્યો. ટીકીટ આપનાર કોઈ ન મળે એ તે કોઈ જાતનું અંધેર ! પણ એ ટ્રેન નીકળી કેમ ચાલી ? એટલામાં એક સ્ટેશન કલાર્ક આસતે આસતે હાથમાં ફાણુસ લઇ આવતો જણાયો. કાર્લટને તેને પેહેલાં તો કરડીજ ખાધો.

" એટલે શું ? આએ કેવી બેદરકારી ! પાસીનજરો જવાને તૈયાર હોય અને ટીકીટ આપનારૂં કોઇ મળે નહીં ? હું ટાઇમસને લખીશ અને કુંપની ઉપર ફરયાદી માંડીશ. "

" સાહેબ, હમણાં જે ટ્રેન ગેઇ તે સારૂ જો તમુને ટીકીટ જોઈતી હતી તો તમે ભુલ કરોછ. એ ટ્રેન તો ફાસ્ટ ટ્રેન છે અને આએ સ્ટેશન ઉપર ઉભી રેહેતી નથી."

" નહીં ?" કાર્લેટને લગાર ચાટ પડીને પુછયું " પણ આ એ ટાઇમે એક ટ્રેન અંહી આવેછ ખરી ?"

"હા સાહેબ, એક સ્લો ટ્રેન આવેછ તે તો ૨૦ મીનીટ થયાં ઊપડીબી ચુકી."

વાતબી ખરી, કાર્લેટને ઘડીયાલ કાહડીને જોયું તો ટ્રેન ઉપડવાના ટાઇમને ૨૫ મીનીટ ઊપર થઇ ગઇ હતી. અરે તારા અકસમાતનું ભલું થાય રે !

" તારે બીજી ટ્રેન અંહી કયારે આવશે ?"

" રાતના બાર વાગતે સાહેબ."

કમબખતીની નીશાન. વેટીંગ રૂમમાં ચાલો, પણ વેટીંગ રૂમબી નહીં હતો ! ઠંડી ને વરસાદથી છુપાવાની જગાબી ન હતી. પ્લાટફોર્મ ઊપર એક ખુરસી ઉપર ફ્લોરાને બેસાડી કાર્લેટને પેલા ઘરડા મુસલમાનને પાવલી આપી પતાવ્યો. ફ્લોરા તરસી થઇ પણ સોડાની એકાદ બાટલીબી ન મળે. કાળાં ઠીકડાં સરખાં પત્રાંના માપટાંમાં મેલું પાણી માત્ર હતું. ફ્લોરા જીગરથી અને બાહારથી ધ્રુજવા લાગી. કાર્લેટને તેણીના અંગ ઉપરથી ઓવરકોટ કાહાડીને નીચવીને ખુરસી ઉપર સુકાવા મુકયો. આવી વેળાએ આવી રીતે સપડાઇ જવું કાંઇ સારા સગનની નીશાન તો કયાંથીજ કેહવાય.

"ફ્લોરા ડીયર, હું ઘણોજ દલગીર છેઊં. તું જો જરાવાર એકલી બેસે તો કેયેથીબી સોડા કે બીસ્સકીટ લઇ આઊં."

"અરે બળી ગીયો સોડા અને ઝાહાનુમમાં ગીયું બધું. મને કાંઇ જોઈતું નથી મે તો એવણુને જોયાછ તારથી ફાળ પડીછ ?"

"કોણુને જોયાછ ત્યારથી ?"

"બાવાજી !"

કાર્લટન અજાયબ થઇ જોવા લાગ્યો. ફ્લોરાનું બીકથી મગજ ખસી ગયુંછ કે શું ?

"બાવાજીને જોયા ? કાહારે ?"

"પેલી ટ્રેન હમણા ગઈ તેમાં. તેવણ ફરસટ કલાસમાં બેઠેલા હતા."

ગેઇ ! માંથાથી ગેઇ ! એ જાંહાંકે તાંહ ધભરાઇ ગઇછ !

"લુઇસ, હું ખરૂં કેહુંછ બાવાજી ગાડીમાં હતા, કોઇ સાથે સાગી સીટ ઉપર વાત કરતા હતા. ગાડીમાં બતી બળતી હતી તેથી મેં એવણુનો ચેહેરો સાફ જોયો. બાવાજી હતા એમાં ફેર નહીં."

કાર્લટન હવે ગુંચવાયો. રખે કેપટન ચેસની તેમની શોધમાં નીકળ્યો હોય એવી ફાળ તેનેબી પડી. તેણે ખબર કાહાડી. તેથી માલમ પડયું કે એ ફાસ્ટ ટ્રેન તો જે જગાએ તે લોક જનાર હતાં તેથી બીજીજ લાઇન ઉપર નીકળી જનાર હતી

આએ ખુશ ખબર તેણે ફ્લોરાને કહી. "ડીયર, તારી કાંઇ ભુલ હશે."

"લુઇસ, વધારે તકરાર કીધામાં કાંઈ સાર નથી. મારી નજર ચુકે એવી નથી."

કાર્લટને હવે વાત નાખતી કીધી ને ફ્લોરાની મેનીજ કરવા લાગો. આ વાર તેના જોવામાં આવ્યું કે ફ્લોરાના એક પગનુ શુઉ નીકળીને રસતામાં પડી ગયું હતું.

"ફ્લોરા તારૂં શુઉ કાંહાં છે ?"

"નીકળી ગયું."

"નીકળી ગયું ? તે કેમ ?"

"રસતામાં દોડતાં કાદવમાં કેથે પેસી ગયું. એ આજનો બધો મામલોજ ઊંધો છે."

"પણ મને કહ્યું કાંય નહીં ? હુ શોધી કાહાડતે. આપણી સાથે ફાણુસ તો હતું કેની ?"

"રખે ટ્રેન ચુકી જઇયે તેથી હું બીધી. વળી એ કયારે નીકળી પડયું તેનું મને બરાબર ભાણ્યાં નથી."

હાલહવાલીનો સોદો ! ગરીબ બચારી ફ્લોરા હાથ ઊપર માંથું નાખી મધરાતની ટ્રેનની વાત જોતી નીરાશ થઇને બેઠી

મારી પ્યારી વાંચનારી જુવાન બાનુ ! ધડો લેજો—તે પરવરદેગાર એવો દાહાડો તમુને નહીં બતાવે !

## પ્રકરણ—૨૪.

## હવે શું કરૂં ? જેનનો ઘભરાટ.

પણ જેનનાં ઘભરાટનું બ્યાન શું કરૂં ! ફ્લોરાને માટે તેણીના જીવમાં એક તો બળાપો અને બીજું તો આવા વખતમાં શું કરવું તેનો ગુંચવાડો. તે લોક તો કોણ જાણે કયાંના કયાં નીકળી ગયાં હશે એટલે હવે કાંઇબી ઊપાય લેવા ફોકટ. જો એ લોક રાતના બાર વાગતા સુધી પાસેનાજ સ્ટેશન ઉપર રોકાઇ પડયાંછે એવીબી ખબર મળી હતે તો કાંઇબી થતે. જ્યારે મુન્નાએ આવીને સેવટની નીરાશી ભરેલી ખબર આપી ત્યારે રાતના સાડા અગીયાર તો થઇ ચુકયા હતા.

એતો હવે ગોહોકાણ વળી ચુકી. વળી જેન જાણેબી શું કે એ લોક કયારે, કેણીમેર અને કેમ ગયાં. તેણીની મોટી ફકર તો એ હતી કે હવે એ ખબર બાવાજીને કેમ કેહેવી અથવા પોંચાડવી. તેવણ તો આકળા ભુત હતા એટલે કોણ જાણે શુનું શું કરી નાખશે. પણ કેમ જણાય ! વખતે તે લોક ફ્લોરાને ગેરઇનસાફ તો ન કરતાં હોય ! આ બધી અટકલ ખોટી તો ન હોય ! કાર્લ-ટન બહારગામ ગયોછ તેથી શુ થયું. વખતે તે પોતાના કામે કાં ગયો નહીં હોય. પણ એવા લુલા સધીયારાથી કાંઇ વળ્યું. જેનના પેટમાં જીવ ન હતો. આખરે ફ્લોરાએ કુટુંબને એબ લગાડી.

સહવારના એક ગામડીયો ડાક્ટર કાર્લટનનો નાસી ગયલો ઘોડો પકડી લાવ્યો અને ખબર આપી કે ખેતરમાં ચરતો તેને મળ્યો હતો. ગમે એમ હોય પણ લાહોરની ખ્રીસ્તી રૈયત સહવારના જ્યારે નાસતા ઉપર બેઠી ત્યારે કાર્લટન અને ફ્લોરાનું નાસી જવું એ મુખ્ય વાત જગે જગ હતી.

દુ:ખી જેનને પેહલી ખરી ખબર પોંચાડનાર ડાક્ટર જાન ગ્રે નીવડયો. લુસીનો કપાયલો હાથ જોવા તે સહવારના સાત વાગતે આવી લાગ્યો. જેનના મોંહ ઊપર ચીંતાની અને આંસુની નીશાન જોઇ તેને ઘણું લાગ્યું. તે બચારી આખી રાત સુતી ન હતી.

"લેડી જેન! જે બન્યું તે ન બન્યું થનાર નથી. તમારા જીવને કુહુરાવ્યાથી કાંઇ ફાયદો થનાર નથી, ઉલટી તમારી તબીયત બગડશે."

"શું બન્યું ? ઓ.ડાક્ટર ગ્રે તમુનેબી ખબર પડી કે? ગામમાં વાત જણાઈ કે ?"

"એ ખબર વગર કોઇબી ઘર ખાલી નથી એમ મને અફસોસ સાથ કેહવાની ફરજ પડેછ."

"અરેરે! મેં તો અત્યાર સુધી આશા રાખી હતી કે એમાં કાંઇ ભુલ હશે. વખતે ફ્લોરા વરસાદથી બચવાને કોઈ ઘરમાં રહી હશે અને સહવારનાં પાછી આવશે. ઓ ડાક્ટર, આ સંકટ મારેથી કેમ ખમાશે. અમોએ એને એવી કેળવણી આપી ન હતી."

"અલબત નહીં—એવણે ઘણીજ નાદાની કીધીછ."

"પણ એટલા વારમાં એ વાત બાહાર કેમ આવી ?"

"તે તો હું કહી શકતો નથી, પણ આજે સહવારના ડા-કટર કાર્લટનનો નાસી ગયલો ઘોડો કોઈ પકડી લાવ્યું."

"એનો ઘોડો !"

"હા, એમ જણાય છે કે એ લોક અંહીથી તેની બગીમાં બેસીને પાસેના સ્ટેશન ઊપર ગયાં. મને સાંહાંજના સાત વાગતે એ પારોની ગલીમાં મળ્યો હતો તે વાર એના અંગ ઉપર મુસાફ્-રીનો ઓવરકોટ હતો તેમજ મને લેડી ફ્લોરાબી મળ્યાં હતાં."

"ડાકટર, તમે એને જોઇ ને જરા અટકાવીબી નહીં ?"

"હું શું જાણું કે તેવણ કાંહ જાયછ? વળી મારૂં શું ચાલે ? મેં એસારો તો કીધો કે હવા ખરાબ છે પણ તેવણે કાંઇ જવાબ દીધો તે હું સમજ્યો નહીં. મને આજે સવા-રનાજ ખબર પડી કે રસતામાં એ લોકને કાંઈ અકસમાત નડ્યો અને તેથી તે લોક ચાલતાં સ્ટેશન ઉપર ગયાં.'

"તારે હવે એ અટકાવવાને કાંઇ બને નહીં ?"

"કાંઇજ નહીં—એ લોક તો અત્યાર સુધીમાં કાંહાંના કાંહ નીકળી ગયાં હશે. હું ધારૂંછ કે લગનની ક્રીયા થઈબી ચુકી હશે અથવા જે ઘડી જાય છે તેમાં થશે."

"ડાકટર, હું તમુને મારા બાપની ઠાની ગણીને પુછુંછ, હું અત્યાર સુધી ગુંચવાતી હતી કે કોણની સલાહ લેવું. એ વાત હું બાવાજીને કેમ જણાઊં ?"

"હા, જરા પંચાત જેવું છે તો ખરૂં. આ રીતે બાળીકુ ઘર તજીને નાસી જાય તે કરતાં તો મારી છોકરી હોય તો મુવેલી ભલી. ડાકટર કાર્લટને કાંઇ પરણવાની માંગણી કીધી હતી કે ? "

"હા. પણ બાવાજીએ તેને ગાંગરીને સાફ ના પાડી હતી. એ પાપે તો એને ઘરમાંથી રૂખસદ આપી. મારી બેહેન ફ્લોરા સીવાય બીજાનં કોઇને કાર્લટન ગમતો ન હતો."

ડાકટર જાન ગ્રે દયાલુ હતો. જેનના દીલમાં કેવું કપાઇ જતું હતું તે તેણે જોઈ લીધું હતું તેથી હાલ તુરત તો વધારે વાત કીધા વગર તેણે લુસીની તબીયત વીશે ખબર મેલવી. લુસી સારી પેઠે હતી અને તેણીને બીછાણામાં દાબી રાખવાની કશી જરૂર ન હતી. ખરી વાત તો એ હતી કે ફ્લોરાને માટે પુછપરછ ન કરે તે માટે જેને તે બચ્ચાંને સુવાના ઓરડામાં રોકી રાખ્યું હતું.

"લેડી જેન, મારૂં કાંઇ કામ હોય તો સુખે ફરમાવજો." ડાકટર જાન ગ્રેએ હેતથી કહ્યું.

ડાકટર કાર્લટનમાં અને ડાકટર જાનમાં કેટલો ફેર.

"તમારી ઘણી મેહરબાની થઇ, મને કેહશો કે મારે ઉતાકામંદ જવું હોય તો કેમ જવું?"

"શું? તમે પોતે ત્યાં જવા માંગોછ?"

"હા—હું ધારૂંછ કે મારી ફરજ છે—બાવાજી તો રાતના ગીયા, કેમજે તમે ધારતા હતા તેમજ જુવાન લાર્ડ ઓકબર્ન મરણ પામ્યા છે."

"હા, તે તો મને ખબર છે, પણ તમે જઇને શું કરશો?"

"બાવાજી અંહી હતે તો કશી ચીંતા ન હતી, પણ તેવણુની ગેરહાજરીને લીધે મારૂં કામ બેવડું મુશકેલ થઇ પડયુંછ. કોઇ બીજાને મોહોડે સાંભલીને અફરાતફરી કરી મેલે તે કરતાં તો

મારે મોહોડેજ સાંભળે તો સારૂં એમ મને લાગેછ. એવણને કેમ ઠંડા પાડવા તેની કળા મારા હાથમાં છે."

ભોલી જેન! તે ખરેખરૂં માનતી હતી કે પોતાના બાપ ઉપર જે જીવ તે રાખતી હતી તેની બરાબર જીવ રાખનારૂ તેના શીવાય બીજું કોઇ દુનીયામાં જણમ પામ્યુંજ ન હતું. કેવી કઢગી રીતે તે પોતાને ઠગાયલી જોશે! બાવાજીને ઠંડા પાડવાને માટે ઉટી જવા તે તૈયાર થઈ હતી.

પામ્પીઓ કેપટનનો—એઅદબી માફ છે—અર્લ ઓકગર્નનો અસબાબ લઈને જવાને તૈયાર હતો. લુસીને મુનાના સ્વાધીનમાં સોંપી જેનબી તેજ ટ્રેનમાં નીકલી પડી. તેણીની ગણત્રી એવી હતી કે કામ ખલાસ થતાંજ ઝટ નીકલી પડે તો બીજે દીને પાછી આવી પોહોંચશે. ગાડીની ઠાક, ટાંગાના આંચકા એ સઘળું તો તેણીને મનથી તે વાર કાંઈ ન હતું.

ઉટી ખાતે આવી તો પોંહચી પણ હવે કરવું શું? મરનારનો બાગ જેનું નામ "ચેસની ઓકસ" કરી હતું તાંહ જવું કે નહીં, જાય તો એમ જણાય કે જાણે પોતાના આ નવાં મકાનને જોવાની ધીરજ રહી નહીં તેથી બાહાનું કહાડીને દોડી આવી હશે.

જેન આ લીધે એક હોટેલમાં ઉતરી અને પામ્પાને ચેસ્ની ઓકસ મોકલ્યો.

"બાવાજીને કેહજે કે હુ અતરે આવી છું અને તેવણને જોવા સારૂં ખોટી છેઉં. કેહજે કે કાંઇ ઘણીજ અગતની બાબદ તેને મોહોડે મોહડુ કેહવા સારૂં હું આવી છુ, અને

કેહજે કે એ ખબર સારી નથી. જો પામ્પી, એ શું ખબર છે તે તું બોલતો ના, નહીં તો કામ બગાડી નાખશે."

બચારા પામ્પીની શું કમબખતી લાગી હોય કે ખબર પોતાના શેઠને કહે.

ચેસની ઓકનો બગીચો હોટલથી એક મૈલ આઘે, પાંચ છ એકર જમીનની વચ્ચે આવેલો હતો. પામ્પીને ભાડેની ગાડીમાં રવાના કરયો કે જેથી તેજ ગાડીમાં બાવાજીને તુરત આવવાને બને. પામ્પીના ગયા પછી જેન લખવા બેઠી. તે વારેવાર રસતા ગમ નજર કરયા કરતી હતી. અંતે ભાડેની ગાડી પાછી આવતી જણાઇ. આહ ! આખરે વખત આવ્યો ખરો. બાવાજી કોણ જણે કેમ કરશે. પણ ગાડી હાટલ આગળ ઉભી રેહવાને બદલે આગળ ચાલી. તેમાં કોઇ હતું નહીં. બાવાજી ચાલતા આવતા તો ન હોય ? પા કલાક ગયો, અડધો કલાક ગયો પણ કોઈ મળે નહીં. થોડી-વારમાં બે ઘોડાની એક ચારટ ધમ ધમ કરતી દરવાજા આગળ આવીને ઉભી. કોચમેન અને ઘોડાવાળાઓએ કસબી પોશાગ પેહરેલા હતા અને ઠાઠમાર હતો. એક ઘોડાવાળાએ એક નાહાની ઊશ્નાડીજ ચીઠી જેનના હાથમાં સલામ કરીને મુકી.

"મારે સારૂં ?"

"હા, લેડી સાહેબ."

લેડી ! લાજને મારે જેનના કાનમાં ટકોરા વાગવા લાગ્યા. ચીઠી ઉંઘાડી વાંચી તો ટુકમાં નીચે પ્રમાણે પેનસીલથી લખેલું હતું.

"વળી તું અંહી શુ કામ ધ્રસડાઈ આવી હશે તે મને સમજાતું નથી. પણ આ ગાડીમાં બાગમાં આવીને સમજાવજે. પોમ્પી તો મુર્ખ બની ગયો છે અને મને લાગે છે કે તેજ વા તુનેબી વાગો છે."

"લેડી સાહેબ, સાબનો હુકમ છે કે તમોએ તુરત આવવું. લાર્ડ સાબ બહુ ગુસ્સામાં છે. અને તમારી રાહ જુએ છે.'

લાર્ડ સાહેબ! બાવાજી લાર્ડ સાહેબ! જેનના કાનને કેવું મીઠું તેમજ નવાઇ જેવું આ લાગતું હતું. જેન તૈયાર થઇ. નીચે એટલા ઉપર હાટલવાળો ઇંગ્રેજ, તેની બાયડી અને બેટીઓ નમી નમીને સલામ કરતાં હતાં, કેમજે તેઓને ખબર પડી હતી કે આ બાનું તો લેડી જેન ચેરની છે. ઠણુ ઠણુ કરતી ગાડી બગીચામાં દાખલ થઇ અને નોકરો વાંકા વળીને સલામ કરવા લાગ્યા. ઝાડપાણુની લીલોત્રીથી ભરપુર વાડીમાંથી ગાડી નીકળી ચાલી અને બંગલા આગળ આવી ઉભી.

બંગલો લાલ ઇટનો બાંધેલો હતો અને ઘણોજ રમણીય હતો. જમણી બાજુના બંગલામાં મરનાર અર્લનું સ્થાન મુકેલું હતું અને ડાબા ખંગમાં નવા અર્લ ઉતરેલા હતા. આ ઠેકાણે ગાડી જઇને ઉભી. કસબી ડ્રેસના ચોબદારે બારણું ઉઘાડયું અને લેડી જેન ચેસની ઉતરયાં અને લાઇબ્રેરીમાં દાખલ થયાં. જયાં નવા લાર્ડ એકબને બેઠા હતા.



## પ્રકરણ—૨૫.

## બાપ, બેટી—નવા લાર્ડ ઓકબર્નનું તોફાન.

"કેમ જેન, બાર કલાકમાં વળી તું કાંય અહીં ઘસડાઇ તણાઇને આવી? તારો જીવ નહીં રહયો કે? પામ્પીને પુછુંછ તો કાંઇ બોલતો નથી. એ ઘરડાં ધુવડને રજા આપવી પડશે, હવે તો છેકજ નકામો થઇ ગયોછ."

આ સુધાં લાર્ડ ઓકબર્ને ગરીબ બચારા પામ્પીને પચાશેક હજાર વખત સપનામાં કાહાડી મુકયો હશે ?

"ને, જેન! તારી અક્કલ કાંહાં ગેઇતી? ભાડુતી ખરખરીયામાં મને હાટલમાં તેડવા મોકલ્યો, તો તુને અહીં આવતાં શું થતું તું? આએ મકાન કાંઇ પારકું છે કે?"

"બાવાજી, મને આવતાં જરા ઓસક લાગી. વખતે કોઇ કંઇ સમજે ને કંઇ નહીં—તમેજ હમણા બોલ્યા કેની કે મારો જીવ રહયો નહીં તેથી હું દોડી આવી? બાવાજી હું ઘણાજ ખરાબ સમાચાર લાવીછું."

"પણ તારે ભસી મરની—શું આપરૂં ઘેર બલી ગયું?"

જે ઓરડામાં આ બાપ બેટી વાત કરતાં હતાં તે ખુબ લેઝતથી સણગારેલો હતો. દેવાલ ઉપર કીમતી મખમલી કાગળ, સીલીંગ ઉપર સોનેરી ગીલીટ અને પગ ગુસી જાય એવા નરમ ગાલીચામાં માજી કેપટન ચેસની બેસીને મોજીયાં મારતા હતા. આહ! શું વખતનો ફેરફાર! જો ગઇ રાતની મોહોકાણ નહીં હતે તો જેનની છાતી પરથી કેટલો બોજો

ઓછો થતે. હવે ખરચના વાખા શાના, ઉધરાણીવાલાઓની તુંદાઈ શાની, પૈ પૈને સારૂં મુઝામણ શાના!

જેન વીચારવા લાગી કે બાવાજીને કેમ કેહુ.

"જેન! તારો સાદ શા વડે રૂંધાઇ ગયો, બોલતી કેમ નથી?"

"બાવાજી, કેમ બોલુ તે સમજ પડતી નથી. મારા શીવાય બીજાને મોહોડેથી આએ ખબર સાંભળશો તો તમે ઘણા કુહુરસો એમ ધારીને હું પોતેજ કેહવા આવી, ને હવે જારે આવીછ તારે મારી પોતાનીજ જીભ ઉપડતી નથી. બાવાજી, આપણા ઘરના બાબમાં ઘણું નરસ થયુંછ."

ઘરડો ખલાસી ચેસની બાહારથી તો આકળો ભુત હતો પણ પોતાના બચ્ચાઓમાં તેનો જીવ જાન હતો. તેના મગજમાં એવોજ ધખારો આવી ગયો કે જાંહાંછે તાંહ લુસી મરી ગેઈ! તાંહ વગર જેન આવે નહીં.

"લાવ મારી લાકડી! પેલા નાપાક ગુલામ પામ્પીનું માથું ભાંજી નાખું. મેં પુછયું કે લુસીને કાંઈ થયુંછ, તારે કેહજે નહીં—પણ બોલી મરની—શું લુસી મરી ગેઇ?"

"નહીં—નહીં—બાવાજી, લુસી નહીં—તે તો સારી પેઠે છે. હું તો ફ્લોરાને વાસતે કેહેવા આવીછ."

"હેં! શું થયું? બારીએથી પડી ગઇ?"

"તેથીબી ખરાબ, બાવાજી."

"કેમ ઇટ! બોલી.જા.વેહલી, શુ છે તે. મારો જીવ ઉકલી આયોછ, તેથી હુ કોઇને મારી પાડશ."

"ફ્લોરા—ફ્લોરા—નાહાસી ગેઇછ."

"શું ! શું ! શું ! ફરીથી બોલ."

"ગેઈ કાલે રાતનાજ ઘેરમાંથી જતી રહી. તમે જારે આપરા બંગલામાંથી શીધારયા ને ફ્લોરાને ભેટ લેવા હાંક મારી તારેજ એતો ગએલી. મનેઆ ઘણીજ અસુરેથી ખબર મળી તેથી હું કાંઈ કરી શકી નહીં."

પણ હજી લાર્ડ ઓકબર્નને બરાબર સમજ પડી નહીં, અને જેન બધી વાત કેહતાં અચકી. બાપને મનથી લુસીના મરણ સાથ સરખાવતાં આ હોનારત નજીવી હતી.

"ઠીક છે" તેવણ બોલ્યા. "નાહાસી ગઇ તો ઘેરનો રસનો જાણેછ—હું કાલનો કાલ જઈને એને ચોટલો પકડીને લઈ આવશ. શું કરવા નાહાસી ગેઈ ?"

"બાવાજી, તે એખલી ગઈ નથી. પેલો કા—કાર્લટન સાથે ગીયોછ."

ઓકબર્ન છલાંગ મારીને ઉઠયા "હેં ! શું ! તારી !"

"બાવાજી જરા ધીરા પડો. તે લોક અત્યાર સુધીમાં તો પરણીબી ચુકાં હશે."

બાપરે ! શું અર્લનો મીજાજ ! આવું તુફાન તો જેને પોતાના જનમમાં જોયું ન હતું. સારૂ થયું કે તે વાર ફ્લોરા અથવા કાર્લટન આગળ હાજર ન હતાં, નહીં તો અર્લ તેમનો તોટો પાસ્તે.

જેન રડી પડી. "ઓ બાવાજી, મને માફ કરો. હું તો તમુને ઘણું આસતેથી કેહવા ગઇ પણ મને આવડયું નહીં. શું કરૂં તમુને કેહવા વગરબી કેમ ચાલે?"

બાપના હોથ ઉપર ફીણ ચહડી આવ્યું હતું, અને તેના રોળા તણાઈને જાણે હમણા માથે લોહી ચહડી જાય તેવો મામલો હતો. તેની સર્વેથી ખુબસુરત, સર્વેમાં લાડકી બેટી જેને માટે તે મનમાં મગરૂર હતો તે ગેઈ!

તેણે પોતાના બન્ને હાથોથી આંખ ઢાંકી પછી ધીમે સાદે બોલ્યો "જેન, ઠીકછે! એ બીજી! જેમ પેલીનું નામ મારી આગળ નહીં દેવાનો તમુને હુકમછે તેમજ આંનુ પણ નામ મારી આગળ દેવું નહીં. આજથી એ મારે મનથી મુઇ."

અફસોસ--પેલી બીજીનો ગમ અને આંચકો વીસારવાનો વખત જ્યારે આવી લાગ્યો ત્યારે આ બીજી અણુદાંઠ મોહોકાણે સઘળી કચુંબર કરી મેલી. બાવાજી હવે લાર્ડ થયા એટલે વીસારાને ઓવાર ગીવાર કરી મુકેલી કલારીસ બેહે-નની કસુર માફ કરશે એવી જેનને પકી વકી હતી. જેન-ની શું મગદુર કે વચ્ચે કાંઇબી બોલે. બાવાજી તો હાથમાં હીસાબની ચોપડી પકડી જાણે બસ કાંઇબી બીજું સાંભળ-વાને કાન બંધ કરી બેઠા હોય તેમ રોકાઇ ગયા. આખરે જેન રજા લઈને ઉઠી ને જેવા ઠાઠ મારથી અત્રે આવી હતી તેવાજ ઠાઠમારથી પાછી ઘર રવાના થવા સારૂં સ્ટેશન ઉપર આવી.

સઘળું ચોકઠું બગડી ગયું. તે "ચોરી કરવા શું ગઇ અને થઈ શું ગયું.

## પ્રકરણ—૨૬

## પાછું ફરવું—પરણેલું જોડું.

વરસાદ અને પવનથી જાણે હઠે પડયો હતો. વા વીજોડું, વીજળીનાં ચમકારા, અને ગગરાટથી લાહોર કાયર થઇ ગયુ હતું. વરસાદજી વીરાપ આપવાની ના પાડતા હતા. બુધવારે રાતના ફ્લોરા અને કાર્લેટન નાહાસી ગયાં હતાં, અને આઠ દાહાડા પછી બુધવારેજ રાતના ડાકટર કાર્લેટન અને લેડી ફ્લોરા પાછાં માર મારના વરસાદમાં લાહોર પોતાને ઘેર ઘણી ઘણીયાંણી દાખલ આવી પોંચ્યાં. તેઓના લગણ પેશાવરમાં થયાં હતાં, અને તેઓએ આ આઠ દીવસ આમથી તેમ ફરવામાં કાહાડયા હતા.

ડાકટર કાર્લેટનના નોકરોને આઠ દાહાડાની દીવાળી મળી હતી, પણ શેઠના રવાના થવા પછી ત્રીજેજ દાહાડે કાગળ આવ્યો કે મેમ સાહેબને સારૂં સઘળી તૈયારી કરી રાખવી. ડાકટર કાર્લેટને ફરનીચર વાળાને બારોબાર લખ્યું હશે એટલે એક મોટો ડબલ પલંગ, ડરેસીંગ ગલાસ, લેડીઝ વારડ રોબ વગેરે સામાણુ ઘર ધણીની ગેરહાજરીમાંજ આવી પોંચ્યો હતો. સાબ અને મડમ બુધવારે આવી પોંચશે એવી તારથી નોકરોને ખબર મળી હતી, એટલે તેઓ સઘળાં નવાં અસ્ત્રીના કકડતાં કપડાં પેહેરીને તેમને આવકાર દેવાને તૈયાર હતાં. જે ટ્રેન રાતના સાત વાગતે લાહોર સ્ટેશન ઉપર આવી પોંચતી હતી, તેમાં આ પરણેલું જોડું આવી પોંચનાર હોવાથી તેમને લેવા માટે એક ભાડેની જોડીની

ગાડી તૈયાર હતી. સાત વાગ્યા એટલે કોઇબી જતી આવતી ગાડીના પૈડાંના અવાજ સંભળાતાંજ નોકરો ડોકાં તાણી તાણીને જોતા હતા.

સાત વાગ્યા, સાડા સાત થયા પણ કોઇ મળે નહીં. આખરે રાબેતા મુજબ ભાડેનો ટાંગોબી ઉતારૂઓને લઇને શેહેરમાં વળ્યો પણ 'સાબ' તો આવ્યા નહીં. જ્યાં છે ત્યાં કાંઈ અડચણ નડેલી, એટલે આજે રાતના આવ્યા નહીં. હવે તો જે હોય તે કાલે. આ વાત જેવી સીદ્ધ થઇ કે બુતલેર, આયા, મસાલ વગેરે 'સાબ'ને સારૂં તૈયાર રાખેલી ચાહ પીવા બેસી ગયાં. જે એક દહાડો રજા વધારે મળી તે ખરી. તે લોક ખુબ મજાહમાં છે, બીસકીટના બાકસનું નખ્ખોદ વળે છે એવામાં બારણું ઠોકાયું.

"બાપરે," આયા ચમકીને ઉઠી "એ લોક આયાં તો નહીં હોય? બુટલેર દોડ, જો તો ખરો."

બુટલેર દોડયો અને વાકું વળીને સલામ કરી, પણ સાબ ને મડમને બદલે તો એક મુસલમાની જુવાન આયા હાથમાં ગાંસડી લઈ ઉભેલી હતી.

આ લાવનાર મુન્ના હતી તેને બુટલેરે ઓળખી નહીં. "કેમ કોણુને પુછેછ?"

"લેડી ફ્લોરાને મળવું છે" મુન્ના બોલી.

આ નવો સાદ સાંભળીને આયા, બનસી, મસાલ વગેરે સઘળાં ઓટલા ઉપર દોડી આવ્યાં.

"હું લેડી જેન ચેસની તરફથી આવી છું. આ ફ્લોરા મડમના કપડાંછે, અને મોટી પેટી કાલે આવશે."

હવે ઉપલી વાત ચીતનો ખોલાસો કરવો જરૂરનો છે. જે દહાડે ફ્લોરાની શાદી થઇ તેજ દહાડે તેણીએ જેન ઉપર એક અરધો દલગીરીનો અને અરધો ખુશાલીનો કાગળ લખ્યો, અને પોતાની શાદી થઇછે એવું જણાવ્યું. જેનના કાગળમાં એક બીજું કાગળ પોતાના બાવાજી ઉપર બીડયું હતું તેમાં માફ માગી હતી. આ કાગળો ઉપર 'કેપટન ચેસની' અને 'મીસ જેન ચેસની' એમ સરનામા હતાં, તે ઉપરથી જેને જોયું કે તેઓ-ની હાલતમાં ફેરફાર થયોછે તેની હજુ ફ્લોરાને ખબર પડી નથી. જેને બાવાજીવાળું કાગળ ઉટાકામંદ મોકલી આપ્યું હતું, પણ તેણે તે વાંચ્યા વગર અથવા ઉખેડયા વગર દીવામાં ધરીને બાળી નાખ્યું. જેને પોતેબી કસો ઉતર વાળ્યો નહીં, કેમજે ફ્લોરા સાથ કોઇબી તરેહનો વેહેવાર ન રાખવાને તેણીને સખ્ત તાકીદ થઇ હતી.

હવે પોતાનું કામ પુરૂં કરીને લાર્ડ ઓકબર્ન ઉટાકામંદથી લાહોર મંગલવારે પાછા ફરયા, અને બુધવારે સહવારના જેનને ફ્લોરા ગમથી બીજું કાગળ મળ્યું તેમાં જણાવ્યું હતું કે તે લોક તેજ દહાડે લાહોર આવી પુગશે અને મેહે-રબાની કરી જેને ફ્લોરાના કપડાં મોકલી આપવાં.

જેને બાવાજીની રજા પુછી ત્યારે તેવણ ગરમ થઇ ગયા. "નહીં, મારા ઘેરમાંથી એક તસુનો તાર નહીં. એને જોઇયે તો ભીખ માંગે."

“પણ બાવાજી, એ ગેઇ તારે એક મોજાંની જોડબી લઇ ગઇ નથી, ને એના ડરેસ વગર એ તુરત પેહેરશે શું ?”

“મને શું કેહુછ? એને ગમે તો એની આયાની સાડી પેહેરે.”

પણ જેને ઘણા કાલાવાલા કરીને બાવાજીની રજા મેલવી કે “ એના ચીંદડાં જે કાંઇ હોય તે બહાર ફેંકી દે, મારા ઘેરમાં નહીં જોઇયે.”

આ વાર રાતના આઠ વાગેલા હતા. જેને ઝડપ કરી જેટલાં કપડાં તુરત હાથ લાગ્યાં તે એકઠાં કરી એક ગાંસડી બાંધી અને મુન્નાને સોંપીને મોકલી. હવે બુધવારે રાતના મુન્ના ગાંસડી સાથે કાર્લટનના બંગલામાં કેમ આવી લાગી તે વાંચનારને સમજ પડી હશે.

“મેમ સાહેબ હજુ આવ્યાં નથી” આયાએ છણુકો કરીને જવાબ દીધો.

“હજુ નથી આયાં? મારાં મેમ સાબે તો કહ્યું કે આજે રાતના સાત વાગતાની ગાડીમાં આવવાના છે?”

“હા. તેમાં શું મોટી વાત થઇ. એમતો અમુનેબી કાગળ આવ્યું હતું, પણ નથી આયાં તે તુને દેખાતું નહીં કે?”

“ઠીક છે, તારે તમારાં મેમ સાબ આવે તેવણને કેહેજો કે—ઓ પણ એ શું?”

ધમધમ કરતી ગાડીનો અવાજ સંભળાયો, અને સઘળા નોકરો ડાંએબાંએ થઇ ગયા. બુટલેરે દરવાજો ઉઘાડયો અને

ડાકટર કાર્લેટને પોતાની ખુબસુરત બાનુને ગાડીમાંથી ઉતારી. ટ્રેન રાબેતા કરતાં મોડી આવી હતી. ફ્લોરા ખુશ હતી. નોકરો વાંકા વળી વળીને સલામ કરતા હતા તેઓને તે હસ્તાં મોહોડાંથી નમીને પાછી સલામ કરતી હતી. પણ સઘળાં-ઓનીવચમાં મુન્નાને ઉભેલી જોઇ ફ્લોરા ઘણી અજબ થઇ.

"ઓ મુન્ના! તું અહીં કાંહાંથી આવી?"

"મેમ સાબ, લેડી જેને કાંઇ તમુને કેહેવા મને મોકલીછ."

લેડી જેન! તે શું વળી? ફ્લોરાએ કાર્લેટનનો હાથ છોડી દીધો ને ગુંચવાઈને મુન્ના ગમ ટીકતી ઉભી. ફ્લોરાને માજી અર્લની માંદગીની અને ત્યાર પછીના ગુજરવાની કશી ખબર ન હતી. તેના તો મનમાં એવું હતું કે જુવાન અર્લ તેના બાપને ઘેર પરોણા દાખલ આવનાર હતો. કાર્લે-ટનને બધી ખબર હતી, પણ તે 'સસાકા તીન પાંઉ' કરી ગયો હતો.

"શું બોલી મુન્ના? લેડી—લેડી જેને તુને મારી આગળ મોકલી? જેન, મારી બેહેને?"

"હા, માઈ લેડી—તમુને કાંઇ ખાનગી કેહેવા મને ફરમાવ્યુંછ."

ફ્લોરા ચતુર હતી. નવા નોકર આગળ અચરતી બતાવે તો ફેસ્તો થાય અને હલકાઇ લાગે તેથી તે પોતાની અચ-રતી દાબી રાખીને મુન્નાને પોતાના ઓરડામાં લઇ ગઇ અને બારણું વાંકું કરીને પુછ્યું, "મુન્ના તું મારી બેહેનને લેડી જેન કરી બોલાવેછ એટલે શું? શું લાર્ડ ઓકબર્નને કાંઇ બન્યું?"

હવે મુન્નાની અચરત થવાની વારી આવી તેથી તે ફ્લોરા ગમ ટીકીને જોવા લાગી. શું ફ્લોરા ખરેખર અજાણી હતી? આઠ દાહાડા થયાને હજુ કાંઈજ ખબર નહીં? શું કોઇ ન્યુસપેપરબી વાંચ્યું ન હશે?

"માઇ લેડી, જુવાન લાર્ડ ઓકબર્ન તો ગુજરી ગયા ને તમારા બાવાજી હવે લાર્ડ થયા."

"ઓ માયરે! મેં મારા જનમમાં એવું સાંભળ્યું નથી. જુવાન ઓકબર્ન કયારે ગુજરી ગયા? અને તમો લોકને કયારે ખબર પડી?"

"બાઇ તેવણ ગીયે મંગલવારે ગુજરયા ને જે કાગળો બુધવારે સહવારના આપરે ત્યાં આવ્યાં હતાં તે મરનારને સારૂં નહીં પણ મારા સાબને સારૂં હતાં."

"તે ખરૂં રે, પણ તમો લોકને કયારે ખબર પડી કે બાવાજી લાર્ડ થયા?"

"જી, તમે જ્યારે ઘેરમાંથી શેવટના છોડીને ગયાં તેજ વખતે ખબર પડી. સાંહાંજના ડાકટર ગ્રે આવ્યા, તેવણે લાર્ડ ઓકબર્નની બીમારીની ખબર કહી ને તેવણેજ સુચવ્યું કે સહવારવાળાં કાગળો સાબને સારૂં હશે."

ફ્લોરા મન સાથ ગુંચવાવા લાગી. તે મનથી બોલી "હ્યુઇસને એ વાતની ખબર હશે કે? ડાકટર ગ્રે સાથ એને તે સાંહાંજે વાત તો થઈ હતી. પણ નહીં—નહીં ખબર હશે. અગર હતે તો મને કહ્યા વગર નહીં રેહેતે." બોળી ફ્લોરા પોતાના પ્યારમાં લપટાઈને આ પ્રમાણે સંતોશ પામી. તેણીએ

મુન્નાને સવાલોએ ધોઇ નાખી. નીમકહલાલ મુન્નાને જેટલું ખબર હતું તેટલું કહ્યું. તેણીએ વધુ ખબર આપી કે લાર્ડ ઓકબર્ન પાછા ઘેર ફરયાછે, પણ હવે જલદીથીજ આખ્ખું કુટુંબ ચેસની ઓકસ જઇને રેહેનાર છે.

જ્યારે ફ્લોરા બધું પુછી રહી, ત્યારે સાદ ધીમો પડી અચકાઇને સેવટનો સવાલ નાખ્યો "મુન્ના તે રાતે બાવાજી ઘણાજ—ઘણાજ ખફા થયા હતા કે ?"

"માઇ લેડી, તમે ભુલી જાઓછ, કે તમારા જવાની વાત જણાઈ તે અગાઉ તો સાબ ઉતાકામંદ જવા નીકળીબી ચુક્યા હતા. તેવણને તો જેન મેમે પોતે જઇને ખબર કીધી ત્યારે."

"બરાબર છે, હું ભુલી ગેઇ. પણ હમણા કેમ છે ?"

"ઘણાજ ચીરડાયલા છે, ને બધાં સાથ પંચાત કરેછ." મુન્નાને ઉતર આપવાની ફરજ પડી.

"પણ મુન્ના, તું હમણા શું કરવા આવી ? જેને શું કેહે-વાડયુંછ ? તે શું મળવા આવવાની છે ?"

"નહીં મેમ સાબ, તમારાં કપડાં મોકલ્યાંછ, ને કેહેવા-ડયુંછ કે બાકીના કાલે આવશે ને—ને—કેહેવાડયુંછ કે તમોએ અમારાં ઘેરના કોઇ સાથ કાંઈબી ચીઠીપત્રીનો વેહેવાર રાખ-વાની તજવીજ કરવી નહીં."

"એટલે ! એ હુકમ કોણનો છે ? બાવાજીનો કે એવણ બાઈનો પોતાનો ?"

"તે હું કહી શકતી નથી, પણ હું ધારૂંછ કે સાબે હુકમ આપ્યોછ."

"ઠીકછે, મુન્ના તું જઈને લેડી જેનને મારી તરફથી કેહેજે કે તેની હું આટલી દરકાર કરૂંછ." આમ બોલી ફ્લોરાએ ટચાકડી ફોડી. "વેહવાર નથી રાખવો તો ઓછી પીડા. અહીં કોણ ખાસરૂં બેસી રહ્યુંછ."

"ને લેડી સાહેબ, હું આવતીતી તારે મને બાજુએ લઈ જઈને લેડી લુસીએ હલ્લુસે મને કહ્યું કે તમુને તેની તરફથી હજાર હજાર કીસીઓ કેહેવી."

"મારી લુસી! પેલી બરેલી ઝરેલી દસ જેનના કરતાં એ સરસ છે."

મુન્ના જવા પછી ડાકટર કાર્લટન દાખલ થયો. તેની આગળ ફ્લોરાએ આ નવી ખબર કહી, પણ જાણે કાર્લટને આ વાત પેહેલીજવારજ સાંભળી હોય તેમ ડોળ ઘાલ્યું અને જમવા જવાની ઉતાવળ કરવા લાગ્યો. ફ્લોરા પોતાના ઓરડામાં કપડાં બદલવા દોડી અને તેની પુઠે કાર્લટનબી ગયો. ફ્લોરાની નવી આયા અમીના મુન્નાએ લાવી આપેલાં કપડાં ઉખેડીને ખાણુંમાં ગોઠવતી હતી.

"પ્યારી, તુને આએ ઓરડામાં કાંઈબી ફેરફાર કરાવવો હોય તો સુખે કેહજે."

હજુ તો આ શબ્દ કાર્લટનના મોહોમાંથી નીકળ્યા નહીં નીકળ્યા એવામાં વળી—બહારનો દરવાજો ઠોકાયો. કાર્લટનને ભુખ લાગી હતી તેથી વળી આ પીડાને લીધે ખુબ ખભર્યો.

"આએ તો હવે જુલમ થયો, હજુ તો ઘરમાં પગ મુકયો નથી એટલામાંજ ઘરાકો કંટાળો આપેછ. હું ભોણું ખાધા વગર જવાનો નથી. આયા, તું નીચે જા ને કેહ કે આજે મારેથી ઘરાકોની સેવામાં હાજર થવાને બનશે નહીં."

અમીના નીચે ગઇ પણ તુરત પાછી આવી.

"સાહેબ, એ તો કોઇ ઘરાક નથી પણ કનસટેબલ છે. મેં કહ્યું કે આજે તમુને મલાસે નહીં, પણ તે કેહે છે કે મળવા વગર ચાલે તેવું નથી.

"કનસટેબલ!" કાર્લટનતું મોહો જરદ થઈ ગયું અને તે અચકીને બોલ્યો.

અમીનાએ ખોલાસો કીધો "સાહેબ, તે ગઇ કાલેબી પુછી ગયો હતો અને આજે સહવારનાબી આવ્યો હતો. મોટી આયાએ ઘણુંબી પટાવીને પુછયું પણ તેણે કસો ખોલાસો કીધો નહીં."

ફ્લોરા આ વાર પોતાના બાલ બાંધતી હતી તેણીએ ફરીને પુછયું "લ્યુઇસ, એ શું છે?"

કાર્લટન આ વાર ઘણો અચકતો જણાયો. તેણે બહાર જવા સારૂં બતી હાથમાં લીધી અને બારણા સુધી જઈ પાછો આવ્યો અને બતી પાછી મેલી દઇ અમીનાને પુછયું "કાંહાં છે?"

"નીચે હાલમાં બેઠોછ, સાહેબ."

"પણ એ લોક કામ હોય તો બરાબર વખતે કેમ આવતા નથી. મારી ઘણી મરજી થાયછ કે એને હમણા મળવા ના કેહેવાડું અને સહવારના પાછો તેડું."

આમ બોલવા છતાં કાર્લેટન નીચે ઉતરયો. જે કનસટેબલ મીસીસ કેનના મરણુ વખતે કારભાર કરતો હતો તેજ હમણા પણ આવ્યો હતો. તેણે કાર્લેટનને સલામ કરી.

"સાહેબ, આવે વખતે તમુને રોકવા માટે દલગીર છેઊં પણ સુતેલું રમખાણુ પાછું જાગયું છે."

"શાનું રમખાણુ ?"

"અમારે માથે નવો ઇનસપેકટર ડેરાડુનથી આવ્યોછ. તે પેલી બધી હકીકત સાંભળીને હઠ લઇ બેઠોછ કે અમે લોકોએ બરાબર જુસતેજો ચલાવી નહીં. અગર ચલાવી હતે તો જરૂર કાંઇ મુદદો હાથ લાગતે. તેનું નામ મી૦ મેડલર છે. તેણે પોતે કેટલીક ખોળ કરવા માંડીછ અને પેલા દાદર ઉપર તમે જોયલા ચેહેરા માટે તમારેથી કેટલીક પુછપરછ કરવા ઇછેછ."

"શું હમણાને હમણા ?"

"નહીં જી, સહવારના જ્યારે તમુને ફુરસુદ મળે ત્યારે. એ સારૂં હું તમુને અગાઉથી ચેતાવવા આવ્યોછ."

"અંહં ! ત્યારે આએ વળી નવા ઇનસપેકટર પાછું બધું ખોળવા માંગેછ કેમ ?"

"હા સાહેબ."

"ઠીક છે, હું કાલે તેને મળીશ. જેટલું હું જાણુંછ તે તેને કહેવાને મને કશી અડચણુ નથી."

"ઘણી મેહરબાની થઇ" આ પ્રમાણે આ નાપસંદ પરોણુ એ રાતો રાત તો રૂખસદ લીધી.

## પ્રકરણ—૨૭.

## નાપસંદ મુલાકાત.

જેઓ લાહોર ગયા હશે તેઓએ કેનટોનમેંટમાનું સુંદર ખ્રીસ્તી દેવલ જોયું હશે. ભેસપતવારે સહવારના ખ્રીસ્તીઓ-નો પવીત્ર દીવસ હતો અને આ દેવલમાં બંદગી કરવા લોક આવનાર હતાં, પણ આજે સહવારના જેટલી ભીડ દેવલમાં સહવારના પોહોરમાંથી થઇ હતી તેટલી કોઇ વાર આગળ થઇ ન હશે. કારણ એકે લોકને ખબર પડી હતી કે તે દીને ડાકટર કાર્લટન અને તેની નવી પરણેલી બાનુ પેહલીજ વાર દેવલમાં આવનાર છે.

જયારે આ જોડું દાખલ થયું ત્યારે દેવલ ચીકાર ભરાઈ ગયલું હતું. લોકને તેમના આવવાની ખબર કેમ પડી હશે તે વીશે કાર્લટનને નવાઇ લાગી. ફ્લોરાએ એસ્કી લેબાશ પેહેરયો હતો અને સેંહેંકડો આંખો પોતાની ગમ ફેરવાયલી જોઈ તે લાજને મારે નીચું ડોકું રાખીને દાખલ થઇ. પણ કાર્લટન ધભરાયલો જેવો દીસવા લાગ્યો તે વારેવાર ફરીને પોતાની પીઠ પાછળ જોતો હતો, જાણે પછવાડેથી કોઇના આવવાની બીક રાખતો હોય. રખે લાર્ડ ઓકબર્ન પછવાડેથી આવીને ફજેતો કરે એમ તે બીતો હશે એવું લોકે અનુમાન કીધું. પણ તેવું કશું બન્યું નહીં. ભકતી પુરી થવા પછી તેઓ બહાર પડયાં અને ગાડીમાં બેઠાં કે ધમધમ કરતી એક બ્રુમ દેવલ આગળ આવીને ઉભી. તેમાં લાર્ડ ઓકબર્ન પો-

તાની જાડી ડાંગ લઇને બેઠા હતા. જેવી તેમની નજર આ જોડાં ઉપર પડી કે તેવણુ લાલચોળ થઈ ગયા અને લાકડી ઊંચકીને હલાવી પણ તેટલાં કાર્લટનના હુકમથી તેની ગાડી આગળ ચાલી. આ પ્રમાણે બાપ બેટી વચ્ચેની મુલાકાત તમામ થઇ.

કાર્લટન હમણુા ખુશીમાં હતા. ઘર પોંચીને ઝડપમાં નાસતો લઇને તેવણુ પોતાના ઘરાકોમાં ફરવા નીકળ્યા. રસ્તામાં પોલીસ કચેરી આવી ત્યારે કાર્લટનને ગઈ રાતની કનસટેબલની મુલાકાત યાદ આવી. થોડી મીનીટમાં એ પીડા પતાવવાની મતલબથી કાર્લટને તે તરફ ઘેરીયું લીધું. ઓટલા ઉપર એક ઠીંગણો ઝીણી આંખવાળો ઇંગ્રેજ અમલદાર મુગો મુગો ઉભો રહી બીડી પીતો હતો. કાર્લટન ત્યાં ઉભો. તે વાર તેના મનમાંથી હજારો વીચારો પસાર થઇ જતા હતા, તે વીચારો શું હતા તે હવે પછી જણુાશે.

"ઈન્સપેક્ટર મેડલર કાંહ છે?"

"સાહેબ, તમારો નોકર હું પોતેજ મેડલર છેઉં." આમ બોલી મેડલરે મોહોડાંમાંની બીડી નાખી દીધી અને એકાગ્ર નજરથી આ નવા આવનાર તરફ જોવા પડયો.

"કદાચ તમે મને ઓળખતા ન હશો. મારૂં નામ ડાકટર કાર્લટન છે. મને કાલે ખબર પડી કે તમે મને મળવા માંગોછો."

"હા—હા—મેહેરબાની થઇ. મેં તમુને પેહેલાં ઓળખ્યા નહીં. મેહેરબાની કરી જરા અંદર આવશો?"

તેઓ બંને ઓરડામાં દાખલ થયા.

"આગળ કરતાં હમણાં કશી મને વધારે ખબર મળી નથી. મને જેટલું ખબર હતું તેટલું મેં તે વખતે પોલીસને જણાવ્યું. હવે બીજું શું માંગોછ ?"

"મારી એટલીજ અરજ છે કે એ બનાવના સંબંધમાં તમે જેટલી હકીકત મારી આગળ થઇ જનાર અમલદારને કહી તેટલીજ મને કહી સંભળાવશો તો મેહેરબાની થશે. પોલીસે તમામ ઘોટાળો કીધોછે ?"

"એમ તમે ધારોછ ?"

"હાજી, મારી ખાત્રીછે. જો એ લોકે કાયદાસર સંભાળથી તપાસ ચલાવી હતે તો અત્યાર સુધીમાં તો બધો ભેદ જણાઇ જતે એવું મારૂં આધીન મત છે."

"પણ એવું મારૂં મત નથી. હું ધારૂંછ કે જેટલી કરવી જોઇતી હતી એટલી અને તેથી વધારે ખોળ પોલીસે કીધી છે."

"એ અદબી માફ છે સાહેબ—એમજ છે ત્યારે પેલી શાહારા ઇઝીકીઅલ જે કલકતેથી આવીને બચ્ચાંને લઇ ગેઇ તેનું શું થયું ?"

"ખરી વાત છે, તે લોકોએ કલકતામાં ઘણી ખબર કહાડી પણ કાંઇ પતો મલ્યો નહીં. પોલીસનું એવું મત છે કે તેનું ખરૂં નામ શાહારા ઇઝીકીઅલ હતુંજ નહીં, પણ પોતે કોણ છે તે છુપાવવા માટે એ નામ રાખી ખોટું ઠેકાણું આપ્યું હશે."

"પણ મીસીસ કેને એ નામથી કલકતે કાગળ લખ્યું હતું."

"હોય, પણ એ બન્ને જણે આપણી આંખમાં ધુળ છાંટવા સારૂં આગળથી ગોઠવણ કરી મેલી કાંય નહીં હોય? મારૂં પોતાનું મત તો એવું છે કે એ ઓરત કલકતાથી આવી હતીજ નહીં તેમજ મરનાર મીસીસ કેનબી કલકતાથી આવી હોય એ વીશે મને ઘણો શક છે. એ લોકોએ જાણી જોઇને બધું આપણી આગળથી છુપાવ્યું છે."

આ પ્રમાણે કાર્લેટન બોલતો હતો ત્યારે જમીન ગમ તેની નજર હતી અને ઇનસપેકટર ઘણીજ બારીકીથી તેનો ચેહેરો તપાસતો ઉભો હતો. તેને ઘણીજ નવાઇ લાગી, કેમજે તેની અનુભવી આંખોએ જોયું કે કાર્લેટનના ચેહેરામાં ફેર પડી ગયો હતો અને જાણે તેના અંગમાંથી કંપારી પસાર થઇ ગઇ હતી.

---

## પ્રકરણ—૨૮.

## પોલીસ અમલદાર આગલ કાર્લટનનો ખોલાસો.

પોતાના ચેહેરામાં ફેરફાર થયો હતો તે પોલીસ અમલદારે જોયું એમ કાર્લટન તુરત પામી ગયો અને લાગલી વાત ફેરવી બોલી "જે બાઇ મરણ પામી તે એવી સોવામણી ને એવી ગરીબ હતી, કે તે દાહાડેથી મારો જીવ ઘણો ખાટો થઇ ગયોછે. આવો બનાવ મારી જીંદગીમાં આ પેહેલોજછે, અને ખોદા કરેને ફરીથી એવો મારા જોવામાં ન આવે. હું તો ઘણોબી અલગ રેહેવા ગયો, પણ કોરોનરની જુરીએ અને લોકે મને નકામો ખટપટમાં નાખ્યો. મરનાર બોલી હતી કે કોઇ ઓલખાણુવાળાઓએ મારી ભલામણ કરીછે, તે લીધે મને ખાલીપીલી પંચાતમાં પડવું પડયું."

"અને તે ભલામણ કરનાર કોણ તેની કાંઈ ખબર મલી?"

"નહીં—કલકતામાં જેટલા મારા ઓલખાણુવાળાછે તેઓને મેં કાગળ લખીને પુછાવ્યું, પણ બધી ગમથી ના નો જવાબ ફરી વળ્યો. મીસીસ કેનનું નામબી કોઇને ખબર ન હતું."

"અં! આ બાઇનું નામ મીસીસ કેન ખરેખર હતું, એ વીશે મને શકછે."

"હા, મનેબી તેમજ લાગેછ. મને તો પેલી શાહરા ઇઝીકીઅલના નામ વીશેબી શક છે. બધુંજ અંધારામાં રહ્યું. ફકત બાઈ મરી ગઇ એ વાત ખરી. ગરીબ બચારી."

"ડાકટર સાહેબ, તમારૂ પોતાનું ખાનગી મત શું છે?' ઇનસપેકટરે આસતેથી પુછયું.

"શા વીશે?"

"મરણના કારણ વીશે. સુવા સારૂં મોકલેલી દવાથી નીપજયું એતો ખરી વાતછે. પણ એ ઝેર દવામાં આવ્યુ કયાંથી?"

"મારૂં ખાનગી મત તો એવુંછે—પણ ખરૂં કહું તો આ પ્રમાણે ખાનગી મત આપવું વાજબી નથી—તે છતાં જ્યારે તમે પુછોછ ત્યારે કેહેવાની મારી ફરજ છે, કે ભુલથી ડાકટર સ્ટીફન ગ્રેને હાથે ઝેર ભેલાયલું હોવું જોઇયે. મારૂં મત એ બાબે ચોકસછે. કોઇબી તેમ ન માને એ કેમ બની શકે તે મને સમજાતું નથી."

ઇનસપેકટરે ડોકું ધુનાવ્યું. તે મોહોડેથી બોલ્યો નહીં, પણ એવું ડોળ ઘાલ્યું કે જાણે ડાકટર સ્ટીફનને હાથે આ બન્યું હોય એમ તે માનતો નથી.

"ડાકટર કાર્લટન, હું તમુને પુછવા માગુંછું તે એ છે કે દાદર ઉપર જે ધણીને તમે જોયો તે કોણ હતો? એ વાતનો ખોલાસો થવાની ઘણી જરૂર છે."

"દાદર ઉપર કોઇ હતો નહીં. તે વખત મને એમ લાગું ખરૂં, પણ હવે મારી ખાત્રી છે કે એ ફકત મારાં ભેજાંની ફેનસી હતી, અને ચાંદરણાના ઓળાથી હું ઠગાયો."

"તમે સોગંદ ખાઇને કેહેશો કે દાદર ઉપર કોઈ ન હતું?"

"નહીં—તે હદ સુધી જવાને હું રાજી નથી, પણ મારી ખાત્રી છે કે દાદર ઉપર કોઇ હતું નહીં—મારા આંખે મને તે વાર દગો દીધો."

ઇનસપેક્ટરે પોતાનો હાથ ડાકટર કાર્લેટનનાં હાથ ઉપર મુકયો અને ગંભીર સાદે બોલ્યો "સાહેબ, ખાત્રીથી માનો—દાદર ઉપર કોઈ હતો ને ફર હતો અને ઝેર ભેલનાર પણ તેજ છે. તમે શું કેહેવા માંગોછો તે હું સમજુંછું. તમે કેહેશો કે જ્યારે દવા આવી ત્યારે તેમાં વાસ તમોએ પારખ્યો હતો, પણ તેને હું ઘણું વજન આપતો નથી. પેહેલાં તો એ વાત તમુને નવાઇ જેવી લાગશે, પણ મેં એ આખા કેસ ઉપર ખુબ ધ્યાન આપ્યું છે, અને હવે મને સઘળું સમજ પડેછે. એ વાસની 'થીઅરી'ને હું જરાબી વજણ આપતો નથી."

"તારે શું તમે એમ કેહેવા માગોછ કે હું જુઠું બોલુંછ ?"

"નહીં, તેમ નથી." ઇનસપેકટર જરાબી ઘભરાયો નહીં. "અલબત, તમે શા સારૂ ખોટું કહો—તમોએ આ તપાસને ઘણી મદદ આપીછે, પણ માણસોના નાક કેટલાં ઠગાઇ જાયછે તે હું જાણુંછું. તમને લાગું કે તમને ઝેરનો વાસ આવ્યો, પણ તમને વાસ આવ્યો ન હતો, કેમજે જ્યારે સીસી તમારા હાથમાં આવી ત્યારે ઝેર તેમાં ન હતું. પેલી ડોંગી આયા અથવા દાઈ કેહેછ કે તેણીને કસો વાસ આવ્યો નહીં કારણકે તેણીએ દારૂ પીધેલો હતો, પણ તેથી શું થયું. સુંઘવાની બાબદમાં તમારાં કરતાં તેનું નાક વધારે ચોકસ છે."

"છટ છટ! મેહેરબાની કરી યાદ રાખો કે હું ડાકટર છું અને દવાઓના વાસ લેવાની મને ટેવછે. તમે ધારો તેમ સેહેલાઇથી હું ઠગાંઉ એવો નથી."

"મોહોકાણુ તેજ છે તો. તમને દવા સુંઘવાની ટેવ એ-ટલે તમારા નાકમાં હમેંશ દવાનો વાસજ હોય. જયારે દવા ઘેરમાં આવી ત્યારે તેમાં ઝેર હતું નહીં—નહીં—ને નહીં."

"પણ હું તમને કહુંછ કે હતું" કાર્લેટને પોતાની જીદ છોડી નહીં.

"અને હું કહુંછ કે ન હતું—બોલો—મારા મોહોડાં ઉપર નાક હોવાનો જેટલો હું ખાત્રીમંદછું તેટલોજ એ બારીક સવાલ ઉપરછું. તમે ગયા પછી પેલા દાદર ઉપરના ધણીએ દવામાં ઝેર ભેળ્યું એમાં બીલકુલ શક નથી."

કાર્લેટન કાંઇ બોલ્યો નહીં. ઇનસપેકટર એક બોલ પકડી બેઠો હતો અને તેમાંથી તેને ફેરવવો મુશકેલ હતું. વળી તે વાર કાર્લેટનને યાદ આવ્યું કે તેજ ચેહેરો તેને બીજીવારબી દીસ્યો હતો તેનું કેમ? ફ્લોરા ને તે નાહાશી ગયાં તેની આગલી રાતે વાડીમાં તેજ ચેહેરો નજર આવ્યો તેનો ખોલાસો શું. શું તેબી ભેજાંની બીમારી હતી? વળી તે ચેહેરો તેણે પોતેજ નહીં પણ ફ્લોરાએબી જોયો હતો તથા તેનો સાદ સાંભળ્યો હતો, ત્યારે હવે ઇનસપેકટર આગળ ધસીને ના કેહેવાનો આધાર શું? જવાબ અથવા આધાર તો ન હતો, પણ કાર્લેટન પોતાના દીલ સાથ ઇચ્છતો હતો, કે એ ચેહેરો ફકત ભેજાંની બીમારીને લીધે હોય.

"કેમ મી૦ ઇનસપેકટર, મને બીજું કાંઇ પુછવુંછ? મને બીજું ઘણું કામછે."

" નહીં સાહેબ, માત્ર એટલીજ તસદી આપુંછ, કે જેમ તમારી નજર આગળ બન્યું તે બધું એકવાર તમારી પોતાની ભાષામાં મને કહી જાઓ. મેં ડાકટર સ્ટીફન, પેલી ડોંગી આયા અને બીજાઓને મોહોડે તો સઘળી હકીકત સાંભળી છે, પણ તમારે મોહોડેથી સાંભળવાને ઈંતેજાર છું. કદાચ તમારી કેહેવાની રીતથી અથવા એકાદ ન ધારેલા શબ્દથી વધારે અજવાળું પડે. તમે મરનારને તો તેજ દાહાડે તમારા જણુમમાં પેહેલ વેહેલીજ જોઇ હતી, નહીં ? કેવી દલગીરીની વાતછે, કે તેવણે તમુને લખેલી ચીઠી તમોએ રાખી નહીં."

" હું શું જાણું, કે ચીઠીનું કામ પડશે ? અગર રાખી હતે તોબી તેમાં કશું હતું નહીં."

" અરે સાહેબ, દરેક શબ્દ, દરેક ચીઠ્ઠું કામનુંછે, દસખત કામનાછે, કાગળપરનો છાપ કામનોછે."

આ પછી કાર્લટને બધી હકીકત સવીસ્તર માંડીને કહી. ઇનસપેકટરે તે ઘણુાજ ધ્યાનથી સાંભળી અને એકાદ બે વાર કાગળના કકડા ઉપર કાંઇ ટપકાવી લીધું.

" તમુને એ શીવાય બીજું કાંઇજ ખબર નથી ? "

" કાંઇજ નહીં."

ઘણો વાર વીચાર કરયા પછી તે બોલ્યો " ડાકટર સાહેબ, બે નાહાની પાઇન્ટોનો જો ખુલાસો થઇ જાય તો આખો કેસ ઘણો સેહેલો છે. એક તો ડાકટર સ્ટીફન ગ્રેને હાથે આ ચુક થઇ નથી તે, અને બીજું તો દાદર ઉપરનો ચેહેરો. આ બે પાઇન્ટો મને સમજાતી નથી."

"પણુ મેં તમુને ખાત્રી આપી છે કે દાદર ઉપર કોઈ હતું નહીં."

"હમણા તમુને એમ લાગતું હશે એમ હું કબુલ કરૂં છું, પણ તે વખતે તમારો વીચાર જુદો હતો, નહીં તો તમે મીસીસ ગોલ્ડ આગળ તે વાત કરતે નહીં—નીચે ઉતરીને પુછપરછ કરતે નહીં—તેજ વખતે તમુને વેહેમ પડયો તેજ ખરો હતો અને તેનો મુદ્દો પકડવાને હું તજવીજ કરીશ."

"જેમ તમારી મરજી. કેમ હવે મને જવા દેશો ?"

"હાજી—સીધારો—માફ કરજો—મેં તમને ઘણી તસદી આપીછે. જો કાંઇબી જણાશે તો આપને પેહેલી ખબર કરીશ—સાહેબ મેહેરબાન."

આટલી બધી વાર પોલીસ હાફીસમાં નીકલી ગઈ તેથી ખભરી ચટકીને કાર્લેટન બાહાર પડયો. તે ઝડપમાં ચાલતો હતો અને બેધ્યાન હતો, તે એટલાં સુધી કે એક ટાંગા જેમાં એક જાડી મડમ બેઠેલી હતી તે છેક તેના આંગ ઉપર ધસી આવી તેબી તેના જોવામાં ન આવી. જાડી લેડી સામો કાર્લેટનનો વાંક કાહાડવા લાગી—તેણીને થોડીજ ખબર હતી કે આ ધણી તે લુઇસ કાર્લેટન હતો !

ટાંગા ઝડપમાં ચાલી અને એક બંગલા આગલથી પસાર થતી હતી તેટલાં બારીએ ઉભેલી એક જુવાન મડમ સાથ ડોંગી મડમની નજર એક મેક થઇ. બારીએ ઉભેલી મડમ ફલોરા હતી અને જાડી મડમ ડાવેજર લેડી ઓકબર્ન તે આપણા દોસત કેપટન ચેસ્ત્નીના ફુઇ હતાં !

## પ્રકરણ—૨૯.

## ઓ મારી બેહેન! તું કાંહાં છે?

લાર્ડ ઓકબર્ને ફકત થોડા દાહાડાને સારૂં ઉતાકામંદ ગયા હતા. તેવણ તો માત્ર બે ત્રણ દાહાડા પાછા લાહોર આવ્યા હતા, કેમજે આખાં કુટુંબને ઉટી લઇ જવાનો બંદોબસત કરવાનું જેનને સોંપયું હતું.

મરનાર લાર્ડ ઓકબર્નેનો નામીચો બગીચો ચેસ્ની ઓકસ ભાડે આપવા સીવાય છુટક ન હતો. જેનના બાવાજીની બધી ચીંતા તો ટળી હતી, પણ તેવણ પાસે રોકડ નાણું ઘણું ન હતું, તેથી બગીચાનું ભાડું આવે તે કામ લાગે, એટલુંજ નહીં પણ જો ચેસ્ની ઓકસમાં જાથુક રહે તો નામ પ્રમાણે મોટો ખરચ રાખવો પડે.

પણ જેનને કાંહ તેની ના હતી, બાવાજી કેહ તે ખરૂં. અગર ફ્લોરા બાબદનો ગમ ન હતે તો જેન તો ખુશ ખુશ થઇ જતે. ચેસ્ની કુટુંબમાં થોડીક મુદત અગાઉ એક ગમખાર ના પસંદ બનાવ બન્યો હતો, પણ હવે જ્યારે તેઓની હાલત ફેરવાઈ ત્યારે સઘલું સમાધાન થઈ જશે એવી જેનને પક્કી વકી હતી. બાવાજી જરા લાહાટમાં હોય ને ફકત એકજ બોલ મોહોડાંમાથી કાહાડે તો જતી રહેલી છોકરી અબ ઘડી પાછી તેઓને આવીને મલે. પણ તે શબ્દ બાવા પાસે બોલાવવાની જેનની હીંમત ચાલી નહીં. એ બાબદ તો ઘરમાં મોટી પંચાતી ઉઠી હતી અને બાવાજીએ સાફ હુકમ કીધો હતો

કે તે છોકરીનું નામ જો કોઈ લેશે તેને ઘરમાંથી કાહાડી મુકશે. પણ હવે તો બાવાજી લાર્ડ થયા એટલે બધો મામલો ફરી ગયો હતો, અને કદાચ આગળી પાછલી ભુલી જઇ તેવણુ પોતાનો વીચાર ફેરવે એ બનવા જોગ હતું. પણ ચેરની-ઓકસમાં બાવાજીને જેન મળવા ગઇ ત્યારે એ વાત કેમ છેડાય ? બીજી છોકરી નાહાશી ગઇ તેના સનાનના સમાચાર કેહેવા જાય ત્યાં પેહેલી છોકરી માટે માફ કેમ મંગાય ?

પણ જ્યારે મંગળવારે બાવાજી પાછા લાહોર ફરયા ત્યારે તેવણુ આગળ આ વાત છેડવાનો જેને ઠરાવ કરયો. સહવારથી તેણીના પેટમાં ફાળ પડતી હતી. ફ્લોરાને ખાતર તેવણુ એવા છેડાઇ પડયા હતા, કે બે દાહાડા જવા દેવાને જેને દરૂસત ધાર્યું. “કાલે વાત છેડશ” પણ કાલ આવી ત્યારે જેનની જબાં ઉપડી નહીં, અને એ પ્રમાણે બે ચાર દાહાડા નીકળી ગયા. પણ એટલામાં તો બાવાજીએ પાછુ ઉટી (ઉટાકામંદ) જવાનું ઉકી ઉભું કીધું તેથી ભરેસપતવારે સહવારના બાવાજીને એખલા જોઇ જેને હીમત પકડી. દરવાજા આગળ ગાડી તૈયાર હતી. જેન બીહીતી બીહીતી આંખમાં આંસુ લાવીને દાખલ થઈ અને અરજ ગુજારી.

“બાવાજી, તમારા હુકમની સામા થઇને એક મના કીધેલી વાત બોલુંછ તે સારૂં મને માફ કરજો. હવે કલારીસની કાંઇબી ખોળ કરવાની મને રજા આપો.”

“શું !!!” અર્લ ધાંટો પાડીને બોલ્યા. તેવણે આ વાર એવા ડોળા કકડાવ્યા કે જેનની બધી હીમત જતી રહી. તે ધભરાઈ ગઇ, લજવાઇ ગઇ.

"બાવાજી, હું પગે લાગીને માંગી લેઉંછ કે કલારીસને હવે બોલાવ્યે."

"નહીં—ચુપ રેહ એકદમ—તેને બોલાવ્યે? શું કામ? તેનું માથું ઠેકાણે આવશે ત્યારે પોતાની મેળે આવશે."

બસ! બાવાજીએ ઇનસાફ ચુકવ્યો. તેવણ ગાડીમાં બેશી ગયા; પામ્પી કોચબાકસ ઉપર ચહડી બેઠો અને ગાડી ચાલી. દેવલમાંથી બાહાર પડતાં કાર્લટન અને ફ્લોરાને જે બાવાજીની ગાડી મળી હતી તે આ વાર હતી.

વાંચનાર! હવે આ કલારીસની મોહોકાણ શું છે તે તારી આગળ ખુલ્લી કરવાનો વખત આવ્યો છે. કલારીસનું નામ વારેવાર આગળ આવી ગયુંછે, પણ તેનો ભેદ તું જાણતો નથી.

કેપટન ચેસની—આપરે આગળની વાત કરીએ છૈયે એટલે તેવણુના આગળનાજ નામે બોલાવીશું—કેપટન ચેસ્નીની ચાર બેટીઓ હતી, જો કે અત્યાર સુધીમાં આપણી મુલાકાત તો તરણુ સાથેજ થઇ છે. તેવણુને બેટો હતોજ નહીં. આ ચાર છોકરીઓના નામ જેન, ફ્લોરા, કલારીસ અને લુસી હતાં. કલારીસ ફ્લોરા કરતાં નાહાની હતી. જેન વયે ઘણી મોટી હતી અને લુસી બચ્ચું હતું, પણ ફ્લોરા અને કલારીસ બે એક જોડ જેવી હતી. તેઓની ઉમરમાં ફકત દોહોડ વરસનો ફરક હતો. જ્યારે આ બે બેહેનો મોટી થવા લાગી ત્યારે તેઓ ઘણીજ ખુબશુરત નીવડવાની આશા આપતી હતી. જોકે એઓના ચેહેરામાં કાંઇજ મળતાપણું ન હતું.

હવે કેપટન ચેસ્નીના ઘરડાં ફુઇ ડાવેજર કાઉનટેસ ઓફ-બર્નને પેટે કાંઇ સંતાન ન હતાં તેથી તેવણે પોતાને ખરચે આ બે બેહેનોને શીખવા માટે મીરતની યંગ લેડીઝ બોરડીંગ સ્કુલમાં મુકી હતી, જયાં ત્રણ વરસ સુધી મ્યુઝીક, ડાનસીંગ, ફ્રેંચ વગેરેની છાજતી કેળવણી લઇ આ બે બેહેનો અઢાર અને ઓગણીસ વરસની વયે પાછી ઘર ફરી હતી.

તેઓએ મીરતની કાલેજમાં સુખ જોયું હતું તેથી ઉલટું પોતાના બાપને ઘેર તો વાખા અને પૈસાની મારામાર જોઈ. તે વાર કેપટન ચેસ્ની કલકતામાં રેહેતા હતા અને માગનારાઓના તગાજા અને બીલવાળાઓના ધકા એટલા વધવા લાગ્યા કે તેવણ ત્યાંથી ગુપચુપ વટી જઇને લાહોર આવી રહ્યા. જેન તો બચારી ધીરજથી બધું સાંખતી હતી. લુસી તો આ સઘળી મુશકેલીઓ સમજવાને ઘણી નાહાની હતી, પણ ફલોરા અને કલારીસને તો બાપનું ઘર દોજખ જેવું થઇ પડયું હતું.

આખરે કલારીસે પેહેલી છેડતી શોધી. ઘર વળ્યા પછી બે વરસ તો જેમ તેમ ચલાવ્યું, પણ જ્યારે તેણીને વીસ વરસ પુરાં થઈ એકવીસમું બેઠું કે તેણીએ એકાએક પોતાનો ઠરાવ જાહેર કરયો કે મારે તો કોઇ કુટુંબમાં છોકરાંઓ શીખવવા માટે ગવરનેસ દાખલ જવું છે. 'હું તો નાટકશાળામાં નાચવા જવાની છું' એમ કેહેવાથી જેટલો તેણીના કુટુંબને ગુસ્સો લાગતે તે કરતાં વધુ ચટકો આથી લાંગ્યો.

દરેક જણ તેણીની સામા થયું. કેપટન ચેસ્નીએ તો તેણીને મારવાજ કાહાડી, જેને સમજાવાની તજવીજ કીધી,

ફ્લોરાએ મશકરી કીધી, લુસી રડી પણ કલારીસે પોતાનો ઠરાવ મકમ રાખ્યો. આખર કરે પણ તેબી પોતાના બાપનીજ બેટી કેની! કેપટન ચેસ્ની કરતાં તે ચાર ચાસની વધારે બોંસીલા હતી. • ચેસ્નીના ઉમરાવ ખાનદાનની એક બેટી તે લોકે લોકને ઘેર વહીતરૂં કરવા જાય અને પારકા તુકડા માટે હાથ ઓરે! પણ કલારીસનો જવાબ એકજ હતો. "હું જે કરૂંછ તે વાજબીજ કરૂંછ. મારી મકસદ મારાં કુટુંબને મદદ કરવાની છે. મારા જવાથી એકને પાલવી ઓછી પ-ડશે અને બીજુ તો મારા પગારમાંથી હું ઘેર ખરચ સારૂં મોકલી શકીશ"

કલારીસ પોતાના મનથી આ પ્રમાણે માનતી હોય કે નહીં તેતો ઈશ્વર જાણે. કદાચ તે ઘરની રોજની તાણા તાણુથી કંટાળી ગઈ હોય અને તે લીધે ત્યાંથી નીકળી જવા માંગતી હોય. ગમે તેમ હોય, પણ તે બાપની ઉપરવારી થઈને સઘળાંના તકાજાની દરકાર ન કરતાં, ઘેર છોડી ગઇ જે પ્રમાણે તેની બેહેને પણ પછવાડેથી કીધું હતું. કલારીસના જવાની થોડાક દાહાડા આગમજ ઘરમાં રોજ મારામારી થયા કરતી હતી. એક દાહાડે સહવારના ખુબ બાઝમ બાઝી થઈ અને તેજ દાહાડે કલારીસ ગેબ થઇ ગઇ. આ વાર ફુઈ વચ્ચે પડયાં ન હતે તો જરાબી ઠીક થતે. તેવણે સામું આગમાં તેલ રેડયું. કદાચ મયાર્થી સમજાવ્યું હતે તો કલારીસ જરાબી વળતે, પણ તેણીની સાથ જબરદસતી કર-વામાં કશો સાર ન હતો. ફુઇજીએ તો તેણીને ધભરાવીજ નાખી. તેણીના ઊપર એવા ધસોરા કીધા કે તે પુરી બેખત

થઇ ગઈ. જ્યારે જોયું કે છોકરી હાથથી જવાની ત્યારે ફુઈજીએ તેણીને પોતાની સાથે પોતાને ઘર લઇ જઈ સુખ ચેનમાં રાખવા કહ્યું. પણ તીર છુટી ચુક્યો હતો. ફુઈજી મીજાજના એવાં પાજી હતાં, કે કોઇબી છોકરી તેવણને ત્યાં ખુશીથી જઇ રેહ એમતો હતુંજ નહીં. તેમાં કલારીસ તરફ તેવણ એટલાં કરડાં થયાં કે કલારીસે તેમની માગણી તુચ્છકારથી ના પાડી. જે દાહાડે કલારીસ જવાની હતી તે દાહાડે તેણીએ બધાંને કહી સંભળાવ્યું હતું કે તેણીનાથી કુટુંબને કશુ એબ લાગનાર નથી, કેમજે તે પોતાનું નામ બદલી નાખીને તે કયા ખાનદાનની છે તે સર્વેથી છુપાવનાર હતી. તેણીએ સર્વેના દેખતાં આ પ્રમાણે કરવાના સપત લીધા હતા. તે ગઈ અને કાલનો દુકાળ આજે પડયો. ફુઇજી સામા કેપટન ચેસ્નીનો વાંક કાહાડવા લાગ્યાં. તેણીને ધરી પકડીને રાખવી હતી. મગદુર શું કે સર્વેની મરજી ઉપ્રાંત જાય. હવે કદાચ કેપટન ચેસ્ની આ પ્રમાણે કરતાં ચુકે એવો ન હતો, પણ ખરી વાતતો એ હતી કે કલારીસ ગુપચુપ વટી ગઇ હતી.

થઇ ચુક્યું ! ફુઈજી તો ફફડી ચટકીને પોતાને શેહેર ઘેર જતાં રહયાં, અને કેપટન ચેસ્નીએ સખત હુકમ કાહાડયો કે જે કોઈ એ દુકતીનું નામ કાહાડશે તેને ઘરમાંથી કાહાડી મુકવામાં આવશે. જેને ઘણા કાલાવાલા કીધા, પગે લાગી અને કલારીસને કાંઇબી કરીને સમજાવી લાવવાનું માથે લેવા ચાહાયું, પણ બાવાજી એકથી બીજા થયા નહીં. ઊલટું બાપ બેટી વચ્ચે થોડા દાહાડા કચરો પડયો.

અગર આ મોહોટાઈમાં મરી રહયલું કુટુંબ જરા સાંતપણે વીચાર કરતે, તો તેઓ જોતે કે કલારીસે જે પગલું ભરયું હતું તેમાં ઘભરાવા અકડ્રાવા જેવું કાંઇ ન હતું. કલારીસના જવા પછી થોડાજ દાહાડામાં તેણીનું કાગળ જેન ઉપર આવ્યું, તેમાં પોતે પોતાની કેટલીક હકીકત આપી હતી. તેણીએ કોઇ એજંટની મારફતે ગવરનેસની નોકરી મેળવી હતી. આ લોક સારાં માણસ હતાં અને સીમલામાં રેહેતાં હતાં. તેણીએ પોતાનું નામ બદલયું હતું, પણ નવું નામ શું રાખ્યું હતું તે તેણીએ જેનના કાગળમાં લખ્યું ન હતું. આ કાગળમાં લખ્યું હતું કે "વાહાલી જેન, જો તારે આ કાગળનો ઉતર લખવો હોય તો મીસ ચેસની, ધી માલની પોસ્ટ હારીસની ફેરમાં એમ સરનામું કરશે તો મને પોંચશે. બાવાજીને મારી ઘણી ઘણી દુવા સાથે કેહેજે કે મારી ઉપર વીશ્વાસ રાખજો. હું તેવણના નામને દાઘ લગાડવા દેઉં એવી નથી. મેં જે કંઇ કીધુંછ તે હેત ભરી નેમથી કીધું છે અને એવોબી વખત આવશે, કે જયારે તેવણ મારાં આ પગલાં તરફ વધારે ધ્યાનની નજરથી જોશે."

જેને બાવાજીને આ કાગળ વંચાવ્યો, પણ તેવણ તો છે-ડાઈ પડયા. કલારીસને ભુંડી ગાળો દીધી અને લખાવ્યું કે બસ તેવણને મનથી કલારીસ મુઈ હતી અને ફરીથા તે-ણીએ કાગળ લખવું નહીં. તે દાહાડેથી કલારીસનું નામ ઘરમાંથી ઓવાર નીવાર કીધું હતું.

પણ હવે મામલો બધો ફરી ગયો હતો, ત્યારે એકવાર ફરીથી કલારીસને માટે આજીજી કરીને બાવાજી પાસેથી

માફી માંગી લેવાનો જેનને હક હતો. તે હવે લેડી કલારીસ થઈ હતી અને તેવે નામથી ગવરનેસ તરીકે કામ કરે એ દેખાઈતુંજ બેહુદું હતું. પણ બાવાજીએ તો ડોળા કાહાડીને મોટી જેવી "ના" કહી તેથી જેન દબાઇજ ગઈ. કલારીસ એવી જીદી હતી કે બોલાવ્યા વગર પોતાની મેળે આવે એ બનવા જોગ ન હતું.

પણ હવે આ ના પસંદ બાબદનો વીચાર કરવાનો વખત ન હતો. આઠ દાહાડામાં તો તેઓ સઘળા છુટી ખાતે ચેસની ઓકસમાં રેહવા જનાર હતાં અને બાંધ રૂંધ કરવાનું પુશકળ હતું. લાર્ડ ઓકાર્ને સારીપેઠે રૂપીયા લાવ્યા હતા અને સર્વે લોકોનું દેવું પતાવવાનું જેનને સોંપ્યું હતું.

પણ જે દાહાડેથી કેપટન ચેસ્નીનું નામ બદલાયું હતું તે દાહાડેથી માગનારાઓજ સઘળા ડાંએબાંએ થઈ ગયા હતા. હવે પૈસા કાંહ ખોટા થવાના છે એમ સર્વે જાણતા હતા.

એક દાહાડે સહવારના ફ્લોરાવાલા ઓરડામાં મુન્નાની સાથે જેન ઉંચું નીચું કરતી હતી.

"મુન્ના, એ જુના બુટ બાંધીને શું કરેછ. હવે ફ્લોરા થોડાંજ એ બુટો પેહેરવા આવવાની છે ?"

પણ મુન્નાનું ધક ધ્યાન બાહાર બારીએ જોવામાં હતું. "બાઇ સાહેબ, આપરાં ઘેર આગળ એક ગાડી આવીને ઉભીછ અને તેમાં કોઈ બોઝોરગ મડમ છે."

જેન બારી આગળ દોડી ગઇ, અને જોયછ તો ગાડીમાં ફુઈજી પોતાના પુર દમામમાં બેઠેલાં હતાં. "મુન્ના દોડતો—

હોડીજા—એનો મારાં ફુઇજી કાઉન્ટેસ ઓકબર્ન છે—વળી એ પીડા—

મુન્ના દોડી, જેને ઝડપમાં પોતાના હાથ ધોયા. આરસીમાં પોતાના બાલ સમા કીધા અને ઝડપમાં નીચે ગઈ. કાઉન્ટેસ દાખલ થયાં. તેવણુ ૭૦ વરસની ઉમરના હતાં, પણ ખાસ્સાં પોહોળાં ચોળાં ને સાત ગજની લાંબી જબ્બાં વાળાં હતાં. જેન આગળ ગઈ અને ભેટયા પછી ફુઇજી બોલ્યાં—

"તારા બાપ કાંહાં છે, હેં?" બાપરે! કાંઇ ધાડ હતી ખરી.

"ફુઇજી, બાવાજી તો આજે સહવારનાજ ચેસ્ની ઓક ગયા."

"એ વળી એને શું ગોતાંની ગુરી સુજ પડીછ? હમણા તો આયો ને વળી પાછો તાંહ જઇને શું કરેછ?"

"બાવાજી તો પાછા જવાનાજ હતા. તેવણુ તો મને જવાની તૈયારી કરવાની વરદી આપવા આવ્યા હતા. બે દાહાડા રહીને પાછા સીધારીયા."

ફુઇજી ખુરશી ઉપર બેઠાં, માંથાંપરથી તોપી કાહાડી અને ઘણાં ખીજાયલાં જણાયાં.

"અંહી આવ્યા અગાઉ મેં ઉઠી તાર કીધો તારે તાંહથી જવાબ આવ્યો કે તારા બાપ તો અંહીં છે. અંહીં આવી તારે કેહેજે ઉતાકામંદ છે. એ તે કેઈ જાતના ઢંગ. મને જરૂર તારા બાપને મલવું હતું. ચેરાની ઓકસમાં

ઘણું રીપેર કરવાનું છે, અને હું હોવસ તો તારા બાપને બરાબર રસતે ઉતારસ, નહીં તો વળી કાંઇ આડાની સુંઠ કરી નાખશે. એને ચેસની ઓકસ સાથે કામ શું છે? તેમાં રેહેવા સારૂં તો મોટો ખરચ જોઇએ તે કાંહાંથી લાવશે?"

"ફુઈજી, બાવાજી બોલતા હતા કે ચેસની ઓક તો ભાડે આપવાનો વીચાર છે."

"ભાડે! કાંઇ વાત! તેમ હું કંઇ થવા દેનાર નથી."

"તારે રાખીને બી શું કરીયે? અંદર રહીયે નહીં અને ભાડે આપયે નહીં તો બધુ બીસમાર થઇ જાય?" જેને બાપ તરફથી બાથ લીધી.

"પણ તારો બાપ હાલ તુરત શું કરવા માંગેછ?"

"અમે આઠ દાહાડામાં અંહીંથી જઇને ચેસની ઓકસમાં રહીશું, અને પછી તે ભાડે આપીને બાવાજીનો સીમલે રેહેવાનો વીચારછે."

"તે તો ગમે તેમ એનુ માથું ફોડે, પણ એ ભાડે આપવા તો હું દેનાર નથી. ને આએ બંગલાનું શું કરશો?"

"એની બે વરસની મુદત બાકીછે તેથી આએ ફરનીચર સુધાં ભાડે આપશું."

"ને ફ્લોરાનું કેમ?" જેનની છાતી ઠડકવા લાગી, કેમજે ફ્લોરા વીશેની વાત કરવી બાવાજી કરતાં ફુઇજી આગળ તો દસ ઘણી મુશકેલ હતી. તેવણ તો કુવો પુરવાજ તૈયાર થતાં હતાં.

" ફુઈજી, શું કરીએ. અમે એ બાબે ઘણા પરેશાન છીએ."

" એ દુકતીનું શું ગાથું બાથું ગીયુંછ ? "

" એ નાદાન તો થઇ."

" નાદાન ! નાદાન ! એવાં કામને તે નાદાની કેહે કે ? તું તારી અક્કલ કાંહ વેચી આવી ?"

જેન નીચું ડોકું રાખી કાંઇ બોલી નહીં.

" એ પેલો—પેલો કાર્લટન કેવોછે ? "

" દેખાવે તો સારોછે, પણ મને એ અગાઉથીજ અકારો હતો. એ લોક ગઇ પરમ દીનેજ પાછાં આવ્યાં અને આજે સહવારના દેવલમાં ગયાં હતાં. ફુઇજી હું ઘણી ફકર કરૂંછ કે ફ્લોરા પોતાના આ પગલાં માટે ઘણી પસતાશે."

" અલબતાં. હમણાજ મેં એ છકેલી વાંદરીને જોઈ. યાદ રાખજે છોકરી, કે એ એવી પસતાશે કે બોલીયાની વાત નહીં. આવાં લગણ કોઇ કાલેબી સુખી નીવડતાં નથી. કલારીસ કાંહાંછે ? "

" હું શું જાણું, ફુઈજી."

" તું નહીં જાણે ? તારે બીજું કોણ જાણે ? "

ફુઇજીએ આએ તો હદ કીધી, કેમજે કલારીસ ઘર છોડી ગઇ ત્યારથી તેવણે તેનું નામ બાળી મુકયું હતું.

" મેં બે ચાર કાગળ એને લખ્યાં હતાં, અને બાવાજી કાંઇ બોલ્યા નહીં એટલે હું સમજી કે અવાર નવાર તેણીની ખબર રાખવામાં તેવણને કાંઈ વાંધો નહીં હશે."

"તારો બાપબી ચરી ગીયોછ. કલારીસે શું લખ્યુ હતું ?"

"કાંઇજ નહીં–તે માત્ર એટલું જણાવ્યા કરતી હતી, કે તે તદ્દન સારી પેઠેછે અને સારાં કુટુંબમાં રહેલીછે. પણ આએ વરસના જાનેવારીથી મને કાંઈજ કાગળ મળયું નથી. મેં એ કાગળ લખ્યાં તે એવાં હતાં કે તેનો જરૂર જવાબ મળવો જોઇયે, પણ છ મહીના નીકળી ગયા તોબી જવાબ આવ્યો નહીં તેથી હું ઘણી ફકર કરૂંછ."

"એ રાંડ જવાની કાંહાંછે, ઘેર શોધતી આવશે."

"નહીં ફુઇજી, એ ઘણી મમતી ને મીજાસી છે. એ કબુ નીચી પડવાની નથી. બાવાજી જાંહ સુધી બોલાવે નહીં તાંહ સુધી એ આવે એમ હું માનતી નથી."

"નહીં આવે તો ઓછી પીંડા. અંહી શું અટકી બેસવાનુંછે. વાખા પડશે ત્યારે પોતાની મેળે સમજશે. ચાલ મારી ગાડી મંગાવ."

"કેમ ફુઈજી, કાંહાં ચાલ્યાં ?"

ળી કાંહ–તારા બાપને ધરવા, ઉતાકામંદ !"



## પ્રકરણ—૩૦.

## મીસ લેથબ્રીક.

ચેસ્ની ઓકસના સુરીયાના મેહેલના દીવાનખાનામાં લાર્ડ ઓ-કબર્ન અને તેમની બેટી લેડી જેન ચેસ્ની બેઠાં છે. જુન પુરો થવા આવ્યો છે, અને ઉટીની મોહોસમ પુર બાહારમાં છે. મધરાસના ગવરનર સાહેબ પોતાના કુટુંબ અને રેસાલા સાથે અહીં પડેલા છે. ચેસ્ની ઓકસને ભાડે આપવા કાહાડેલું છે, પણ તેનું ભાડું આપે તેવો માયનો પુત હજુ પેદા પડયો નથી. જ્યારે એ બગીચો ભાડે આપવાની જાહેર ખબર ફુઇજીએ જોઇ ત્યારે તેવણ ઘણાજ ભટભટયાં, અને પોતાના ભત્રીજાના છાલછોળાં કાહાડી નાખ્યાં કે કુટુંબને એબ લગાડવાની તેની મગદુર શું. પણ કપટાનબા બી કાંઇ ખાંડયા જાય એવા ન હતા. ફુઈ ભત્રીજા વચ્ચે સારી પેઠે જબ્બાં દરાઝી ચાલી. લાર્ડ ઓકબર્નનું બોલવું વાજબી હતું. "મારી પાસે પૈસા નહીં ત્યારે એ સફેદ હાથીને માથે રાખીને શું હું અચાર ભરૂં ? ખાલી પડી રહે તો ઉલટો ભાગીને ભુકો થઇ જાય."

આ પ્રમાણે ત્યારે ચેસ્ની ઓકસ ભાડે આપવા કાહાડયો. ફુઇજીનું કાંઇ ચાલ્યું નહીં. તેવણ બરબડી ફરફ્ડીને ચાલી ગયાં. ચાલો, ગીયાં તો પીડા ગઇ એમ મન સાથ મોજ મારી ભત્રીજા મુગા બેઠા.

વાતબી ખરી હતી. અર્લ આફ ઓકબર્ન પાસે રોકડ પુંજી ઘણી થોડી હતી, પણ આગલી દલદેસરી કાંહ અને

હમણાની હાલત કાંહ ? ચેસ્ની ઓકસનું કીમતી ફરનીચર બગીચા સાથે નવા અર્લને મળ્યું નહીં, કેમકે તે મરનાર અર્લને ફુઇજીએ વાપરવા આપ્યું હતું. હવે જો ફુઇજીને જરા તાહાડાં મીઠાં રાખતે તો કદાચ તેવણુ તે એમનું એમ પોતાના ભત્રીજાને બક્ષીશ આપતે. પણ "તુને ને મને એવા મેર કે નજરે જોતાં આવે ફેર." ફુઈજીને ફાંટો આવ્યો હતો, અને તેવણે બધો સામાણુ ઊંચકી લઇ જવાનો હુકમ આપ્યો હતો.

"હું એક તસુનો તાર તારા ઘેરમાં રાખી જવાની નથી. તુને જોઇયે તો બગીચો ખાલી તારી છાતીએ બાંધ."

"તમારૂં ફરનીચર માગેછ કોણ—તમે આપો તોબી મને નહીં જોઇયે—લઇ જાઓ—બધું અબધડી લઇ જાઓ."

ફુઈ ભત્રીજા જ્યારે અઠડયાં ત્યારે આ વાત થઈ હતી. પંદર દાહાડા સુધી કલકતા, મધરાસ અને મુંબઇના પતરોમાં જાહેર ખબર આવી, પણ કોઇ ભાડુત પુછવા આવ્યું નહીં. પણ ત્યાર પછી સર જેમસ મારડન નામે એક મોટો અમલદાર તે ભાડે રાખવા તૈયાર થયો. આમન સામન બંદોબસ્ત ચાલતો હતો. હાલમાં અર્લ પોતાની બેટી સાથે તે વીશેની વાત કરતા હતા. અર્લ દુલ્લા દીલના હતા—તેવણુને ભલ ફકર હતી—દલાલબી પોતેજ—માલેકબી પોતેજ, અને કારભારીબી પોતેજ. સર જેમસ મારડનના ભાઇ કરનલ મારડન સાથ અર્લને આ કામ બાબદ એક બે મુલાકાત થઈ હતી, અને તેની બાનુ મીસીસ મારડન સાથ જેનને એ રીતે ઓળખાણ પડી હતી. જેન આ પોતાની નવી સહી સાથે

એક કોનસર્ટમાં જવાનુ નક્કી કરી આવી હતી, અને તે વીશે વાત કરતાં જેને સેહેજ બાવાજીને કહ્યું કે હવે લુસીને માટે કોઈ લાયક ગવરનેસ શોધી કાહાડવામાં આવે તો સારૂ. મીસીસ મારડને ગઇ કાલેજ એક આબરૂદાર યુરોપીયન બાનુનુ નામ ખાતરીથી સુચવ્યું હતું.

"બાવાજી, તમુને અગાઉ ઘેરમાં ગવરનેસ રહે તે ગમતું ન હતું, પણ હું ધારૂંછ કે હવે તો કાંઇ અડચણ નહીં હોશે."

બાવાજીને ગવરનેસને નામેજ, બલકે કોઇબી પારકી સ્ત્રી ઘરમાં રહે તેને નામે ધધરાને તાપ આવતી હતી, પણ હમણાં જ્યારે પાસે ચીચોડા વધ્યા હતા ત્યારે હવે તેવણુનો થોડો ઘણો વાંધો ઓછો થયો હતો.

"બાવાજી, આએ બાઇની મીસીસ મારડન ઘણી તારીફ કરેછ, તેથી જો તમુને કાંઇજ અડચણ નહીં હોય તો તેને વીશે વધારે ખબર કાહાડું."

બાવાજીએ ના તો નહીં પાડી પણ બોલ્યા, "પણ જ્યારે આપરે કલકતે જઇશું તારે લુસી સ્કુલમાં જશે તો શું છે?"

"નહીં બાવાજી, એમ કંઈ હોય, મારી નજર આગળથી એને ખસેડવા હું ઇછતી નથી. તમે જાણોછ કે માયજીના ગુજરવા પછીથી મેં એને મારી છોકરીની પેઠે પાલી છે. વળી એના વગર તમુનેબી ચેન પડે નહીં."

"ઠીક છે—તારે ગમે તેમ કર. પણ હવે એ બાબદસર ફરીથી મારૂં ભેજું દુખવતી ના."

આ વાત ચાલે છે એવામાં નોકરે આવીને ખબર આપી કે કોઈ મડમ મળવા આવ્યાં છે.

"કોણ છે?" જેને પુછ્યું.

"બાઈ, તેવણુ નામ બોલ્યાં તે મીસ લેથવીક જેવું સંભળાયું."

જેન આ નવા આવનારને મળવા બાહાર ગઇ. મીસીસ મારડને જે ગવરનેસની ભલામણુ કીધી હતી તેનું નામ! તેણીએ એને મળવા મોકલાવી હશે.

એક ઉંચી, ઘટમદાર, ગ્રહસ્થ દેખાવની સુમારે અઠાવીસ વરસની મડમ જેનને દાખલ થતાં જોઇને ખુરસી ઉપરથી બેઠેલી ઉભી થઇ. કપડાં સાદાં હતાં, પણુ રીતભાત, આંખ, બોલવાની ધપ સઘળું લેડીને છાજતું હતું. જેન નમી અને વીચારવા લાગી કે રખે તે કાંઇ ચુક કરતી હોય, પણુ મીસ લેથવીક ગવરનેસજ હતી.

"લેડી જેન, મને મીસીસ મારડને ખબર આપી કે મારે વીશે તેવણે તમારી સાથ વાત કીધી છે તેથી હું તુરત આવી કે રખે તમે કાંઇ બીજો બંદોબસ્ત કરી દેઓ."

"તમે કાંહાં રહોછો?"

"જી, હું જબલપોરમાં એક પાદરીની છોકરી છેઉં. મારૂં ખાનદાન આબરૂદાર છે, પણુ અમારા બાવાથી અમો સઘળાનું પુરૂં થતું નથી તેથી અમોને નોકરી કરીને પુરૂં કરવું પડે છે."

"તમુને ફ્રેંચ આવડેછ?"

"હાજી, ફ્રેચ, જરમન, રૂશીયન અને ઈટાલીયન ભાશાઓ જાણુંછ."

"તમે તમારી હાલની નોકરી શું કરવા છોડોછ ?"

"જી, મારાંમાં ઘણી તાકાત નથી તેથી તાંહનું કામ મારેથી બની શકતું નથી. હમણા પાંચ છોકરાંઓને મને શીખવવું પડેછ તેથી મારેથી તકાતું નથી."

"મીસ લેથવીક, કદાચ તમે ઘણા મોટા દરમાયાની વકી રાખતાં હશો."

મીસ લેથવીક સેજ અચકી પછી બોલી "જી, મને સારાં ઘેરની જેટલી આશા છે તેટલી પગારની નથી. હાલ મને દર માસે હેંસી રૂપયા મલેછ, પણ તમારે ત્યાં ફકત એકજ જણને સીખવવાનું છે એટલે જે તમુને વાજબી લાગે તે આપશો તે હું ખુશીથી કબુલ કરીશ. હમણા રાતના બાર વાગતા સુધી મને કામ કરવું પડેછ, તેમ જો ચાલયા કરે તો મારી તબીયત વધારે બગડે એમ મને લાગેછ."

અલબત જેનના ઘેરમાં એવું કાંઈ હતું નહીં તેથી દર માસે ૩૭૫ ના પગારે મીસ લેથવીકની નેમણુક થઇ. મીસ લેથવીક ગઇ કે મીસીસ મારડન આવ્યાં. અલબતે પેહેલીજ વાત મીસ લેથવીક માટે નીકલી. જેન બોલી "મને તો ઘણી સારી લાગેછ, અજબ છે કે તમે પોતે તમારાં છોકરાંને સારૂં એને નહીં રાખી ?"

"મારે તાંહ હમણા છે તેબી ચાલેછ. બધાંમાં જરા જરા ખામી તો હોયજ તો. મારે તાંહ છે તેનું નામ મીસ જોનસ.

તે છેતો ગરીબ પણ મજુશીકમાં જરા કાચી છે. તમારી મીસ લેથવીક તો પીઆનો નરી ઇટાલીયન બાજુની કાની વજાડેછ."

"એ મીસ જોનસને કાંહથી તમે લાયાં ?"

"એ તો અમુને સીમલામાં મલી. પોતાના સગાં વાહાલાંઓને વાસતે કોઇ દાહાડે એક બોલ બોલતી નથી. મેં એક દાહાડે હસતાં હસતાં એમબી કહયું કે તારૂં ખરૂં નામ જોનસ નહીં હોય. તેણીએ જવાબ દીધો કે તેણીના કુટુંબમાં ચોકસ પંચાતી થવાને લીધે તે પોતાની હકીકત કેહવાને રાજી નથી. ગમે તેમ હોય પણ એ એવી દેખાવલી, સુઘડ અને ગરીબ છે કે મને ઘણી ગમેછ."

મીસીસ મારડનના આ શબદોએ જેનના પેટમાં એક નવો જઘડો જગાડયો. આહ! આએ મીસ જોનસ છુપે નામે તેની બેહેન કલારીસ તો ન હોય ?

"એ મીસ જોનસ કેવી છે, જુવાન કે ઘરડી કે—

"જુવાન છે—એવી મજાની સીધી સોટા જેવી છે, ને એવી સોવામણી છે કે મારા છોકરાઓ જો ઉમરના પુગેલા હોય તો હું ઘેરમાં રાખુંબી નહીં."

"તે તમારે તાંહ કેટલું થયું છે ?"

"બે વરસ થવા આયાં—પણ એટલું ખતી ખતીને પુછવાનું કંઇ કારણ ?"

બધી વાત બરાબર મળતી આવતી હતી. કલારીસને ઘર છોડી જવાનેબી બે વરસ બરાબર થવા આવ્યાં.

"મીસીસ મારડન, મને પુછવાનો કંઈ સબબ છે. એનું પેહેલું નામ કાંઇ તમુને ખબર છે ?"

"નહીં–બરાબર ખબર તો નથી, પણ પગાર લેછ ત્યારે રસીબ ઊપર C જોનસ કરી સહી કરેછ."

"આહ ! તારે કલારીસ કાંય નહીં હોય, એજ–એજ–"

"અરે પણ છે શું તે હું તો જાણું."

"હું એક જુવાન મોટાં ખાનદાનની છોકરીની શોધમાં છેઉં, જે બે વરસ ઉપર ઘર છોડીને ગવરનેસ દાખલ બાહાર ગઇ. છે. હમે તેને શોધી કાહાડવાને ઇંતેજાર છૈયે. હું ધારૂંછ કે તમારી મીસ જોનસ તે એજ છે. પોતાનાં કુટુંબને રાજી રાખવા તેણીએ પોતાનુ નામ ફેરવ્યું છે. જો તમુને કાંઇ અડચણ નહી હોય તો આએ મીસ જોનસને મને દેખાડશો–તો પછી બધી વાત હું તમુને કેહવશ."

"ખુશી સાથે–ચાલોની હમણાજ, મારી ગાડી નીચે ઉભીછ તેમાં તમે મારી સાથ મારે ઘેર આવો તો હું કંઈ બાહાણે મીસ જોનસને બોલાવશ ને ત્યાર પછી આપણે કાનસરટમાં જઇશું."

જેનને ફરીથી કેહવું પડે શું કામ. તે ઝટ તૈયાર થઈ રખે બાવાજી જાણે તો વાંધો લે એવી તેના પેટમાં બીક હતી પણ રખડતી કલારીસની ન ધારેલી લાંબી ચુપકીદીથી હવે તે ઘભરાવા લાગી હતી. તે લોકના ચહડતા દાહાડાની કલારીસને ખબર તો પડેલી હોવી જોઇયે ત્યારે તે લખતી કેમ નથી ?

મીસીસ મારડન અને જેન પેહેલીને ઘર ગયાં. ડ્રાઇંગ રૂમમાં બેઠા પછી મીસીસ મારડન એક જુવાન બાનુને લઇ

દાખલ થયાં. આ વાર જેનની છાતી ઉંચક મુક થતી હતી. પોતાની બેહેનને વળગી પડવાની ભર આશામાં તે ઉભી થઈ.

"લેડી જેન, આ રહયાં મીસ જોનસ."

નાશીપાસી! મીસ જોનસ ઘણી સોવામણી અને ખાસ્સી સોટા જેવી હતી ખરી, પણ કલારીસ કાંહ ને તે કાંહ? પેહેલાં તો જેનથી બોલાયું નહીં પણ પછી જરા દમ ખાઈ બોલી.

"માફ કરજો હું, મીસીસ મારડન, મેં તમને નકામી તસદી આપી. જે બાઇની શોધમાં હુ છું તે એવણ નહીં. મીસ જોનસ—મારી એક સહી કઇ મુદત થઇ ગુમ થઇ ગયલી છે તેની શોધમાં હું છું. મીસીસ મારડનનાં બોલવા પરથી હું એમ સમજી કે તમે તેવણ હશો, પણ હું નાશીપાસ થઇછુ."

અંહી વાત ખલાસ થઇ. ગરીબ બચારી જેનનો ઘભરાટ ઓછો થયો નહી. તે જાણે બાવરી જેવી બની ગઈ હતી.

"હું જોઉંછ કે તમે નાશીપાસ થઈ ગયાંછ." મીસીસ મારડને ગાડીમાં બેસતાં દીલાસો દીધો.

"હા, જરા તેમ છે ખરૂં."

"કાંઈ નહીં, કાનસરટ એવો સરસ છે કે બધું વીસરી જશો."

અને વાતબી ખરી, કાનસરટ એવો નાદર હતો, કે જેન-નું ·ધક ધ્યાન સઘળું તેમાં પેસી ગયું. કાનસરટમાં એક ગ્રહસથે ગીતાર એવી તો સરસ વગાડી, કે તેની મોજમાં જેન કલારીસનેબી ભુલી ગઇ. તેણીના મનમાં બસ એજ વાત ભમ્યા કીધી કે કંઇબી કરીને લુસીને ગીતાર શીખાડવી.

બહાર નીકળતાં મીસ લેથવીક સામે મળી. જેને તુરત પુછયું "મીસ લેથવીક, મીસ લેથવીક, તમુને ગીતાર આવડેછ કે ?"

"હાજી, જેવું તેવું આવડેછ ખરૂં—ઘણા વરસ થયાં આંગલાં ચાલયાં નથી."

આટલી વાતચીત ચાલવા પછી તેઓ છુટાં પડયાં. જેનનો બંગલો આગળજ હતો. તે રસ્તામાં ચાલતી હતી પણ તેનું ધક ધ્યાન હજાર ચીજમાં હતું.

---

## પ્રકરણ—૩૧.

## ગુમ થયલી બોંહે.

પોતાના સુંદર દીવાનખાનામાં ડાકટર કાર્લેટન એક આરસી આગળ ઉભો હતો. ઘરાકોમાં ફરીને તેવણ તુરતનાજ બહારથી આવ્યા હતા અને ધણીયાણીને માળપર મલવાની ઉમેદમાં હતા. પણ ફ્લોરા ત્યાં હતી નહીં. ડાકટરે ચંગ વગાડયો અને નવી આયા આવીને ઉભી.

"તારાં બાઈ ઘરમાં નથી ?"

"નહીં જી, તેવણ વીઝીટ કરવા સાંહાંજના ત્રણ વાગતે બહાર ગયાં."

"પગે ચાલતાં ?"

"નહીં જી, ગરીન કુા૦ને તાંહથી ગાડી જોડાવી મંગાવી."

આયા તો ગઇ અને કાર્લેટન બારીએ ઊભા રહી વાટ જોવા લાગ્યા. તેના કપાલ ઉપર વીચારની કરચળી ફરી વળેલી હતી. બે ચાર વાર તેના માથામાં વીચાર ઉતપન થયો હતો, કે જો પૈસાની ઠેલીની લગામ તાણીને બાંધી નથી રાખી તો મોડે વેહેલે બાર વાગી જવાના છે. ફ્લોરા તો પૈસા કાંકડાની કાની ઉડાવતી હતી, અને ડાકટરને હવે છુપી રીતે સરવાળા કરતાં ધસકો પડવા માંડયો હતો. ગરીન કુ૦ને તાંહથી બે ઘોડાની ગાડી મંગાવવી એટલે દર વેળાના દસ રૂપયા પડતા હતા, અને મહીનામાં પંદર વીસવાર ગાડી આવતી એટલે દોહોડસો બસોની ઉઠી જતી હતી. જરા સરખું ચાલવાને સારૂં બે ઘોડાની ગાડી શું કામ જોઇયે. પણ ફ્લોરા એક ઘોડાની ગાડીમાં બેસવાને સાફ ના પાડતી. જયાં સુધી તે એક સાધારણ કેપટનની છોકરી હતી ત્યાં સુધી તો સમજ્યા, પણ હવે તે અર્લની છોકરી એટલે ચાલતી જાય! અગાઉના જેવો મામલો હતે તો લાહોર તેણીને કદાચ કોહું આપવાનાબી અખાડા કરતે, પણ "લેડી ફ્લોરા" અને સાધારણ ફ્લોરામાં ઘણો ફેર હતો. સઘળું લોક તેણીની મુલાકાત લેવાને દોડી આવ્યું હતું; સર્વે કોઈ ડાકટર કાર્લેટનને મોટો નશીબવાન ગણતું હતું. ટુકમાં લેડી ફ્લોરાની તો ફાસીન હતી. તે જેમ કપડાં અને ફાસીન કાહાડતી તેમ સઘળાં નકલ કરતાં.

પણ ફાસીનવાળું કાંઇ અમથું થવાયછ? ફાસીનવાળી બાઇના ધણીની ખાલ ઘસાઈ જાયછ તેનું કેમ? કીમતી ડ્રેસો અને ધમધમ કરતા ઘોડા કાંઇ મોહ માગ્યા આવતા

નથી. તેમાં મી ફ્લોરાને હાથે તો કાણું હતું, પણ ચાંઇના મારેલા કાર્લેટનથી બોલાય તેવું ન હતું. એતો હાથે જાતે વસાવી લાવેલા તે વળી ભોગવવાનુંજ તો. કાર્લેટને ફ્લોરાને તો કાંઇ કહયું નહીં, પણ જ્યારે પૈસાની તાણ પડવા લાગી ત્યારે થોડુંક નાણું મંગાવવા માટે પોતાના બાપને કલકતે લખ્યું. તેને કાંઇ રોકડ રકમ જોઇતી ન હતી પણ વરસ દાહાડે કાંઈ અમુક રકમ મળે એવી તેણે માંગણી કરી હતી. તેણે પોતાના બાપને લખ્યું હતું કે "મારી ધણીયાણી કોઇ સાધારણ પુરૂષ નથી પણ એક ઉમરાવની બેટી છે અને તેણીને રેહેવા કરવા માટે એક સાધારણ સ્ત્રી કરતાં વધારે ખરચ થાય."

આ કાગળનો ડાકટર કાર્લેટન રોજ ઉતરની વાટ જોતો હતો. પોતાની શાદીનો સવીસતર હેવાલ તેણે પોતાના બાપ ઉપર લખ્યો હતો, પણ બાવાજી તો સસાકા તીન પાંઉ કરી ગયા હતા અને કાગળની પોંહોંચ વઠીક કબુલ કરી ન હતી. આખરે કાયર થઇને દીકરાએ ત્રીજું કાગળ ઘણું ઓજર ખવાઈથી લખ્યું હતું અને તેની ખાત્રી હતી કે આનો જવાબ તો આવવોજ જોઇયે.

દીકરાને ઝાઝું ખોટી થવું નહીં પડયું. તે ડ્રાઇંગ રૂમમાં બારીએ ઉભો હતો એવામાં ટપાલનો સીપાઈ આવ્યો અને કોઠળામાંથી કાગળ સોધી કાહાડીને સામું ધરયું. ડાકટરે તુરત પોતાના બાપના અક્ષર ઓળખ્યા. તે આ કાગળ ઉખેડીને વાંચવા ઘણો ઇતેજાર હતો, પણ સામેથી પોલીસ ઇનસપેકટર મી૦ મેડલર આવીને ઉભો.

ડાકટર કાર્લટન મનથી વીચારવા લાગ્યો કે વળી શું પીડા છે. હજુ આ બલાગત પતી નથી ?

મી૦ મેડલરે મીસીસ કેનના મોહોતની ખોળ ઘણી કરી હતી પણ કાંઇજ ફાવ્યો ન હતો.

"ડાકટર કાર્લટન, એક ગરીબ ઓરત માથાંથી તદન ગઇછ તેને મેડ હાઉસમાં લઇ જવા સારૂં સરટીફીકેટ આપશો ? ડાકટર જાન ગ્રે તમારી સાથે સહી કરશે. અંહી પાસેજ છે."

"ઠીક છે. પણ માથાંથી કેમ ગેઇ ?"

"કોણ જાણે સાહેબ, પણ ડાકટર જાન ગ્રે કેહેછ કે ઘણા વરસ અગાઉથી તેને દેવાનશાળામાં મુકી હતી. સાંહાંજના આવશો સાહેબ ?"

"હા ઠીક છે."

"પેલી વાત તો જેમની તેમ રેહી ગેઇ."

"કેઇ વાત ?"

"પેલી, મીસીસ કેનના મોહોત સંબંધી. મને લાગેછ કે એ ચોર કોઇ દાહાડે પકડાવાનો નથી. મોહોકાન એ થઈ કે પેહેલાંથીજ એની બરાબર ખોળ થઇ નહીં."

"તારે તમે એ ખોળ છોડી દીધી કે ?"

"હાજી, હવે એ મુએલા ઘોડાને ફટકાવ્યામાં ફાયદો શું ? પણ યાદ રાખજો સાહેબ કે, કોઇ દહાડે કાંઇબી વધારે જણાશે."

ડાકટરે ડોકું હલાવ્યું અને ત્યાં વાત પુરી થવાથી ઇનસપેકટર સલામ કરીને ચાલી ગયો. ડાકટર કાર્લટને ટપાલમાં

આવેલું કાગળ વાંચવા માંડયું અને તેને કપાલે કરચલી ચહ-ડવા લાગી. તેની સાથે આપણેબી વાંચયે.

**પ્યારા લુઈસ**—મેહેરબાની કરો ભીખ માગવાના બીજાં કાગળો મને લખતો ના, કેમજે તુ જાણેછ કે તે મને પસંદ નથી. તું લખેછ કે મેં તુને પરણવાની સલાહ આપી. હા તેમ છે તો ખરૂં, પણ મેં તુને ઉમરાવની છોકરી સાથ પર-ણવાની સલાહ આપી ન હતી અને તું એવો મુરખ બનશે એમ મેં ધારયું ન હતું. આવા કઢંગાં લગણથી હમેશ કંગાળીયત પેદા થાય છે તે તુ પછવાડેથી જોશે. તુંને એક પૈબી આપવાનો મારો વીચાર નથી, અને મારી પછીબા તુને કાંઇ આપવું કે નહીં તેના વીચારમાં હું છેઉં. મારી તબી-યત સારી છે, અને બીજા દસ બાર વરસ તો ધાડ આવે તેવું નથી.

લા૦ જે. કાલર્ટન.

ડાકટર કાર્લેટને આ કાગળ વાંચીને કચડી ભચડી નાખ્યું.

"એ મુવો બાપનો થતો. બચગીથીજ મને એ પ્રમાણે રડાવેછ. ચાલો—જેમ તેમ ચલાવશું, પણ ફ્લોરાને તો ઓછું પડવા નહીં દેઊં—એને એક શબ્દ કેહેતાં તો મારૂ નાક કપાઈ જાય."

એવામાં ફ્લોરાની ગાડી આવીને દરવાજા આગળ ઉભી. કાર્લેટન તુરત દોડી ગયો અને ધણીયાંણીને ઉતારી.

"ફ્લોરા, હું જાણું કે તુ નાહાસી ગેઈ !"

"લુઇસ, તું શું ધારેછ, હું કાંહ ગેઇ હોવસ ?"

"ખોદા જાણે !"

"હું બાવાજીનો જુનો બંગલો જોઇ આવી. મારો સુવાનો ઓરડો જોવાનો મારો જીવ ભરાઇ રહયો હતો. બધુ ઘેર એમનું એમ ભરેલું છે. મારો કોચ, મારી કબટ સઉ બધું જેમનું તેમ છે."

"ઠીક, તારે તો—આજે બે બુક વધારે ખાશે."

'અરે, પણ ખાવા બેટી કોણ થવાનું છે. આજે રાતના મીસીસ ન્યુબરીને તાંહ નાહાની પાર્ટી છે. એની ભાણેજો રેહેવા આવી તેઓને મળવા હું તો જવાની છેઉં. તું બી આવજેની."

"નહીં—હું તુને મુકી આવશ, ને પછી રાતના પાછો લેવા આવશ—મને આજે મારાં ઘરાકોમાં જવું છે."

પણ સાંભળે કોણુની બલા. ફ્લોરાનું ધક ધ્યાન પાર્ટીમાં કીયો ડ્રેસ પેહેરવો તેમાં ભરાયું હતું. તે સુવાના ઓરડામાં દોડી. ખાણા ખેંચી કાહાડીને ડ્રેસો એમ તેમ ઉથલ પાથલ કરી નાખ્યા. "હું ધારૂંછ કે આએ ફ્રેંચ ગાજનો ડ્રેસ ઠીક લાગશે. એને નેટની બોંહે લગાડું તો મજાનો ડીપશે, પણ મેં એ નેટવાળી બોંહે કાંહ મુકીછ ?"

ફ્લોરાએ ખુણે ખુણા શોધ્યાં પણ બોંહે જડી નહીં. "આયા—આયા—અત્તર ઘડી અહીં આવ." મેમ સાબનો મીજાજ પોતાના બાપનીજ પેઠે ઘણો નાપાક હતો તેથી આયા દમ બાંધીને દોડી આવી. જોય શું કે બધું અરડાઈને પડેલું છે.

"કેમ, રાંડ નાપાક, ધુનેહગાર, મારી નેટની બોંહે કાંહાં છે?"

"કેઇ નેટની બોંહે મેમ સાબ?"

"અં—ચોટટી બીલારી! કેઇ? તુ જાણુતી નહીં કે? મેં તુને સો વખત કહયું હોસે કે એ બોંહે ઘણી કીમતી છે તેથી બરાબર ઘડી કરીને કપડાંમાં વીટાળીને મુકવી—હવે સુધ ઠેકાણે આવી?"

"હા મેમ સાબ, તે ખાણુામાંજ છે."

"નથી, યુ ગધ્ધા"

"પણ હોય નહીં તો શું હું ગળી ગેઇ?" આયાનો મીજાજબી બાઇના કરતાં ચાર ચાસની સરસ હતો.

"અત્તર ઘડી સોધી કાહાડ."

આયાએ હળવે હળવે ખાણું ખાલી કરવા માંડયું પણ ફ્લોરાની ધીરજ રહી નહીં. તેણીએ ખાણું સબર ડબર ખેંચી કાહાડીયું અને ભોંય ઉપર ઊંધું વાળીને ખાલી કીધું. ખાણુાને તળીએ પાંથરેલાં કાગળ વઠીક હવામાં ઉડવા લાગ્યાં.

'ચાલ તારી આંખ ફોડીને જો કે બોંહે આએ ખાણુામાં કાંહાં છે."

આયાના તો ગળી ગયાં હતાં પણ શું કરે. તેણીએ આસતે આસતે કપડાં પાછાં ગોઠવવા માંડયાં અને ફ્લોરા કમરે હાથ દઇને તમાસો જોતી ઊભી.

"કેમ—ખાનામાં છે કે? બોલની હવે!

" બાઇ હું શું જાણું—મેં તો બધું આએ ખાનામાં રચીને મુકયું હતું." આયાએ સઘળું પાછું ગોઠવ્યું અને સેવટે એક રેસમી સકારફ બાકી રહ્યો હતો તેની સાથે વળગેલી એક નાહાની કાગળની કાપલી ફ્લોરાના જોવામાં આવી. સેજ ઉંચકીને જોયછ તો ઓ ? કલારીસના અક્ષર !

ફ્લોરા પોતાનો ગુસ્સો, નેટની બોંહે બધું ભુલી ગઈ. પેલી કાપલી હાથમાં પકડી તે ખુરશી ઉપર બેસી ગઇ. આ કાપલી એક કાગળનો મથાલાંનો ભાગ હતો તે ઉપર કલકતાની ૨૮ મી ફેબરવારીની તારીખ હતી અને જેનને લખેલો હતો.

" જેનબી આવી ખંધી હે ! મને ધસીને ના કહ્યું કે જાનેવારી મહીનાથી કલારીસનું કાગળ આવ્યુંજ નથી ને આએ તારે શું ?"

જેન કોઇ કાળે જુઠું તો બોલે નહીં તારે આએ કેમ બને. ફ્લોરાએ ઘણીવાર વીચાર કીધો.

" એમ કાંઇ વાત છુપી રેહ. હું આએ કાગળની કાપ-લી ઠાવી રેહવા દેવસ અને જયારે જેન મલશે ત્યારે તેને દેખાડીને ખશીયાણી પાડશ."

પાછું ફરી જોયછ તો આયા હાથમાં પેલી નેટની બોંહે લેઇને આવતી જણાઇ.

"બાઇ તમારા સફેદ ડ્રેસમાં ઘડી વાળીને મુકેલી હતી. એ ડ્રેસતો મેં આજે પેહેલ વેહેલો જોયો." ડ્રેસ ઉપર તે કેમ ટાંકવી તે બતાવીને ફ્લોરાએ તેને રવાના કીધી કે

ડાકટર કાર્લેટનના પગલાં ઉપર આવતાં સંભળાયાં. ફ્લોરાએ પેલું કાગળયું ઝડપમાં ખાનામાં ખોસી દીધું. વાંચનાર પુછશે કે કાંય? કોણ જાણે શા કારણથી ફ્લોરાએ પોતાની ગુમ થયલી બેહેન કલારીસ વીશેની વાત કાર્લેટન આગળ કોઇવાર કહાડી ન હતી. આવી એક બેહેન ગવરનેસ તરીકે ચાકરડીની પેઠે બહાર કામ કરે છે એમ કાર્લેટનને કેહેતાં તેણીને શરમ લાગતી હતી. જે દાહાડે હશે તે દાહાડે જણાશે એવા ખ્યાલથી તેણીએ કલારીસનું નામ વડીક કેઇ દાહાડે મોહ ઉપર લીધું ન હતું, અને એવે નામની ફ્લોરાની બેહેન છે એવું કાર્લેટનના સ્વપનામાંબી ન હતું.

આયના બોહે ટાંકી લાવી તેવોજ ડ્રેસ ફ્લોરાએ લટકાવ્યો. તે ખરેખર રૂપાળી લાગતી હતી. તેણીએ પોતાના બાલ છોડી નાખીને ખભા ઉપર લટકતા નાખ્યા હતા. આરસીમાં દસ હજાર વાર જોઇને તે નીચે જમવા ઉતરી.

---

## પ્રકરણ—૩૨.

## નવી ગવરનેસ.

વાંચનારને જણાવવાની જરૂર છે કે લોર્ડ ઓકબર્નનું આખું કુટુંબ ઉટીથી નીકળેલું કલકતે ડેલહાઉસી સ્કેવરમાં એક કુસાદે બંગલામાં જઇ વસ્યું હતું. આ બંગલાના દીવાનખાનામાં જેન બેસીને પોતાના બાવાને સારૂ ગલેબંધ ગુંઠતી હતી. તેણીના મગજમાંથી હજારો વીચાર પસાર થઇ જતા

હતા. નવી ગવરનેસ ચાલશે કે નહીં તેનો સંદેહ તેણીના મનમાં ઊભો થયો હતો. આ ગવરનેસ મીસ લેથવીક દસ દહાડા થયા પોતાના નવા ઓદ્ધા ઊપર આવી રહી હતી. વળી ગુમ થયલી કલારીસની બાબત બાવાની સાથે કાંઈબી કરીને તકરાર કરવાનો આજે જેનનો પક્કો વીચાર હતો. બાવાજી સામેની ખુરશી ઉપર બેસીને ન્યુસપેપર વાંચતા હતા, પણ વાત છેડવી કેમ?

આખરે હીંમત ધરી જેન બોલી "બાવાજી, તમોને શું લાગેછ? મીસ લેથવીક આપના ઘરમાં ચાલશે?"

"ચાલશે નહીં તો શું છે? તેણીને શું કુતરાએ કરડી?" અર્લે ઉતર દીધો.

"મને લાગેછ કે એ જરા મીજાજી છે ને જરા સારા ખાનદાનની હોવાથી મગજમાં ફાંકો ઘણો છે" જેને વધારયું.

"વારૂં, છે તો તેમાં તારૂં શું ગયું?"

"ગયું તો કાંઈ નહીં, પણ તમે જોયું હશે કે ઘરમાં જાણે એ શેઠાણી હોય તેમ વરતેછ. કોઈબી મળવા ભેટવા આવેછ ત્યારે જાણે ઘરનીજ છોકરી હોય તેમ તે લોક સાથે ખીખી ખાખા કરેછ; આપરે તો જાણે વટાવમાંજ ગયાં."

"તેમ હોય તો તેને ઓરડામાંથી જવા કહે."

બાવાજી, તે બોલવું સહેલું છે, પણ મીસ લેથવીક એવો તોર રાખેછ કે તેણીને અટકાવવાની મારી હીંમત ચાલતી નથી. ઘેરમાં જાણે એ મણ વડી બેહેન હોય તેમ બધો કારભાર છે. વળી તમારી સાથે વાત કરતાં કેવી હસી હસીને

જાણે કેટલાંએક વરસની અતલગની દોસ્તી હોય તેમ વાત કરેછ."

"અંહ ! એ છેબી ખાસી સોટા જેવી ને વળી બઈરાંઓનુ હંબગ એનામાં નથી."

"ગમે તે હોય, બાવાજી, પણ મને તો ગમતી નથી."

"ગમતી નથી તો કાહાડી મુક."

"લ્યુસીની ગવરનેસ તરીકે તો એ ઘણી સરસ છે. એનું શીખવવાનું, વાતચાતના ધપ, બધું જેવું જોઇયે તેવુંજ છે."

"તેમ છે ત્યારે રહેવા દે. બધું સારૂં હોય ને જરા ભપકો રાખતી હોય તો તેનો શું મુજાકો છે. વાતમાં કાંઇ દમ નથી."

જેન મુગી થઇ ગઇ. લાર્ડ ઓકબર્ન પાછું પોતાનું ન્યુસપેપર વાંચવા પડયા. થોડી પલમાં કાઈબી નોટીસ આપવા વગર તેવણ બોલી ઉઠયા

"કલારીસને વાસ્તે શું કીધું ?"

આ અચબુચ વળાણુથી જેન એટલી તો ચમકી કે તેણીના આંગળાંમાં સોય ભોકાઇ ગઇ. વળી એ શું ધર્તીકંપ ! તે હમણાજ એ વાત કહાડવાની હતી તેવામાં બાવાજી પોતેજ બોલી ઉઠયા. અચરતાને મારે જેનનું મોહ લાલચોળ થઇ ગયું.

"બાવાજી, તમારો હોકમ હોયતો હું કલારીસની ખબર કાહાડું ?"

"અલબત."

"હું તો કાંઈ મુદત થઇ તેમ કરવાને ઇંતેજાર હતી, અને તમારી સાથે વાત કરવાનો મેં ઠેરાવજ કીધો હતો. હવે તો બાવાજી, કલારીસ આપણી સાથે આવી રહેતો સારૂં."

"અલબત—અલબત—લેડી કલારીસ ચેરની કોઇ ભાભર-ભુજાના ઘરમાં ગવરનેસ દાખલ હકેલા ખાય એ મોટી શરમની વાત છે."

"ખરી વાત છે. મારૂં તો અસલથીજ એ મત છે, પણ એક વખત મેં જ્યારે એ વાત તમારી આગળ કહાડી ત્યારે તમે કહેજે પોતાની મેળે ઠેકાણે આવશે."

"ખરી વાત છે લેડી જેન સાહેબ, પણ એ ઠેકાણે નહીં આવી ત્યારે આપણે આવ્યે કેની ?"

"બાવાજી, એમતો નહીં હોય કે આપણી સ્તીથીમાં ફેરફાર થયોછ તેની તેને ખબર નહીં પડી હોય ! બનવાજોગ તો નથી, પણ વખતે હોયમી."

"છટ, છટ, ગવરનેસ રહી હશેં તે તો સારા કુટુંબમાંજ હશે ને ત્યાં કંઇ એ વાતની ખબર પડ્યા વગર રહે ? એ રાંડ બડી બોંહોસીલી છે અને આપણા બોલાવવા જવાની વાટ જોય છે."

"હા, બાવાજી, એમજ હશે. એ બોંહોસીલી તો હતી આપણી ફ્લોરા——"

"આપણી કોણ ?" બાવાજીએ મોટા ડોળા કાહાડી ભોંયપર લાકડી ઠોકી. ફ્લોરાનું નામ ઘરમાં લેવાની સખત મનાઇ હતી તે વાત જેન ભુલી ગઇ હતી. અલે તો લીલાને પીલા થઇ ગય, એવણ્ને છાજતી બાષા બોલવા પડી ગયા.

" ખબરદાર છોકરી, ફરીથી એનું નામ તારે મારી આગળ લેવું નહીં. એણે મારૂં ઘર છોડીને પોતે પોતાનું ઘર પસંદ કીધું છે તો હવે એ ત્યાંજ રહે, સાંભળ કલારીસનો ગુનાહ એના કરતાં ઓછો હતો અને તે માફ થઈ શકે એવો છે. એ કાંહાં છે ? "

" કોણ જાણે બાવા, મને ખબર નથી."

" શું ? ખબર નથી ? " તેં મને એમ નહીં કહ્યું હતું કે કલારીસ તારા ઉપર કાગળ પત્ર લખેછ ? "

" તે ખરૂં બાવાજી, પણ આજ છ મહીના થયા કાંઈજ કાગળ પત્ર આવ્યું નથી. તે અહીં છેલ્લી કલકતામાંજ કોઇને ત્યાં ચાકરી હતી. હું જો જરા તજવીજ કરીશ તો એના પત્તો શોધી કાહાડીશ. અહીં એક લાઇબ્રેરી છે તેની કેરમાં હું કલારીસના કાગળો મોકલતી હતી. મારી ખાતરી છે કે જો હું ખબર કાહાડીશ તો જરૂર ઠેકાણું મળશે."

" ઠીક છે ત્યારે હમણાજ જા—કપડાં પહેરતાં રાત પડશે કે ? ચાલ જા, ઉઠ જલદી, કાંહાંછે ? હજી તો અહીંની અહીં છે."

લાર્ડ ઓકબર્ને દોડાદોડ કરી મુકી ઘંટ વજાડી માણસને બોલાવ્યો ને ગાડી જોડવાને હુકમ આપ્યો. જેન ખુશી થતી ઉઠી. તેણીની આંખમાં હરખના આંસુ ભરાઇ ગયાં હતાં. જેનની મરજી એવી હતી કે કલારીસને ગુપચુપ લઈ આવવી. પણ બાવાજી એકથી બીજા થયા નહીં. તેવણુ જીદ લઇ બેઠા કે કલારીસને ઠાઠ માઠથી બે ઘોડાની ગાડીમાં બેડી કલારીસ ચેરની દાખલ લઇ આવવી.

જેને ધણીબી તકરાર કીધી પણ ફોકટ.

" જો બાવાજી જરા વીચાર કરો, કદાચ કલારીસ મારી સાથે તુર્તા તુરત આવી નહીં શકે. વખતે તેણીને એક મહીનાની નોટીસ આપવી પડશે ત્યારે ? "

જેનની આ સુચનાથી અલ્લે તો પાછા છીંકી પડયા " શું બોલી ? નોટીસ ! લેડી કલારીસ ચેઃની નોટીસ આપે ? કોણ ગધેડાએ ખાંડ ખાધીછ કે તેની પાસે નોટીસ માગે ! જા જઈને મારૂં નામ કહે."

" બાવાજી, જે લોકોએ લાયકી કરી કલારીસને આટલી મુદત સુધી રાખી તે લોક તરફ આપરેબી તો જરા લાયકી બતાવવી જોઇયે. કદાચ તે લોક પોતાની રાજી ખુશીથી તેને જવા દીએ પણ આપરેથી જબરજસ્તી થઇ શકે નહીં."

" બસ, બસ, બસ, તારી ફીલસુફી મને જોઇતી નથી, કલારીસને અતર ઘડી અહીં લઇ આવ." બાવાજીને એક વખત મોહોડું છુટયું અટલે પછી ધરયા ધરાય શાના ? " બસ લઇ આવ, બસ લઇ આવ."

જેન શું જવાબ આપે ? તે પોતાના ઓરડામાં ગઇ અને કપડાં પેહરીને તૈયાર થઇ. બહાર દરવાજા આગળ ગાડી ઉભીજ હતી. આ ગાડાનો ઠાઠમાઠ ઓર હતો. એસ્કી પોશાકવાલા સઇસો, ઠમઠમ કરતા ઘોડા અને રૂપેરી હારનેસથી મોહોલો ગાજી રહ્યો હતો. આવા ઠાઠ માઠ સાથે કલારીસના શેઠ શેઠાણીને ત્યાં લેવા જવાને જેનને ઘણી ઓસક લાગતી હતી, પણ બાવાજીના હુકમ આગળ બધું રદ હતું.

જે લાઇબ્રેરીની ફેરમાં કલારીસના કાગળો જતાં હતાં તે લાઇબ્રેરી શોધી કાહાડવાને જેનને ઝાઝી મેહેનત પડી નહીં, પણ મુશ્કેલી તો બીજી હતી. શું નામે પોતાની બેહેનની ખબર કહાડવી. કલારીસે પોતાનું નામ છુપાવીને બદલયું હોય તો! કલારીસે લખ્યું હતું કે સઘળાં કાગજો મીસ ચેસ્નીને નામે મોકલવાં, પણ વધુ એમ જણાવ્યું હતું કે મે મારૂં નામ તદ્દન ભલતુંજ રાખેલું છે. જેન લાઈબ્રેરીમાં દાખલ થઈ.

"મેહેરબાની કરી કહેશો કે ચેસ્ની નામની એક જુવાન બાનું જે એક કુટુંબમાં ગવરનેસ છે, તે કાહાં રહે છે?"

"ચેસ્ની? ચેસ્ની?" જરા વાર વીચાર કરીને લાઇબ્રેરીયન બોલ્યો. "નહી બાઇ એવાં નામની મને તો કાંઈ ખબર નથી."

જેન જરા વાર વીચાર કરીને બોલી "થોડાં કાગજો અવાર નવાર મીસ ચેસ્નીને સરનામે આ લાઇબ્રેરીની ફેરમાં આવતાં હતાં. હું ધારૂં છું કે એક જુવાન બાઈ પોતેજ તે કાગળો આવીને લઇ જતી હતી."

"હા, હા, હવે હું સમજયો. ચેસ્નીને નામના કાગજો આવતાં હતાં ખરાં, પણ તે લેવા તો મીસ બોશાં આવતી હતી."

બુશોં! હવે સઘળો ભેદ ખુલ્લો થઇ ગયો, કલારીસનું આખું ખરૂં નામ કલારીસ બુશોં ચેસ્ની કરી હતું, ત્યારે તેણીએ પોતાનુ નામ છુપાવવા સારૂં બુશોં નામ અખ્તયાર કીધેલું હોવું જોઇયે.

"મેં કહ્યું; બરાબર છે. એ મીસ બુશોનું ઠેકાણું કહેશો?"

"હું દલગીર છું, કે મને હાલનુ ઠેકાણું ખબર નથી. એ કુટુંબમાં એક પછી એક એ નોકરી રહી હતી. પેહેલાં મીસીસ માર્ટનને ત્યાં અને પછી મીસીસ વેસ્ટને ત્યાં. તે લોકનાં બંગલા એઝરા સ્ટ્રીટ તરફ આવેલા છે."

રખે કાંઈ સમજમાં ફેર પડે તે નકી કરવા સારૂં જેને પુછયું "આપરે કોઈ બીજાને વાસ્તે ચુકતો નહીં કરતાં હોઈયે. મેહેરબાની કરીને એ બાઇ કેવાં હતાં તેનું વર્ણન આપશો?"

"ખુશીથી" અને પછી લાઇબ્રેરીયને જે વર્ણન આપ્યું તે એટલું ચોકસ હતું કે તે કલારીસનુંજ હતું એમ સમજવા જેનને કશી મુશ્કેલી પડી નહીં.

લાઇબ્રેરીયન બોલ્યો "મીસ બુશોં અચબુચ અહીંથી જતાં રહ્યાં. આજ છ મહીનાં થયાં અહીં આવ્યાંજ નથી. આંગળે સરનામેના ત્રણ કાગજ હજુ મારી પાસે પડેલાં છે."

જેન વીચારમાં પડી કે તે કાગળો જેનના પોતાનાજ લખેલાં તો નહીં હોય. તેણીએ કાગળો જોવા માગ્યાં તો ખરેખર ! તે પોતેજ મોકલેલાં જણાયાં. આ કાગળો પોતાની સાથે લેઇ જવા જેને માગણી કરી, પણ લાઈબ્રેરીયને કુદરતી રીતે આના-કાની બતાવી.

"બાઈ હું દલગીર છું, કે એ કાગળો કોઇને આપવાની મને સતા નથી. કદાચ હજીબી મીસ બુશોં તે લેવા આવે તો?"

જેન હસી અને બોલી "એ કાગળો મારાં પોતાનાજ લખેલાં છે." એક કાગજ ઉખેડીને નીચે પોતાની સહી બતાવી અને પોતાનો કાર્ડ જે ઉપર લેડી જેન ચેસ્ની છાપેલું હતું તે લાઈબ્રેરીયનના હાથમાં મુકયો.

હવે વધુ વાંધો કાહાડવાની લાઇબ્રેરીયનને કશી જરૂર રહી નહીં. તેણે સઘળાં કાગજ જેનના હાથમાં મુકયાં, પણ જેને સર્વેથી સેવટનું કાગજ ઉપર પોતાનું ઠેકાણું લખીને લાઇબ્રેરીયનને પાછું આપ્યું, કે કદાચ જો મીસ બુશોં આવી ચહડે તો, તેણીને આપવું.

જે બે કુંટુબોમાં છેલ્લી કલારીસે નોકરી કરી હતી તેના ઠેકાણા લખી લેઈ જેન લાઇબ્રેરી છોડી પગે ચાલતી નીકળી, અને ગાડીને હળવે હળવે પછવાડે આવવાનો હુકમ કરયો. એગ્રરા સ્ટ્રીટને નાકે મીસીસ મારટનનું મકાન પેહેલાં આવ્યું, ત્યાં ઓટલા ઉપર બેઠેલા ભપકાદાર દરબાનથી ખબર કાહાડી કે બાઈ ઘરમાં છે ? દરબાન પોતાના શેઠ શેઠાણીના જેવોજ સભ્યતાગ્નનાનો હતો. તેણે જેમ તેમાં ઉતર દીધો, અને જેનને નીચલાં દીવાનખાનામાં બેસાડી, અને પોતે ઉપર ખબર કાહાડવા ગયો. આ દીવાનખાનું ઘણુંજ ભપકાથી ભરેલું હતું, પણ બારીકીથી જોતાં સસતાં ચીત્રો અને સોભાના ગાઠીયા જેવી જણસોથી ભરેલું હતું. થોડીવારમાં એક ઈંગ્રેજ મડમ દાખલ થઈ. તે પણ ઉપલાં દીવાનખાનાની પેઠેજ સસતા પણ ઘણા રંગબેરંગી બેઆસથી ઠાઠ માઠ કરી નીકળેલી હતી. જેને પોતાનું નામ આપ્યું ન હતું, પણ મીસીસ મારટન સમજી ગયાં

કે આ નવી આવનાર બાઇ કોઇ ગ્રહસથ બાનું છે. મીસીસ મારટને નમીને કુરનસ બજાવી અને તેજ પ્રમાણે જેને ઉતર આપ્યો.

જેને વાત છેડી. "બાઇ તમારે ત્યાં થોડા વખત ઉપર મીસ બોશાં નામે એક ગવરનેસ નોકરી હતી તેના સંબંધમાં કેટલીક ખબર મેલવવા હું તમુને તસદી આપવા આવીછું."

ગવરનેસને ફકત મળવા આવીછ એવું સાંભળતાંજ મી૦ મારટનનો મામલો ફરી ગયો. તેવણ છણકો કરી ઘણીજ અપમાન ભરી રીતથી બોલ્યાં. "બોશાં? તેનું મને શું પુછોછ? મારા ઘરમાં એ ઘણીજ ખરાબ ચાલ ચાલી અને તે પતી તો પીડા ગઈ એમ હું સમજુંછું."

"સારી રીતે વર્તી નહીં!"

"હા--નહીં—મારા છોકરાનું માથું એણે ફેરવી નાખ્યું ને જયારે બધી વાત જણાઇ ગેઈ ત્યારે મને કાંઇબી નોટીસ આપવા વગર જતી રેહી. તે તમારી કાંઇ સગી થતી હોશે?"

જેનનું માથું આ અપમાનથી ફરવા લાગ્યું હતું. તે સારી પેઠે સમજતી હતી કે મીસીસ મારટન તેની બેહેન માટે જુઠું બોલતી હતી, તે છતાં તેણીએ પુર ટેકથી જવાબ દીધો, "હાજી--તે મારા બેહેન થાય."

"ઓ!"

પણ આટલા શબ્દમાં મીસીસ મારટને એક ગાડું ભરીને તીરસકાર જાહેર કીધો હતો. ફકત એક ગવરનેસની બેહેનને ખાતર તેણીએ દાડાદોડી કરીને ડ્રેસ બદલવાની તસદી લીધી હતી.

"મીસીસ મારટન, હું તમુને તસદી આપતે નહી, પણ જે લાઈબ્રેરીની કેરમાં મારી બેહેનના કાગળ આવતાં હતાં તે લોકે મને ખબર આપી કે મીસ બોશાં તમારે તાંહબી ચાકરી રહયાં હતાં તેથી હું તેની ભાલ કાહાડવા આવિહું. અગર તમને ખબર હોય તો મેહેરબાની કરી કેહસો કે તે હમણાં કાંહાંછે તો તમારો ઉપકાર માનીશ."

"પણ અંહી કીયાં ખાસડાંને ખબર ! આયા ! આયા ! આએ મડમ પોતાની બેહેન મીસ બોશાંની ખબર કાહાડવા અંહી આયાંછ."

આયાબી બાઇના જેવીજ લાડકી અને ઠણુકાબાજ હતી. "તો શરે—અમો લોકને શું ખબર ? એવીતો છોકરીઓ ઘણીબી આવેછ અને જાયછ."

મીસીસ મારટન બોલ્યાં "શું તેનો મીજાજ, જાણે નરી લારડની છોકરી !"

"ફલા——મીસ બોશાં વીશે આએ તમારા ટીકા સાંભલી હું અજબ છેઊં. તે એવી તો નહીં હતી. તે સારાં ખાનદાનની હોવાથી કદાચ જરા એકમારગી રહી હશે, પણ મીજાજી તો નહીંજ. અમારૂં કુટુંબ સારૂંછે, પણ એ છોકરી

પોતાનાં બાપ બેહેનો ઉપર બોજો નહીં થઇ પડવાનો ઠરાવ કરીને ઘેરમાંથી નીકલી ગેઇ."

"અં! હોસે! એકસોમાંથી નવવાનું ગવરનેસો બધી એમજ કેહતી આવેછ. આયા પેલી નવી ગવરનેસ હમણા આવીછ તેબી શું કેહેછ?"

આયા ખડખડ બે મલાજે હસી પડી. "બાઇ—તે તો કેહેછ કે તેનો કાકો——અરે પણ બાઇ કોઇ આપરી મુલાકાતે આવેછ—ભપકાબંધ જોડીની ચારટ છે ને કોચમેનોના હાથમાં મોજાં ને માથે સુનેરી તોપી છે. સાથે ત્રણ તો સાઇસ છે."

મીસીસ મારટન છલાંગ મારીને ઉઠયાં અને બારીએ ડોકાવીને જોયું—જેનબી હઠી—"ત્યારે મીસ બોશાં વીશે તમે કાંઇ ખબર આપી નથી શકતાં?"

"તમે કેટલી ટકટક કરોછ—જાઓ—તમોને એક વખત કહ્યું કેની? ચાલો અમને મળવા અમારી સહી આવેછ."

જેન મુગી મુગી ડોકું નમાવી ઉતરી ચાલી. એવામાં દરવાને દરવાજો ઊંઘાડી પોકાર કીધો "મેમ સાબ, લેડી જેન ચેસની સાહેબકા ગાડી આયા."

"ઓ માયરે, હવે શું કરૂં" કરી મીસીસ મારટન ઓરડામાં દોડયાં અને ઝડપમાં બાલ બ્રશ કરી મોહોડાં ઉપર પાઉડર છાંટીને પાછાં દીવાનખાનામાં આયાં. લેડી જેન બચારી એખલીજ દાદર ઉપરથી ઓટલા ઉપર આવી કે કોચવાન તેમજ

સઈસોએ લશકરી ફ્રાસીન સલામ કરી તે બારીએથી મીસીસ મારટને જોઇ. એક સઈસે ઝડપમાં બારણું ઊઘાડયું અને જેન ચારટમાં બેસીને ગાડી હંકારી ચાલી. મીસીસ મારટનના પેઠમાં તો ધરકો પડયો તેથી તેણીએ પોતાના દરવાનને બોલાવ્યો.

"ક્યાંહાં છે લેડી જેન ચેસની, મને મળવા આવવા આયા હતાં તે ?"

"હમણાં બેસીને ગીયાં તેજ !"

અરરર—છબરડો થઇ ગીઓ—મીસીસ મારટન સારી મંડળીમાં દાખલ થવાના ફાંફાં મારતાં હતાં અને જ્યારે એક ખરેખરા અર્લની દીકરી મળવા આવી ત્યારે એમ થઈ ગીયું. તેવણે ગુસ્સે થઇને આયાને ખાધી અને આયાએ પણ તેજ પ્રમાણે તરકડો થઈ જવાબ આપ્યો.

* * * * * * *

એની મેર જેન વીચાર કરેછ કે આએ ઘેરમાં કલારીસ એક દાહાડોબી કેમ રેહવા પામી હશે !



## પ્રકરણ—૩૩.

## કલારીસનો શોધ.

મીસીસ મારટનને ત્યાંની નીકળેલી જેન મીસીસ વેસટને મકાને ગેઇ. મીસીસ વેસટ ઘરમાં હતાં, અને જેનના જોવામાં આવ્યું કે મીસીસ મારટન કરતાં આ બાનુ જુદીજ કીસમના હતાં—તેવણુ મયાળુ સભ્યતાવાળાં અને બોલકણાં હતાં. દેખાવેજ તેવણુ ગ્રહસ્થાઇ ભરેલાં હતાં. મી૦ વેસ્ટ શેહેરમાં મોટા વેપારી હતા અને આ જોડું સુખથી રેહતું હતું. જેનની પુછપરછના જવાબમાં તેવણે ખોલાસો કીધો કે "મીસ બુશાં અમારે તાંહ મીસીસ મારટનને ત્યાંથી આવ્યાં હતાં. એ અમુને ઘણીજ ગમતી હતી અને ગેઇ ત્યારે અમે ઘણાં દલગીર થયાં પણ—

"માફ કરજોજી, પણ મેહેરબાની કરી કેહશો કે મીસ બુશાં ત્યાંથી કાંય જતી રહી તેનું કારણ કાંઇ તમને ખબર છે?"

"હા—" મીસીસ વેસટે હસીને જવાબ દીધો "એ બચારી જેવી તે લોકના ઘરમાં દાખલ થઈ કે તેમનો એક બેઅકલી છોકરો છે તે તેણીને ઐજારી આપવા લાગ્યો. છોકરીએ થોડું સુધી તો આએ મુંગે માહોડે ખમ્યું, અને તેને ઝંઝેરીને દુરનો દુર રાખ્યો, પણ પછી આ છોકરાએ જ્યારે ઘણોજ કંટાળો આપવા માંડયો, ત્યારે નાચારે મીસ બુશાંએ મીસીસ મારટન આગળ ફરીયાદ કરી. પણ મીસીસ મારટને તેના જવાબમાં ઘણી નાલાયક ચાલ ચલાવી. તેણીએ

પોતાના બેટાની હીમાયત કરી અને સઘળો ઠપકો મીસ બુશાં ઉપર નાખ્યો તેથી મીસ બુશાં ઘણી ખભરી અને તેને તેજ દાહાડે ઘેર છોડી જવા ચાહાયું. આ પછી મીસીસ મારટન હળી પડયાં અને મીસ બુશાંને વધારે પગાર આપીને રાખવાની ઘણી તજવીજ કરી પણુ મીસ બુશાંએ સાફ ના પાડી, અને મારી આગળ આવીને રડી પડીને ફર્યાદ કરી. મેં તેજ દાહાડે તેણીને મારે તાંહ છોકરાંઓને શીખવવા રાખી. મેં મીસ બુશાંને મારટનને તાંહ અવારનવાર જોઇ હતી અને મને તે ઘણી ગમતી હતી."

આ પ્રમાણે મીસીસ મારટનના હેવાલથી આ કેવળ ઉલટોજ હેવાલ મળ્યો, પણુ જેનની તો આગમચથીજ તે વીશે ખાત્રી હતી.

"મીસીસ વેસ્ટ, તમારે તાંહ મીસ બુશાં કેટલી મુદત રહી?"

"ઘણી થોડી મુદત. છ એક મહીના રહ્યા પછી તેણીએ નોકરી છોડી જવાની નોટીસ આપી. હું ઘણી અજબ થઇ—ઘણી દલગીર થઈ."

"કાંય વારૂ, શા સારૂં નોટીસ આપી?"

"તે કાંઇ બોલી નહીં અને મને પુછવા પણુ ગમ્યું નહીં. એ પોતાના કુટુંબ વગેરેને માટે હમેશ ચુપ રેહેતી અને તે લોક વીશે કશી વાત કરતી ન હતી. તે માત્ર એટલુંજ બોલી કે મારે હવે ચોકસ કારણને લીધે નોકરી કરવી નથી. તે મારા ઘેરમાં બધી રાતે સુખી હતી અને જતી વખતે ઘણી આનાકાનીથી ગેઇ."

"અને તેને તેજ દહાડે ગેઇ કે?"

"નહીં—નહીં—બીજો એક મહીનો મારે તાંહ રેહી અને નોટીસ ખલાસ થઇ કે પછી મલી ભેટીને ગેઇ."

"પછી કાંહ ગેઇ તેની કાંઈ ખબર છે?"

"કોણ જાણે કાંઈ ભરમ હતો ખરો, પણ અમને જણાયો નહીં, વળી અમુને પુછવાનો કાંઇ હક ન હતો."

"પણ શું ભરમ હતો તે વીશે તમે કાંઇ મત બાંધયું હશેની?"

"હું શું જવાબ દેઉં. મેં તેણીને જતી વખત કહયું કે જો કાંઈ ઓળખાણ ભલામણની જરૂર પડે તો બેલાસક અમારૂં નામ દેવું, જે ઉપરથી તેણીએ જવાબ દીધો કે હવે તે વધારે નોકરી કરનાર નથી અને ભલામણની કાંઇ જરૂર નથી."

"પણ તારે તે શું કરવા જનાર હતી?" જેને અચરતીથી પુછયું.

"હું ખરેખર અજાણીછુ. અમોને પોતાનેબી તે વખત અચરતી લાગી હતી—પણ કોણ જાણે શા સબબથી અમારા ખ્યાલમાં એમ આવ્યું કે એ વખતે પરણવાની હશે."

"પરણવાની!!" જેનની નાડી ઉતાવલી ચાલવા લાગી.

"અમુને એમ માનવાનું કાંઇ ખરૂં કારણ હતું નહીં. મને યાદ છે કે મેં હસતાં હસતાં પુછયું હતું કે સગાંઓને તાંહ જાઓછ કે? ત્યારે તેણીએ ઉતર દીધો કે નવીજ જાતની જીદગી ગુજારવા જનારછું."

"ઘણું અજબ જેવું! તમારે ઘેરથી નીકળેલી કાંહ ગેઇ તેની કાંઈબી તમુને ખબર છે?"

"મને કાંઈજ ખબર નથી—નહીં તો હું જરૂર તમુને કેહતે. એક ભાડેની ગાડી મંગાવીને પોતાનો સામાણ ભરાવીને ગેઇ. ખરેખરૂં કેહુંછ કે એ અમુને ઘણીજ ગમતી હતી અને અમે એને ઘેરની છોકરીની માફક ચાહતાં હતાં."

"જયારે તે તમારૂં ઘર છોડી ગઇ ત્યારે ખુશ મીજાજમાં હતી કે?"

અરે હારે, અમુને ફરીથી મળવા આવવાની કબુલાત આપી હતી. પણ શું છે શું? તમારો ચેહેરો ઘણો ચીંતા-તુર દેખાયછે."

"હું ખરેખર ચીંતામાં છેઊં. તે કયારે ગેઇ?

"ગીયા જુન મહીનામાં, બરાબર બાર મહીના થયા."

"અને તાર પછી કોઈ દાહાડે મેં જોઇજ નથી?"

"નહીં—હુંબી ઘણી અજબ થાઊંછ."

જેન ઘણીજ કચવાવા લાગી. હવે શું કરૂં. એ પરણી ગેઇ હોય એમ હું માનતી નથી. અમુને પુછયા વગર એવુ પગલું ભરે તો નહીં. હવે તો એમબા ને એમબી મીસ બુશાં કોણ છે તે તમને કેહું. મારા બાવાજી સારા ખાનદાનના હતા અને પૈસાની તંગી હતી. અમે ચાર બેહેનોમાં કલારીસ ત્રીજી———

"માફ કરજો. તારે તમે શું મીસ બુશાંના બેહેન થાઓ?"

"હાજી—કલારીસના માથામાં અચબુચ ધારો આવ્યો અને ગવરનેસની ચાકરી શોધવા નીકલી પડી. મારા બાવાજી ઘણા રંજીદા થયા. તેવણ પોતાના કુંટુંબને દાઘ લાગે એવી બીક રાખતા હતા, પણ કલારીસે પોતાનું નામ છુપું રાખવાની કબુલાત આપી હતી. તે ઘર છોડી ગઇ અને મને હમણાંજ જણાવ્યું કે મીસીસ મારટનને ત્યાં ચાકરી રહી અને બુશાં નામ ધારણ કીધું. અમારા બાવાજીના ફુઈ કાઉનટેસ ઓ-કબરનનું નામ કલારીસ છે તે ઉપરથી એનું નામ કલારીસ પાડયું હતું."

"તારે એનું ખરૂં નામ મીસ બોશાં નહીં કે?"

"નહીંજી—એનું ખરૂં નામ તો લેડી કલારીસ ચેસની છે."

મીસીસ વેસટ ઉઠયાં "અને તમે પોતે——

"જી, મારૂં નામ લેડી જેન ચેસની છે. અમે કલારીસને પાછી ઘર લાવવા ઘણાજ ઇંતેજાર છૈયે."

મીસીસ વેસટ વીચારમાં પડયાં—જેન બોલી "અત્યાર સુધી અમને ભરૂસો હતો કે તે અંહીજ કેથે ચાકરી હશે. હું અતીશે નાશીપાસ થઇ ગઈ છું, અને હવે મારા દીલમાં એક જાતની ધાસતી પડવા માંડીછે."

"ચીંતા ના કરો. કદાચ તે એવે ઠેકાણે પરણી હશે કે બાહાર આવવાને લજવાતી હોય. અથવા બાહારગામ ગયલાં કોઈ કુટુંબ સાથ બાહાર ગેઇ હોય."

"એમ હોયબી—મીસીસ વેસટ તમારી ઘણી મેહેરબાની થઇ. જો કાંઇબી ખબર મળે તો મને જરૂર જણાવશો."

## પ્રકરણ—૩૪.

## કલારીસ કાંહાં છે?

જ્યારે જેન પાછી ઘર આગળ આવી પુગી ત્યારે ત્યાં બીજી બે ઘોડાની ચારઠ ઉભેલી હતી. ટુકમાં ફુઇજી વળી પાછાં અર્લ ઓકબર્ન સાથે વેંહેંચી લેવા આવ્યાં હતાં. દીવાનખાનામાં એ બન્નેનો મોટે સાદે લડવાનો સાદ આવતો હતો.

લુસી સામેથી દોડી આવી તેને કીસ કરી જેને પુછ્યું "એ વળી ગરબડ શાની છે?"

"ફુઇજી આયાંછ અને તેવણુ કલારીસ બેહેન સારૂં બાવાજી સાથ પંચાતી કરેછ."

"કલારીસ સારૂં? કાંય વારૂં?"

"જ્યારે ફુઈજી આયાં ત્યારે હું ને મીસ લેથવીક બાવાજી સાથ વાત કરતાં હતાં, એટલામાં ——

"બાવાજીના ઓરડામાં તમુ લોકને જવાનું શું કામ હતું?"

"મીસ લેથવીક મને લઈ ગયાં. હું શું કરૂં? ત્યાં બાવાજી મીસ લેથવીક સાથે વાત કરવા પડયા એવામાં ફુઇજી ધસી આયાં ને કંઇબી સલામ અકરામ કીધા વગર બાવાજીને કેહજે કલારીસને ગવરનેસ દાખલ જવા દીધી તેની તુને શરમ નહીં આવતી. એ પછી હું ને મીસ લેથવીક બાહાર નીકળી ગયાં."

જેન મન સાથ વીચારવા લાગી કે જ્યારે કલારીસની ભાલ જડતી નથી ત્યારે બધાં કલારીસને સારૂં સાથે પુછવા કેમ નીકળ્યાં હશે.''

જેન ડ્રાઇંગ રૂમમાં ગઇ તો બાવાજી અને ફુઇજી સામાં સામી ઉભાં રહી ધુરકા ધુરકી કરતાં હતાં. ફુઇજીની ટોપી ગુસ્સા સમેત સરી ગઈ હતી. તે લોક તકરારની અસલ વાત ભુલી જઇને ભલતી ભલતી વાતો માટે તકરાર કરતાં હતાં. જેનના દાખલ થવાથી તેઓ ચુપ થઇ ગયાં.

અર્લે અચબુચ પુછ્યું "કેમ કાહાંછે?"

કોણને માટે બાવાજી પુછેછે તે જેન સારી પેઠે સમજતી હતી, પણ ફુઇજીના દેખતાં હવે જવાબ શું આપવો?

"પણ જલદી ભસની. તારી સાથે તેને લાવીછ કેની?"

"નહીં બાવાજી. હું——

"નહીં! તારે હમણાંને હમણાં હું પોલીસને જાહેર કરૂંછ. આએ તારી ફુઇ આવીને નકામો મારો જીવ ખાઇ જાયછ, જાણે કે એ બાબદમાં કેમ કરવું તેની બધી સમજ એવણમાંજ આવી ગઇછ અને આપરે તો બધાં આંગલાં ચાટીએછ."

"હા, વળી તેમજ છે. તેમાં શક શું છે?" ફુઇજીએ ગુસ્સાથી ઉતર આપ્યો.

"જાણે એવણના વચ્ચે માથું મારીયાથીજ બધું કામ સુધરવાનું હોય તેમ નકામાં આવીને ધોધાટ કરેછ. પણ બાઇ સાહેબ, એ છોકરી મારી છે તમારી નથી."

"અને તે સારૂંજ તુને વધારે સરમાવું જોઇએછ કે તેં તેને અટકાવી નહીં. હું હોતે તો એને દોરડાંથી બાંધીને અટકાવતે. બોલની છોકરી, કલારીસને કાંહ નાખી આવી? તે તારી સાથ આવી કેમ નહીં. એનામાબી ચેસનીતું એં-ટાલપણું છે!"

"પુઇજી, બાવાજી, હું દલગીર છેંઉ કે મને કલારીસ જ-ડતી નથી. હું——

શું!! કલારીસ જડતી નથી?" બન્ને જણુ એક અ-વાજે બોલી ઉઠયાં.

જેને ધીરજથી ખોલાસો કીધો.

અર્લના ગુસ્સાનો પાર ન હતો. તે હાથ ને પગ પછાડવા લાગ્યો. તેણે પોતાના બાલ પીખીઆ અને પામપી એવામાં દાખલ થયો તેના માથામાં લાકડી ઝાડી ગાળો ભાંડી.

હવે પુઈજી ઉખડયાં. "જોયું હવે! જોયું! જે દાહાડેથી મેં તુને જોયો ત્યારથી મેં બકબક કરવા માંડી કે કલારીસને બોલાવ, કલારીસને બોલાવ, પણુ તારી સુધ ઠેકાણે આવે તારે કે?"

જેન વચે કાંઇ બોલી નહીં, જોકે તે જાણુતી હતી કે પુઇજી આ વાર નકામાં ડાહાયાં થતાં હતાં. બાવાજીની પેઠે તેવણુબી કલારીસને પડતી નાખવાની તરફમાં હતાં. તેવણુ હવે ઉખડયાં. "લાવ મારી કલારીસને લાવ—અતર ઘડી લાવ—હું આવતા મહીનામાં વેલાત જવાની છેઉં તેથી મારી સાથે એને લેઈ જઇશ. જેન, તું કેહછ કે એ તુને મળતી નથી તે બધું હંબગછે. તું તદ્દન નકામી છે."

"ફુઈજી, તમે નકામા ગુસ્સે થાઓછો. ક્લારીસ હાલ તુરત જડતી નથી તેની હું દરકાર કરતી નથી, પણ મને મોટી ફાળ તો એ પડીછે કે ગીયા છ મહીના થયા મેં એને ત્રણ કાગળો લખ્યાં હતાં તે હજુ એમના એમ લાયબ્રેરીમાં પડી રહયાં છે. તે લેવાબી ક્લારીસ આવી નથી અને તે-માનું એક તાંહ રાખી બે હું પાછાં લઇ આવીછું."

"પણ શું કરવા તે કાગળ લેવા નહીં આવી?" કાઉ-નટેસે ઘણાજ ગુસ્સાથી પુછયું.

"તેજ વાત છે તો. મને તેનીજ ઘણી ચીંતા થાયછ."

"પણ એ ગરબડ ગોટો મને પેહેલાંથી સમજાયો નથી. મને કેહતો ખરી, કે એ થયું શું?"

"ફુઇજી, ક્લારીસને અંહીયાં જવાને બરાબર એક વરસ ને દસ મહીના થયા. તે વખતે જુલાઈ મહીનો હતો. મને આગસટમાં પેહેલું કાગળ મળ્યું કે તેણીને કલકતામાં નોકરી મળી હતી, અને તેણીએ પોતાના ઠરાવ પ્રમાણે પોતાનું નામ છુપાવ્યું હતું. તેના કાગળો પરથી તે ખુશાળ જણાતી હતી અને પોતાના કાગળો લાઈબ્રેરીની કેરમાં મંગાવ્યાં હતાં."

આ વાર અર્લ પોતેબી ધ્યાનથી સઘળું સાંભળતા હતા.

"ગીયા જુનમાં તેણીએ મને છેલ્લો કાગળ લખ્યો અને જણાવ્યું કે તેના તરફથી વધારે ખબર મળે ત્યાં સુધી બીજું કાગળ લખવું નહીં. હવે મને ખબર મલીછ કે તેજ મહી-નામાં ક્લારીસ મીસીસ વેસટનું ઘર છોડી ગેઇ."

"સબર કર, તે કાગળમાં પોતાની આવજા વીસે કાંઇબી લખ્યું હતું કે?" કાઉનટેસે પુછયું.

"કુંઇજ નહીં. તે કાગળ ઉપર કલકતાનો પોસટ મારક હતો. બાવાજીને મેં તે કાગળ દેખાડયો અને તેવણે તેનો જવાબ વાળવાની મને મના કીધી. પણ ગીયા માર્ચ મા-સમાં મને—મને—એક કઢંગો—બનાવ—સવપનો આવ્યો તેથી મેં કલારીસને એક કાગળ લખ્યું—

"પણ શું સવપનો?"

"ફુઇજી, કેમ બોલું, તમે મને બેવકુફ ધારી હસી કાહા-ડસો—પણ મને—સવપનો આવ્યો કે—કે—કલારીસ ગુજરી ગઇ, આથી મારી ઉંઘ ને ભુખ જતી રેહી અને મેં બીજો કાગળ કલારીસને લખ્યો, પણ તેનીબી કાંઈ ખબર નસલ મલી નહી. આ પ્રમાણે ધભરાઇને મેં ત્રણ કાગળ લખ્યાં પણ એકનો જવાબ આવ્યો નહીં. હમણાં હું જોઊંછ કે આ ત્રણે કાગળો તો લાઈબ્રેરીમાં પડેલાં છે, અને કલારીસને તે મળ્યાંજ નથી."

જેનનો આ હેવાલ સાંભળીને બાવાજી, ફુઇજી અને જેન એક બીજાનું મોહો જોતાં ઉભાં. તેઓના પેટમાં એક જાતની ન વર્ણવી શકાય એવી ફાળ પડી હતી.

---

## પ્રકરણ—૩૫.

## લેડી જેનની પાર્ટી—ખાટી મીઠી મુંછા.

લાર્ડ ઓકબર્નના મકાન આગળ ગાડીની કચડા કચડી છે. બંગલામાં લંકા લાગીછે. બટલરો આમથી તેમ દોડેછે. આજે રાતનાં લાર્ડ ઓકબર્ને અને લેડી જેને ઇવનીંગ પાર્ટી આપી છે.

જેનના આગ્રહથી આ પાર્ટી આપવામાં આવી હતી, કેમજે તે લોક અવાર નવાર બીજાઓની પાર્ટીઓમાં જતાં હતાં અને તેનો બદલો આપવાની જરૂર હતી.

કલારીસની બાબદમાં તેઓનાં પેટમાં જરા લગાર જીવ આવ્યો હતો. અર્લે જગે જગ શોધ કહડાવી હતી અને પોલીસ કમીશનરની વટીક મદદ લીધી હતી. પુઇજી રોજ રોજ આવીને કલારીસને માટે માથું ખાઇ જતાં હતાં. પણ તેઓને જરા ધીરજ એટલા માટે આવી હતી કે મીસ બોશાં નામની એક ગવરનેસને દસ માસની ઉપર બાહાર ગામની ચાકરી મેલવી આપનાર એક "એજંટ" મલી આવ્યો. તેણે ખબર આપી કે મી૦ અને મીસીસ વાહન નામના ઈંગ્રેજ કુટુંબ સાથ મીસ બોશાં નામે એક જુવાન ગવરનેસ કેનેડા ગઇ હતી. આ ગવરનેસ, એજંટના કેહવા પ્રમાણે જુવાન, ખુબશુરત, અને હસમુખી હતી. અર્લે તેથી બસ એકદમ નક્કી કીધું કે એજ કલારીસ.

જેન તથા અર્લના વકીલોએ મીસ બોશાંને કાગળો લખ્યાં અને તેનો જવાબ આવે ત્યાં સુધી સર્વેને જરા ટાઢક હતી. આ ટાઢકની વેલાએ અર્લે પાર્ટી આપી હતી.

પાર્ટીમાં ઘણા ગ્રહસ્થ અને બાનુંઓ હાજર હતાં. લુસી ચેસ્ની તે રાતે સર્વેની આંખ ખેંચી રહી હતી. ડાનસીંગનાં ઓરડામાં તેની સાથે નાચવા માટે લશકરી અમલદારો અને એસકાઓ ગીદની પેઠે તલપી રહયા હતા, તે નાચતાં નાચતાં ઠાકી ગઇ હતી અને હાંફ્લી હતી.

જેને તેણીને રોકી "લુસી તું આજે અતેરૂં કરેછ. અ જબ છે કે મીસ લેથવીક તુને તપાસતી નથી. તે કાંહાંછે?"

"કોણ જાણે. પણ મને તેવણનું કાંઇ કામ નથી. મને આજની રાત ઘણી ગમેછ."

"પણ મીસ લેથવીક કાંહાંછે?"

"હું જાણુંછ કે તેવણતો બાવાજીના સ્મોકીંગ રૂમમાં છે."

"હેં શું બોલી?"

"હારે ખરૂં કેહુંછ. બાવાજી ફ્ફડવા લાગા કે બધું ઘેર ભરી કાહાડીયુંછ તે હું બીડી કાંહ ઓરૂં. તારે મીસ લેથ-વીક કેહેને તમારા સ્મોકીંગ રૂમમાં સુખેથી પીઓ હું બારણું જાળવી રાખશ. પછી તે લોક બેહુ જણ સ્મોકીંગ રૂમમાં ગીયાં ને મીસ લેથવીકે પોતાનું ગ્લવ કાહાડીને બાવાજીની પાઇપ પોતાને હાથે તમાખુથી ભરી આપી. એ પછી હું તો આવતી રેહી."

જેનની બધી મજાહ ખતમ થઇ. તે દમ ઊંચો રાખીને બાવાજીનાં સ્મોકીંગ રૂમ ભણી દોડી. હવે આ સ્મોકીંગ રૂમ બંગલાને છેક નાકે હતો. તેમાં મીસ લેથવીક ઉભી હતી. તેણીએ આજ રાતના બાલરૂમનો ડ્રેસ પેહેરયો હતો

અને પોતાની ગોલાબ્બી ગોળ ગરદન અને હાથીદાંત જેવા હાથ ખુલ્લા મુકયા હતા. તે ખરેખર ઘણી સોવામણી લાગતી હતી. અંહી ખાનગી રાખવાની કસી જરૂર નથી કે લાર્ડ ઓકબર્ન ઘણા ખુશ મીજાજથી તેણીના ગમ જોતા હતા. તેવણ સાહાઠ વરસની ભરતીમાં હતા, પણ હજુ એકાદ સુંદર ચેહરો જોઈને મઘન રેહતા. તેવણ બીડી ઓરતા હતા અને મીસ લેથવીક દરવાજો તપાસતાં હતાં! લાર્ડ ઓકબર્ન ખુશ આંખોથી તેમનો રૂપસુંદર રંગ જોતા હતા તે મીસ લેથવીક જાણુતી હતી.

એકાએક અર્લે પુછયું "આએ બધી ધમચકડી તમુને પસંદ છે?"

"નહીં, લાર્ડ ઓકબર્ન. મને એ મુતલગ પસંદ નથી. એ બધા ખાઇ પીને જસે અને આપણી પાછળ હસસે."

"ખરૂં કેહોછ. મને તો એવો કંટાળો આવેછ કે જાણે આગબોટ મળે તો નાહાસી જાઉં. કોણુ જાણે જેનને શું વેજાં લાગાંછ. એ તે કેઇ જાતની મોજ!"

"લાર્ડ ઓકબર્ન, ખરી મજાહ તો આપણા કુટુંબમાં છે—જે પોતાના કુટુંબ સાથ રેહતાં હોય તેને બીજાની સોબતની કસી જરૂર નથી."

"વળી સઉ કોઇ પોતાના કુટુંબ સાથ રેહ, તેમાં શું મોટી વાત છે?"

"ઘણી મોટી વાત છે. જુઓની હું કેવી એકલી અતુલી છેઊ—મારાં કીયાં કુટુંબ મારી સાથે છે? પણ તે છતાં જે

લોક એક વાતે સુખી છે તેઓની મારે અદેખાઇ કરવી ન જોઈએ."

આ પ્રમાણે બોલતી વાર મીસ લેથવીક ઝુમનના પુલ પ્રકાશ તળે ઉભેલાં હતાં, તેણીની આંખ આંસુથી ભીજાયલી હતી અને પાપણુ નીચે પડી ગયાં હતાં.

અર્લે થોડી વાર જોઇ પુછ્યું "પણ શા સારૂં તમેબી કુટુંબથી સુખી નહી રેહો? શા સારૂં એખલા રેવું જોઇએ."

મીસ લેથવીકે આના ઉતરમાં પોતાનો રૂમાલ કાહાડી આંખો લુછી અને પછી બોલ્યાં "મારા લાર્ડ—તારે તો એ-મબી પુછોની કે એક સ્ત્રી ઇંગલાંડની રાણી અને બીજી સ્ત્રી ભરવાડની ગુલામડી કાંય છે? તેતો પરવરદેગારેજેમ ગોઠવ્યું હોય તેમ ખરૂં. મારા નશીબમાં દલદેશરીજ કરવાની હશે!

"તારે તમે મારાં નશીબ સાથ તમારૂં નશીબ જોડવાને રાજી છો." અર્લ અચબુચ બોલી પડયા.

આ સાંભળી મીસ લેથવીક ચકીત થઇ અર્લ ગમ જોવા પડયાં. તે મશકરી તો નહીં કરતો હોય! પણ નહીં! અર્લ તો લાગલા ઉઠયા અને મીસ લેથવીકને આગળ ખેંચી તેના ખભાં ઉપર હાથ મુકી બોલયા. "જો છોકરી, હું ઓગણસાઠ વરસનો સેલરહ્યું પણ હજી લાકરી જેવોછું. મને પગે ગઉત સીવાય બીજી કસી હરકત નથી ને જો તમે રાજી ખુશીથી કાઉનટેસ ઓકબર્ન થાઓ તો હું તમારી સંભાળ લેઈશ."

અર્લને બરાબર બોલતાં આવડતું ન હતું. જે મોહડાંમાં પેહેલો શબ્દ આવ્યો તે બોલી પડયા.

"કેમ શું કેહોછ."

મીસ લેથવીકે પોતાની ભીજેલી આંખ તેના ગમ ફેરવી અને બોલ્યાં "ઘણી મેહેરબાની થઇ લાર્ડ ઓકબર્ન, પણ એ બને એવું નથી."

"પણ કાંય નહીં?"

"એથી–એ–હું ધારૂંછ કે તમારી છોકરીઓને એ વાત બીલકુલ ગમે નહીં."

"એ શું બકેછ! છોકરી! છોકરી કોણ થાયછ? હું કાંઈ તે લોકનો ભરથાર નથી–તે લોક પરણી જશે તારે મને પુછવાનીછે કે?"

"મારા લાર્ડ, હું જુવાન છું. લેડી જેન કરતાંબી નાહાની છું, અને જે તમે માંગણી કીધી તે જો પાર પડે તો તમારા અને લેડી જેન વચ્ચે જરૂર મીનાકેસો ઉઠે."

"છટ, નાનસન્સ, મારી છોકરીઓની શું મગદુર કે મારાં કામની વચ્ચે આવે. અજમાવી તો જોય પછી વાત. ફ્લોરા પોતાની ખુશી પરમાણે કરી ગેઇ, કલારીસ રખડપટો કરેછ, લુસી તો બચ્ચુંછે તારે એખલી જેન છે તેનું શું ચાલવાનુંછે? જો મીસ લેથવીક, જ્યારે મને તાઇટલ મળયો તે દાહાડેથીજ મેં પરણવાનો ઠરાવ કીધો હતો. મારો હવે પછીનો વારેસ કોઇ આસ્ટ્રેલીયામાં ધકેલો ખાતો રખડતો પીજાંરડોછે–મારે પરણવું તો જોઈએ ને તું મને ઘણી ગમેછ—કેમ શું વીચાર?"

મીસ લેથવીક શું જવાબ આપે? તે ઘણી ભલી હતી અને અર્લના કુટુંબમાં કલેશ કરાવવાને ખુશી ન હતી, પણ

આ લાલચ કાંઇ જેવી તેવી ન હતી. કઈ સ્ત્રી તે થોભાવી શકે ! ઘણો વાર વીચાર કરી તે બોલી.

"લાર્ડ, જો તમારી એમ ખુશીછે તો મારે ના નથી–હું તમારી નીમકહલાલ અને વાહાલી મોહોરદાર થઈ રહીશ."

"તારે તો ઠીક" આટલા શબ્દ બોલી અર્લે મીસ લેથવીકને ઓરડાની વચોવચમાં આણીને તેણીને ચાંપીને કોટી કરી અને તેણીના લાલ હોઠ ઉપર ચાર પાંચ બોસા લીધા, પણ આ વાર બારણામાંથી કોણ જોતું હતું ? લેડી જેન હરણુ ફાર થઈને આ તમાસો જોતી ઉભી હતી. લુસીના કેહવાથી તે ગવરનેસની શોધમાં નીકળી હતી. આ બોસામા કાંઇ ભેદ સમાયલો હશે એવો તો જેનને ખ્યાલબી ન હતો. બાવાજી ફરીથી પરણશે એવું તો તેના સવપનામાંબી ન હતું. તે તો એમ સમજી કે આ બે બદામની ગવરનેસે બચારા ભોલા અર્લને આ પ્રમાણે ગેર ચાલ ચાલવાનું ઉતેજન આપ્યું હશે. તે મન સાથ વીચારવા લાગી કે આ રાંડ ડાકણ મુગી મુગી ઉભી રહીને બોસા લેવા દેતી હતી ! જેનના મનનું વર્ણન કરવાને હજી કોઇ કલમ પેદા પડી નથી. જેન ત્યાંથી મુગી મુગી ચાલી ગઈ. પોતાના પરોણાઓથી ઘણોવાર ગેરહાજર રહયાને લીધે અર્લબી બાહાર ગયા. જેવી અર્લની પીઠ ફરી કે સ્મોકીંગ રૂમમાં જેન દાખલ થઇ. મીસ લેથવીક ખુરશી ઉપર વમાસણમાં બેઠી હતી.

"તમે અંહી શું કરોછ ? હું કયારની તમારી શોધમાં છું. મેહેરબાની કરી તમે લેડી લુસી આગળ જાઓ.

જેને એમ તોરથી આ હુકમ કીધો કે મીસ લેથવીક ડોકું નમાવીને બાહાર નીકળી ચાલી.

જેન શોચાની હતી. હમણા રમખાણ કરી ફજેતો કરવાનો વખત ન હતો, પણ તેણીએ મન સાથ ઠરાવ કીધો હતો કે મીસ લેથવીકને કાલને કાલ રજા આપવી. બાવાજીનો શું વાંક ? એ બધો વાંક રાંડ પેલી બીલાડીનો ! એ તેવણના સ્મોકીંગ રૂમમાં ગેઇ શું કરવા ? કાલે એની વાત ! એક ઘડી ઉભી નહીં રાખું.

જેન પાછી હાલમાં ગઇ અને ત્યાં બારી આગળ બે જણને અછડતી વાત કરતાં સાંભળ્યાં.

" હા, તેનું નામ બોશાંછે. મારાં માએ અંહીં લખ્યું ને અંહીથી તેને કેનેડા મોકલવામાં આવી.

ઉપલા શબ્દો બોલનાર એક જુવાન છોકરવાડી ગ્રહસ્થ હતો. ક્લારીસ જે કુટુંબમા ચાકરી ગઇ હતી તેને લગતો કોઇ એ તો ન હોય ? વળી કોઈ સ્ત્રીના સાદે પુછ્યું:—" ને એ ગવરનેસ કેવીછે ? "

" ઘણી મજાની, મારાં માએને તો ઘણીજ ગમેછ."

જેનના બાલેબાલ ઉભા થયા. તેણીએ હળવેથી પેલા જુવાન ગ્રહસ્થના હાથ ઉપર પોતાનો હાથ મુકયો અને પુછયું " માફ કરજો, પણ તમારૂં નામ શું ? "

" મી૦ વાહન."

" ઓ—હું ધારતીજ હતી—તમે કેનેડાથી આવ્યા ? "

"હાજી, આઠ દાહાડા થયા."

"તમે માનટરીલમા રેહોછ ?"

"હાજી."

"જી, તમે હમણું એક ગવરનેસ નામે મીસ બોશાં વીશે બોલતા હતા."

"હાજી તે મારી બેહેનની ગવરનેસ થાય. તે કલકતાથી આવી.'

"કેટલી મુદત થઈ ?"

"અગીયાર બાર માસ થયા હશે."

આહ! પતો લાગો ખરો.

"મી૦ વાહન, બોશાં નામની એક છોકરી માટે હું ઘણી ઇંતેજારછું તે કાંહાંછે તે જાણવાની ઘણી જરૂરછે. કદાચ તમે વાત કરોછ તેજ બાઇ એ હશે."

"હોયબી, આએ મીસ બોશાં ઘણીજ ખુબશુરતછે."

"હા છે ખરી. હમે કેનેડા કાગળ લખ્યાંછ અને જવાબની રાહ જોઇએછ."

"આવતી વખત મેં મીસ બોશાંને પુછયું કે કોઇને કંઇ કેહવાડવુંછ તો કેહજે મારાં કોઈ સગાં છેજ નહીં."

આખરે ભાલ લાગી! એ કલારીસ શીવાય બીજી કોઇ હોયજ નહીં બધી વાત મળી "મી૦ વાહન, આએ મીસ બોશાંનો દેખાવ કેવો છે ?"

" લેડી જેન, અંહી એક બાઈ ફરેછ તેની બરાબર નકલ છે જાણે એ બેહેન હોય તેવાંછે."

કલારીસ ને લુસી એક બીજાંને ઘણુાંજ મળતાં હતાં, જેને લુસીને બોલાવી પણુ મી૦ વાહને ડોકું ધુનાવી ના પાડયું. " નહીં—નહીં એ બે વચ્ચે બીલકુલ મળતાપણું નથી—મીસ બોશાં તો ઘણીજ ઊંચી ને કાળા ભમર જેવા બાલવાળી છે. તેની આંખબી કાળી છે."

જેનનાં પગ ધ્રુજવા લાગા. કલારીસના બાલતો ઘણા ખુબશુરત સોનેરી હતા અને આંખો બલુ હતી તથા તે ઊંચી ન હતી. આ નાશીપાશીએ જેનને રડવા જેવી કરી નાખી. તે એક ખુણામાં જઇને જરા રડી. બાવાજી હવે શું કેહશે ! ફૂઇજી કોણુ જાણે કેમ કરસે. મીસ લેથવીકનું કેમ કરવું. જેનનું માથું ભમવા લાગું. બાલ અને પારટી, રંગરાગ, મયુઝીક સઘળું તેને મનથી અકારૂં ઝેર જેવું થઇ પડયું. તે બેબાખરી બની ગઈ. કોઇ પુછે તેનો બરાબર જવાબ આપવાનીબી તેણીને સુધ ન હતી. જેમ તેમ તે રાત ખલાસ થઇ સર્વે પરોણા ઘર ગયાં—બતીઓ બુજાઇ ગઈ અને તે રાતના બે જન આખો રાત જાગયાં—એક મીસ લેથવીક અને બીજી લેડી જેન !

---

## પ્રકરણ—૩૬.

## મીસ લેથવીકને પાણીચું.

રાતના બાલ ખલાસ થયો તોપણ બંગલો હજુ જ્યાંનો ત્યાં પડેલો હતો. સરસામાણ સઘળો વીખરાઇ પડેલો હતો તે નોકરો વગેસગે કરતા હતા. જેન પોતાના નાહાના ઓરડામાં બેઠી હતી. મીસ લેથવીક હમેંશ સઘલાંઓની સાથે નાસતો કરતી હતી, પણ આજે સહવારના તેણીનો નાસતો તેણીના ઓરડામાં બુતલેરે લઈ જઇને પોંચાડયો હતો. મીસ લેથવીક સમજી કે ઘર હજુ બરાબર ગોઠવાયું નથી તે લીધે આ પ્રમાણે કરવામાં આવ્યું હશે. પણ રાબેતા મુજબ લુસીબી પોતાના સુવાના ઓરડામાંથી બાહાર નીકળી નહીં તેથી મીસ લેથવીકને જરા અચરત લાગું. લાર્ડ ઓકબર્ને રાબેતા મુજબ જેન સાથ નાસતો લીધો હતો, પણ મીસ લેથવીકની અને લુસીની ગેરહાજરી તેણે જોઈ નહીં. તેનું બધું ધક ધ્યાન બાલ અને નાચની સામે ટીકા કરવામાં રોકાયું હતું.

"તું ગાંડીછે—જેન—આ પ્રમાણે ધકામુકી ખાઇને પાર્ટી આપવામાં ફાયદો શું? તેથી આપુને શું લાભ થયો? બે ત્રણ કલાકની મોજને ખાતર બધું ઘેર ઉથલપાથલ થઇ ગયું. એક કલાકને ખાતર લોકને દ્રેસ કરવાની માથાંકુટ ને વળી પાછું દ્રેસની ઘડી વાળવાની માથાંકુટ. હવે બધું પાછું ઠર પડતાં બીજા બે દાહાડા થશે. એતો જેના ઘેરમાં

એ કામને સારૂં જુદાજ નોકરો હોય તેને પરવડે. એ આપરે કામનુ નહીં. આવતે વરસ હવે કાંઇ એવા ઢોંગ કરવાના નથી. તમારી ખુશી હોય તો બાલ આપજો, પણ આપરે તો બહારગામ જતા રહીશું."

ધારવા મેળે આતલું બોલતામાં અર્લના ધ્યાનમાં આવી ગયું કે શું કે કદાચ આવતા વરસમાં જેન ઘરની કારભારણ નહીં હશે તેથી તેવણ વધુ બોલતા અચકી પડયા અને ત્યાંથી ચાલવા માડયું.

અર્લના જવા પછી જેને પોતાની હીસાબની ચોપડી કાહાડી અને સંભાળથી મીસ લેથવીકના પગારનો આંકડો બનાવ્યો. મીસ લેથવીકને ત્રણ મહીના પુરા થયા ન હતા, પણ જેને ત્રણ મહીનાનો હીસાબ કીધો અને ઘંટ વગાડયો. પામ્પી આવીને હાજર થયો.

"મીસ લેથવીકને જઇને કેહ કે અહીં હાજર થાય."

મીસ લેથવીક તુરત આવી. તેણીએ રાબેતા કરતાં જરા વધારે ભપકાબંધ કપડાં સજેલાં હતાં. તે સારી રાત સુતી ન હતી. તેણીના ભેજાંમાં તરેહવાર તુરંગ ઉભા થયા હતા. ઘડીમાં તે પોતાને કાઉનટેસની પદવીએ ચહડેલી જોતી અને ઘડીમાં વીચારતી કે રખેને અર્લે દારૂની ઝુમમાં ખાલીપીલી તેણીની મશકરી કરી હોય.

જયારે તે રતાશવાલા ગાલ અને લેડીને છાજતાં કપડાંમાં ઓરડામાં આવી ત્યારે તે ખરેખરી સોહામણી લાગતી હતી, પણ તેથી ઉલટો જેનને વધારે બળાપો થયો. સરેસતા મુજબ

તેણીએ ગવરનેસને ખુરશી ઉપર બેસવાની વટીક એશારત કરી નહીં, પણ આંગળી કરીને ટેબલ આગળ ઉભું રેહવાને જણાવ્યું.

"મીસ લેથવીક, મારા ઘેરમાં તમારી નોકરીની મને હવે જરૂર નથી. હું ધારૂંછ કે આજે અહીંથી રખશુદ લીધાથી તમને કસી અડચણ નહીં પડશે."

મીસ લેથવીકે જેન ગમ દધાઇને જોયું. ગઇ રાતની વાત જેનને ખબર હશે એવું તેના સ્વપનામાંબી ન હતું. લુસીના સંબંધમાં કાંઈ કેહવા બોલાવી હશે, એવી તેણીએ તો વકી રાખી હતી. તે ઠંઙ થઈને ઉભી રહી.

"બેઅદબી માફ છે, લેડી જેન, પણ—શું—આજે રજા લેઉં? રજા?"

"હા, તેમ કીધાથી મેહેરબાની થશે."

બેહુ જન એક બીજા ગમ તગર તગર જોવા લાગ્યાં.

"આએ પ્રમાણે મને અચબુચ બરતરફ કરવાનું કાંઈ કારણ મેહેરબાની કરીને સમજાવશો?"

આ વાર મીસ લેથવીકના પેટમાં જરા ફાળ પડી હતી ખરી, કે રખે જેને ગઇ રાતનો મામલો છુપાઇને જોયો હોય.

"મારી ઇછા છે કે તમોએ મને કારણ પુછવું નહીં. કદાચ તમારૂં પોતાનું દીલજ તમુને કારણ કેહશે. ઊંચાં કુલના લોકમાં ધારો છે કે ચોકસ ચીજ બોલવામાંબી શરમ

છે. તમે ગ્રહસ્થ હશો એવી મેં આશા રાખી હતી, પણ હું દલગીરછું કે તેમાં હું ઠગાઈછું અને લેડી લુસી ગ્રેસ-નીની સંભાળ તમારા હાથમાં સોંપી તે માટે હું ખચીત પસતાઊંછું."

ઊંચું કુલ, ગ્રહસ્થાઇ વગેરે કડવાં વેણુથી મીસ લેથવીકને ઝાંઝ ચહડી. તે સામો ઉતર આપવા જતી હતી, પણ તેટલાં તેણીની રૂડી સમજણે તેણીને રોકી. જો હમણા લેડી જેન સાથ બોલાચાલી થાય તો પછી 'કાઉનટેસ' થવાની આશાને છેલ્લી સલામ. તે મુંગી ઉભી રહી.

"તમારા એકસો હેંસી રૂપીયા ત્રણ મહીનાના નીકળેછ, અને તમુને મહીનાની નોટીસ નથી આપી તેના બદલામાં આખા મહીનાનો પગાર."

આ પ્રમાણે બોલી જેને રૂપીયા મીસ લેથવીક ગમ હડસેલીયા. જરા વાર વીચાર કરીને મીસ લેથવીકે તે ઊંચકી લીધા. તે જતાં જતાં બોલી "લેડી જેન, તમારી નાખુશી મેં મારા ઉપર ખેંચી લીધી છે તે સારૂં હું દલગીર છું, પણ આશા રાખું છું કે કોઇ દાહાડેબી તમે મારે વીશે તમારૂં મત ફેરવશો."

"કદી નહીં—તમારી નોકરી અહીં ખલ્લાસ થઇ છે, અને હું માંગી લેઊંછ કે રૂખશદ લીધા અગાઉ તમોએ લેડી લુસીને મળવું નહીં."

મીસ લેથવીક બાહાર પડી. તે મન સાથ બોલી "ઠીક છે—હમણાં તો મને કુતરાંની ફાની ઝંઝેરીને કાહાડી મુકીછ, પણ થોડા મહીના પછી કદાચ મામલો ફેરફાર થાય ત્યારે

જોઇશું." બારણાની બાહાર તે વમાસણમાં ઉભી. તે શેઆની હતી, પણ આ બરતરફીની ખબર લાર્ડ ઓકબર્નને કરવી જોઇયે. અગર રાતના બનેલો બનાવ ખરો હોય તો લાર્ડને ખબર કીધા વગર જવું એ નાદાની કેહવાય. આગળી રાતવાળાજ સ્મોકીંગ રૂમમાં લાર્ડ બેઠા હતા ત્યાં મીસ લેથ-વીક ગઈ."

"લાર્ડ ઓકબર્ન, મને લેડી જેને રૂખશદ આપીછ."

અર્લ પોતાના ધ્યાનમાંજ હતા તેથી બરાબર સાંભળ્યું નહીં તેથી ડોળા કાહાડી પુછયું.

"શું ?"

"હું દલગીર છેઉં કે લેડી જેને મને રૂખશદ આપી છે."

"શું કરવા?" આમ બોલીને અર્લે લાકડી હાથમાં પકડી અને ઉઠીને ઉભા થયા.

"લેડી જેને કારણ જણાવ્યું નથી. તેવણે મને પોતાના ઓરડામાં બોલાવીને કહયું કે મારે આજનું આજ જવું. તમુને આ વાતની ખબર કીધા વગર જવાનું મને દરૂસત લાગું નહી, મને લાગું કે કદાચ મારૂં સરનામું તમુને આ-પતી જાઉં. હું મારા બાપને ઘેર જાઉં છું."

"કાંઇ વાત! આ રીતે મારા ઘેરમાંથી હું તુને જવા દેનાર નથી. લેડી જેનની શું મગદુર, કે આ પ્રમાણે હુકમ ચલાવે—તમુને મહીનાની નોટીસ કાંહ આપીછ?"

"નોટીસ નથી આપી, પણ તેને બદલે મહીનાનો પગાર આપ્યો."

"અં! એમ છે?—તારે સાંભળ ઈલીઝા, આ ઘેરનો ધણી હું છેઉં ને એ દુકતીને બોલાવીને હું—"

"નહીં—લાર્ડ ઓકબર્ન, લેડી જેનની ઉપરવાઇ થઇને હું આ ઘરમાં રહેવા માંગતી નથી. આખર કરેને હું ગવરનેસછું ને તે મારી હાલ તુરત તો શેઠાણી થાય."

"પણ હવે તું મારી પોતાની છે અને મારાં ઘરની ધણીયાણી છે—હવે જેનતું શું ચાલેછ?"

"નહીં—અર્લ. અગર પેલો ચોક્સ બનાવ બનવાનો હોય તોબી મારે તો હાલ તુરત અંહીંથી જવુંજ જોઇએ."

"હા—કે પછી કાઉનટેસ અર્લ દાખલ પાછું આવવા કામ લાગે—બરાબર છે—પાછી મારી ધણીયાંણી થઈને આવે ત્યારે જેનને આ બધાંનો સ્વાદ ચખાડજે. તું કાહારે તૈયાર થશે?"

"એક કલાકમાં. મારે કીયા પેટી પેટારા પેક કરવાના છે."

"નહીં—નહીં—નહીં—તે હું પુછતો નથી. હું તો પુછુંછ કે આપણા લગન માટે તું ક્યારે તૈયાર થશે. એક અઠવાડીયામાં?"

"ઓ લાર્ડ ઓકબર્ન—આ બાબદમાં મને મોટો ધભરાટ થયો છે. મારે શું જવાબ આપવો તે હું સમજી શકતી નથી. મને તૈયારી કરતાં ઘણા દાહાડા લાગશે."

"પણ કાંય, શું કરવા?"

"ઉતાવલ થાય નો ઘણું સારૂં નહીં લાગે—[illegible]ક મારા ગમ આંગલી કરે."

"અરે—એ તું શું બકેછ? લોક આંગલી કરે? લોકના બાપનું શું જાયછ? તું કહેતી હોય તો ત્રણ વરસની સફર-ને સારૂ હું અરધા કલાકમાં તૈયાર થાઉં."

મીસ લેથવીકે વધારે તકરાર કરવામાં સાર જોયો નહીં અને પોતાના બાપના ઘેરનું ઠેકાણું આપી તાંહથી વીદાય થતાં બોલી.

"તમારી રજા લીધી એટલે હવે મારે અહીંથી તાકીદેથી જવું જોઇએ. મારા અત્રે રેહેવાથી લેડી જેન નાખુશ થશે. જીવતા રેહો લાર્ડ ઓકબર્ન."

"ઠીક છે—તારો વીચાર'બી વાજબી છે—તું તારા બાપને ઘેર જા, ને હું તારી પુઠે આવી લાગુંછ. હાલ તુરત જેનને હું કાંઇ કેહેવાનો નથી. લગન થયા પછી બધી વાત—ચાલ જા હવે આવજે."

આ પ્રમાણે બોલી લાર્ડ ઓકબર્ન પોતાની અદરાયલી સ્ત્રી સાથ ભેટયા અને તેઓ છુટાં પડયાં. મીસ લેથવીક જેવી પોતાના ઓરડામાં દાખલ થાય છે, કે સામેથી લુસી નાચતી કુદતી આવી મળી. લુસીને મીસ લેથવીકના ઉપર હેત ઘણું હતું તે તેણીને વળગી પડી.

"કાલ રાતની પાર્ટી કેવી સરસ હતી—રોજ રાતના એમ થાય તો કેવું મજાનું. વરી આજે તમે મને રજા આ-પીછ તેથી મારો જીવ હરખથી માયો સમાયો જતો નથી. તમે શું કરશો મીસ લેથવીક?"

"લુસી, મારી દીકરી—એ છુટી મારી આપેલી નથી. હું તો હવે જાણીછ. હવે હું તારો માસતર નથી. એક કલાકમાં હું તો આએ ઘેર છોડી જવાની છેઊં."

"કાંય !" લુસીએ અચરતીથી પુછયું.

આ વાર મીસ લેથવીકને યાદ આવ્યું કે લુસીની મુલાકાત નહીં લેવી એવો જેનનો હુકમ હતો. આ હુકમનો અનાદર કરવાનો તેણીનો વીચાર ન હતો, પણ હવે આ પ્રમાણે સંજોગ બની ગયો એટલે ઉપાય નહીં.

"શું તમે હવે મને શીખવશો નહીં ?" લુસીએ ફરીથી પુછયું.

"લુસી, હું દલગીર છેઊં કે મેં તારી આગળ આ વાત કીધી. મારે નહીં કરવી હતી. તું લેડી જેનને મેહેરબાની કરીને કહેશે કે ભુલચુકથી આ મોલાકાત થઇ છે, અને હું જાણી જોઇને તુને મળી નથી ને મારે હું દલગીર છેઊં ?"

"પણ જરા મને કેહો તો ખરાં કે—"

"નહીં લુસી, ડીયર, હવે મારેથી કાંઈ વધુ કહેવાય નહીં. ખોદા કરશે તો ભવીશયમાં આપણે પાછાં સાથે મળીશું" પણ તે કાંઈ નક્કી નથી. જે આજે નક્કી દેખાયછ તે કાલે દુર થઈ જાયછ, પણ લુસી તું એટલું તો યાદ રાખજે કે હું તારૂં ભલું ઈછનારી છું."

આટલા શબ્દો બોલી તથા લુસીને છાતી સાથે ચાંપીને મીસ લેથવીક પોતાના ઓરડામાં ગઇ અને લુસી જેનને શોધવા દોડી.

"ઓ જેન! શું મીસ લેથવીક ખરેખર જાયછ?"

"હા." જેને ચુપ જવાબ દીધો.

"કાંય, પણ કાંય? હું ઘણીજ દલગીર છેઉં."

"જરા આસતે બોલ લુસી."

"પણ મને કારણ તો કેહ—તેવણે શું કધું?"

"ડીયર, તુંને પુછવાની જરૂર નથી. તે વાત સાથ તુને કસું લાગતું વળગતું નથી. તેની જગાએ કોઇ બીજી વધારે લાયક ગવરનેસ મળે તાંહ સુધી તારૂં લેસન હું પોતેજ લેવસ."

"પણ જેન—

"બસ લુસી, હવે વધારે હું કાઇ કેહવાની નથી. એટલુંજ બસ છે કે મીસ લેથવીકને બરતરફ કીધી છે, અને તે આજે રૂખશદ લેશે. તે આએ ઘરમાં દાખલ થવા પામી તે સારૂ હું ઘણીજ દલગીરછું."

લુસીને છોડીને જેન પોતાના બાપના ઓરડામાં ગઈ. અર્લ વીચારમાં એક કાગળ વાંચતા હતા. જેને બાવાજીને જણાવ્યું કે મીસ લેથવીક ગવરનેસ તરીકે લાયક નહીં માલમ પડત્રાથી તેણીને રજા આપી છે. આ બોલતાં જેને પોતાનું

ડાકું શરમથી નીચું રાખ્યું હતું, કેમજે આ સઘળાં કારેસ-તાનમાં તેણીના બાપનો શું ભાગ હતો તે તે જાણુતી હતી. અર્લે એક શબ્દ જવાબ આપ્યો નહીં, પણ પાંચેક મીનીટ ચુપ જવા બાદ તેવણ બોલી ઉઠયા "ને હવે કલારીસનું કેમ ? આએ કાગળ કેનેડાથી મને આજેજ મળ્યું છ. કલા-રીસ કેનેડા ગઈ હશે એમ આપણે આશા બાંધી હતી તે ખોટી છે. એ મીસ બોશાં તો કોઈ જુદીજ છે."

"હા બાવાજી, મેં મી૦ વાહનથી એ વાત કાલેજ જાણી. કલારીસને પાછી મેળવવાની મેં તો આશા મુકી છે."

"આશા મુકીછ! છટ! છટ! તમે ઓરતો એ વાતમાં શું સમજો. જાંહ છે તાંહ કોઇ કુટુંબ સાથ ગવ-રનેસ દાખલ વેલાત ગઇ હશે. "હું હમણાને હમણાં જઇને ખબર કાહાડુંછ."

આ પ્રમાણે બોલી અર્લ ધરપચમાં બાહાર નીકળી ગયા અને તેની પાછળ મીસ લેથવીકેબી ગવરનેસ દાખલની સેવટની રૂખશદ લીધી.



## પ્રકરણ—૩૭.

## ઝેરનાં ટીપાંની શરૂઆત.

લાર્ડ ઓકબર્ન દોડધામમાં હતા. તેવણુ પોતાનાં ભાડુત સર જેમસ મારડનને ઉઠી ખાતે ચેસ્ની ઓકસમાં મળવા જવાના હતા.

આ વાર જેન ઘણું અજબ પામી કે સાથે પામ્પીને લઇ જવા તેવણે ના પાડી. પામ્પી વગર અર્લને એક ઘડી ચાલે નહીં ને આ વાર એમ કેમ? તેણીએ બાવાજીને કારણુ પુછયું પણુ બાવાજીએ તો ફકત ઉતર દીધો કે, "મારાં કામ વચ્ચે માથું મારવાની તુને જરૂર નથી."

અર્લે બે ચાર બોચકાં બાંધી લીધાં અને હાવરાથી ટ્રેનમાં બેસી હંકારી મુકયું. જેન બીજી ગવરનેસની શોધમાં હતી. મીસ લેથવીકથી તેણીને છકર લાગી હતી તેથી તે આ વાર વધારે સાવચેત હતી. અર્લ તો ચેટાપોલીઅમ આવી પુગ્યા જ્યાં સ્વારીના ઘોડાઓ સાથે સર જેમસ મારડન તેમને એસતેકબાલ લેવા હાજર હતો. સવારી કરતા અને વાત કરતા તેઓ ચારીંગ કરાસ સુધી આવી પુગ્યા એટલે સામેથી એક નાહાની પારક ફ્ષ્ટીન તટુની જોડીવાળી હાંકીને આવતી એક લેડી દેખાઇ. તેણીની પાસે બીજી એક અતીશે સોહામણી લેડી બેઠી હતી અને તેઓ બેહુ ખુશ મીજાજમાં હસતાં હતાં. ગાડી હાંકનાર બાઇ કરનલ મારડનની ધણીયાણી હતી. તે સામેથી આવતા ગ્રહસ્થોને જોઇને ગાડી

અટકાવવા જતી હતી, પણ તેની પાસે બેઠેલી સ્ત્રીએ અચબુચ ચીસ પાડીને ચાબકથી ટટુને એકદમ આગળ હાંકી મુક્યા અને ગાડીના ઓથામાં સંતાઇને પડી. આ લેડી આપણી સહી લેડી ફ્લોરા કાર્લટન હતી.

કરનલ મારડન આથી ઘણો અજબ થયો, "અલ્લો— એમ કેમ ?"

એબીમેર લાર્ડ ઓકબર્નેભી અચરતીથી ગાડીમાં ઉભા થયા. તેવણે ફ્લોરાને ઉટીમાં જોવાની વકી રાખી ન હતી. સારાંસ કે મીસીસ મારડનને ફ્લોરા સાથ દોસતી પડી હતી અને તે ચાર પાંચ દાહાડા પોતાની સહીને મળવા આવનાર હતી.

"એમ કેમ ?" સર જેમસ મારડન ફરીથી બોલ્યા. "આપરામાંથી એકને જોઇને પેલી બાનુ ચમકી એમાં મને જરા શક નથી. તમે એને ઓળખોછ કે ?

"ઓળખોછ ! હું દલગીર છું, કે હું એને ઘણી સારી તરેહ ઓળખુંછ. એ મારી એક નાફરમાન બેટી છે તે મારાં ઘેરમાંથી છુપી છાની નાહાસી જઇને એક બે બદામના માણુસ સાથ પરણીછે."

"ઓહો ! તારે તો એ લેડી ફ્લોરા કાર્લટન હશે."

"હા—લેડી ફ્લોરા કચરો પુંજો તે એજ."

"હવે બની તે બની, હવે તો એને માફ કરવા શીવાય કાંઇ બીજો છુટકોછે ? કેવી ખુબશુરત છોકરી છે ?"

" કયુ નહીં-કોઇ કાલે નહીં."

લાર્ડ ઓકબર્નનું બોલવું જરા તીખું હતું, પણ અંદર-ખાનેથી તેવણુ પોતાનાં બચાંઓને ચાહાતા હતા. કોણુ જાંણે-વખતે મીસીસ મારડનની ગાડી ઉભી રાખી હતે તો કદાચ દોસતીબી થઈ જતે.

" એ દુકતી અંહી શું કરવા આવીછ?" અર્લે ફ્ફડીને પુછ્યું.

" કોણુ જાંણે—હું ધારૂંછ કે મારા ભાઇ કરનલ મારડનની ધણીયાંણીને મળવા આવી હશે."

" છુપાં લગણુ માફ કરૂં ! કયુ નહીં—કોઇ કાલે નહીં." છુપાં લગણુની સાંમેની અર્લની આ નાપસંદગી જોકે ઘણે દરજજે વાજબી હતી, તોબી તેવણુ તો અખાડાજ કરી ગયા હતે તો ઠીક, કેમજે તેવણુ પોતેબી છુપાં લગણુ કરવાની તૈયારીમાં હતાં.

સર જેમસ મારડનની અજાયબી વચ્ચે લાર્ડ ઓકબર્ન જે દાહાડે ચેસ્ની ઓકસમાં આવ્યા તેજ દીને સાંહાંજના પાછી રૂખશદ લીધી. અલબતે ઘર ધણીએ ધાર્યું કે લેડી ફ્લોરા ત્યાં આવેલી હોવાથી તેની મુલાકાત ચુકાવવાને તેણે આમ કર્યુ હશે. પણુ ખરી વાત તો એ હતી કે તેવણુની ખરી નીશતા મીસ લેથવીકને ઘર પરાણું ઉતરવાની હતી, પણુ પોતાની છોકરીઓને ભુલથાપ આપવા માટે તેવણુ એક દાહાડો ઉઠી ગમ ઉતરી પડયા હતા.

મીસ લેથવીકના બાપ કલીકતમાં હાલ તુરત પાદરી હતા ત્યાં લાર્ડ રાતોવાઈ આવી પુગયા અને હાટલમાં ઉતારો લીધો. રેવરંડ મી૦ લેથવીકનું મકાન નાહાનું પણ સ્વચ્છ હતું. કંપાઉન્ડમાં અતીશે ખુબશુરત બગીચો બનાવ્યો હતો, અને બારીઓમાં પક્ષીઓના સોનેરી નાહાનાં પાંજરાં લટકાવેલાં હતાં. પાદરીના નાહાના ઓરડામાં ઉંચી મીસ લેથવીક રાજ કરતી રાંણી જેવી કદાવર લાગતી હતી.

અરસપરસ ઓલખાંણુ થવા પછી અર્લે પોતાની સરેસતાની રફ રીતે લગણની વાત છેડી. પાદરીએ જવાબ દીધો કે તેની બેટીએ તેને સઘળી વાત કહી હતી, અને તે આ બનાવ માટે અંદરખાંનેથી ઘણોજ મગરૂર હતો, પણ તેને તથા તેની બેટીને એ બાબે ઘણો અંદેસો હતો, અને તે એકે 'આ શાહાદી જો થાય તો અર્લના ઘરમાં કંકાસનું મોટું બી રોપાવાની ધાસતી હતી. આ સાંભળી અર્લે એટલું તો તોફાંન કરી મુકયું કે પાદરી તો થથરીજ ગયો.

"મારા લાર્ડ—ઇલીઝા ઘણીજ ડાહી અને શેઆંની છોકરીછે. મારી ઉપજ ઘણીજ થોડી છે, અને મારી બેહસતન ધણીયાંણી એક વરસ ખાટલે પડી તેટલાં આ છોકરીએ અમારી શરમ આબરૂ રાખી. અમારે ખાતર એ ચાકરી રહી લોકોનાં મીહીના ખમ્યાં અને બધી રીતનું અપમાન સાંખ્યું. એ મારી દીકરી હીરાને તોલની છે, અને હીરાને તોલની ધણીયાંણીબી થશે તેથી જો તમો સાહેબની દીકરીઓ—

"આહાતુંમમાં ગેઇ દીકરીઓ! તે લોકને એ વાત સાથ શુ કામછે? બસ એક બીજો શબ્દ તમારે બોલવો નહીં. છલીઝાં મારી ધણીયાંણીછે."

ઘણીક તકરાર થવા પછી અકટોબર માસમાં શાહાદી કરવાનું નક્કી થયું.

જેન ચેસની સપટેમ્બરમાં ઘણાજ કામમાં હતાં તેઓ પોતાનો બંગલો બદલવાના હતાં, અને નવું ફરનીચર ખરીદવાના તથા નવા બંગલામાં સાફ સુફ કરવાનાં કામમાં જેન રોકાઇ હતી. તેણીએ પોતાના બાપનો ઓરડો ખુબ એસકી અને સુખવાસી કીધો હતો, અને તેવણના આવવાની કાગળે ડોળે વાટ જોતી હતી. લુસીની નવી ગવરનેસ મીસ સ્નો સારી નીવડી હતી અને મીસ લેથવીક તદન વીસરાઇ ગઇ હતી. અર્લની અવારનવાર ગેરહાજરીને મીસ લેથવીક સાથ કસોબી સંબંધ હશે એવું તો જેનના ખ્યાલમાં કયાંથીજ આવે.

અકટોબર આવ્યો. લાર્ડ ઓકબર્ન ત્રણ દાહાડા થયા બાહાર ગયા હતા. જેનનું માથું દુખતું હતું અને તેણીને અવારનવાર તાહાડ વાગી આવતી હતી. શું આવતા બનાવની એ કાંઇ બસારત હશે? લોકો એમ કેહેછ તો ખરૂં.

જેન, લુસી અને મીસ સ્નો ચાહ પીતાં હતાં તેટલાં મુન્નાએ આવી ખબર આપી. "માઇ લેડી, કોઈ ઘરહસ્થ પુછવા આવ્યાછ કે અર્લ ઘર પાછા કયારે આવશે. એ ગ્રહસ્થ ચેસની ઓકસમાંથી આવ્યાછ."

"ચેસની ઓકસમાંથી? એ શું બકેછ? બાવાજી તો તાંહાંજ છે."

"નહીં જેન, બાવાજી હું જાણુંછ કે ત્યાં નથી, કેમજે એવણે તો મધરાસ લાઇન ઉપર જવાની ટીકીટ લીધી એમ આપણો કોચમેન કેહેતો હતો."

"ચુપ રેહ લુસી, તું ભુલતી હશે. બાવાજીને જતી વખત મેં પુછયું કે ચેસ્ની ઓકસ જાઓછ કે, ત્યારે તેવણે હા કેહતા હોય તેમ ડોકું ધુનાવ્યું. મુન્ના જા, જઈને કોચમેનને બરાબર પુછ, અને પેલા ઘરહસ્થને કેહ કે લાર્ડ ઓકબર્નેની આજ કાલ આવવાની વકી છે."

મુન્ના નીચે ગઈ અને ખબર લાવી. લુસી ખરી પડી. લાર્ડે મધરાસ જવાની ટીકીટ લીધી હતી અને તેવણ ઘડી ઘડી ત્યાંજ જતા હતા. જેન વીચારમાં પડી. એ લાઇન ઉપર એવણનું ઓલખાણનું તો કોઇ નથી!

તેઓ વાત કરે છે એવામાં દરવાજા ઉપરનો ઘાંટ ઠોકાયો અને એક ગાડી આવીને ઊભી.

"એ વળી કોણ પીડા છે, જાંહાં છે તાંહ કોઇ મળવા આવ્યુંછ."

"બાઈ તમે આજે અખાડા કરો, કેમજે તમારા જીવને સારૂં નથી" મીસ સ્નોએ મત આપ્યું.

એણીમેર નાદાન લુસી બારણામાંથી ચીમાઇને જોવા લાગી કે કોણ આવ્યુંછ. તે તુરત ઘભરાયલે ચેહેરે પાછી આવી. તેણીનું મોહ ઊજળું પુની જેવું થઇ ગયું હતું.

"જેન—જેન—એતો બાવાજી ને મીસ લેથવીક છે!"

"હેં—શું—મીસ લેથવીક?" જેન અચરતીથી બોલી પડી.

"અરે હારે હા—હું જાણુંછ કે આ'રે તાંહ થોડા દાહાડા રેહવાના હશે, કેમજે ગાડીમાંથી સામણુ'મી ઉતરેછ."

"કમી નહીં હોય—લુસી જરા બરાબર જો."

"ખરૂં કેહુંછ, તેવણે ખુબ એસકી કપડાં પેહરેલાં છે ને ખભાં ઉપર સોનેરી શેઆલ નાખીછ. મને તો લાગેછ કે આપરાં બેહસ્તન માયજી વાળીજ શેઆલ છે."

એવામાં પાસ્પા ઘભરાયલા ઉપર આવ્યો.

"બાઇ સાહેબ, અર્લ આવી પોંચ્યા છે અને ઘણા ગુસ્સામાં છે કે તેવણને અને લેડી ઓકબર્નને એસતકબાલ લેવા માટે તમે લોક કોઇ હાજર કેમ નથી!"

---

## પ્રકરણ—૩૮.

## નવાં મડમ—લેડી જેનના પેટમાં ધસકે

"શું? કોણ આવ્યું?" જેન ઝબકીને ઉઠી. તેણીના મગજમાં એવો ગુંચવાડો થયો હતો, કે તે પેહલાં તો ખરી વાત સમજી શકી નહીં. તેણીએ ઊપલા સવાલ ફરી ફરીને પુછયા.

"બાઈ સાહેબ, લાર્ડ સાહેબ ઘણા ગુસ્સે છે, કે લેડી ઓકબર્નને આવકાર દેવા સારૂં કોઇ હાજર કેમ નથી."

"લેડી ઓકબને! લેડી ઓકબને? શું પુછીજી આવ્યાંછ?"

"નહીં મેમ સાહેબ, જેવણુ અહીં મીસ લેથવીક કરી લેડી લુસીને શીખવવા પર રહેલાં હતાં તેવણુ છે."

આહ! જેનના ચેહેરા ઉપર એક જાતની ફીકાસ ફરી વળી. સાવકી માનો વીચાર તો હજી તેણીના મનમાં આવ્યો ન હતો, પણ કાહાડી મુકેલી ગવરનેસને ઘરમાં આણીને ખામખા તેણીના બાપે તેણીને હલકી પાડીને અપમાન કીધું હતું. શું બાવાજી આએ સ્ત્રીને ઘરમાં નાહાની મુલાકાત માટે પરોણા તરીકે લાવ્યા હશે? જેન તરત ઉઠી અને નીચે જવા-ની તૈયારી કરી. તેણીએ ઠરાવ કીધો હતો, કે બાવાજી સાથ તકરાર કરીને આ પરોણાને પાછી વીદાય કરવી.

દાદર ઉપર મુન્ના સામેથી ચહડતી મળી.

"લેડી સાહેબ, શું બન્યુંછ તે તમે સમજ્યાં કે?"

"હું એટલું સમજુછ, કે એક નોકરને મેં આએ ઘરમાંથી કાહાડી મુકેલી તેણીએ પાછો પોતાનો પગ અત્રે મુકવાની નફટાઇ કીધીછ, પણ હું એણીને અહીં એક કલાક રેહેવા દેવાની નથી. ચાલ મને જવા દે."

"ઓ બાઇ, તમે અહીંથી આગળ વધો તે અગાઉ ખરી વાત સાંભળી લેઓ. કાંઈબી પંચાતી થાય તેમાં તમારી હાર થશે માટે જરા વીચારીને પછી પગલું ભરજો." મુન્નાએ પોતાની માનીતી બાઇની કદર ખાતાં કહ્યું "બાઇ, મારા લાર્ડ તો આ ગવરનેસ સાથ પરણીને પોતાની ધણીયાંણી દાખલ તેવણને અહીં લઇ આવ્યા છે."

જાણે એક મણીકો ઉડીને જેનની છાતીમાં વાગ્યો હોય તેમ જેન દેવાલ ઉપર ફસડાઈ પડી. મુન્ના વળી બોલી,

“મેં પાસ્પીથી હમણાજ સાંભળયું, કે એ લોક ગઈ કાલેજ પરણ્યાં અને શાહાદીનો ગાંઠ મીસ લેયવીકના બાપે બાંધ્યો. થોડી મુદત થઈ અર્લ સાહેબ અવારનવાર ઘેરથી બાહાર જતા હતા તે ચેરની ઓકસમાં નહીં, પણ મીસ લેયવીકને ઘેર રેહેતા હતા.”

“મુન્ના મને પકડ” નાચાર બેટીએ કરગરીને મદદ માંગી.

જેનના પગ ધ્રુજતા હતા, અને જો મુન્નાએ તેણીને પકડી રાખી ન હોત તો તે નક્કી પડી જાત. તેણીના માથામાં ચક્કર આવતા હતા તે પસાર થઇ ગયા ત્યાં સુધી તે દાદર-ના કટેરા પકડીને બેસી રહી. આખરે તે ઉઠી.

“જે બને તે ખરી—હવે તો સર્વે ખુલાસો જાણવો જોઇયે.”

જેન દીવાનખાનામાં દાખલ થઇ. તેણીની પાછળ લુસીબી ઘભરાયલી ગઇ. દરવાજા આગળજ આગળી મીસ લેથવીક ખશીયાણી જેવી ઉભી રહી હતી. એક પલમાં જેનની નજર તેણીના કપડાં ઉપર પડી. તેણીએ બેહસતન માયજીવાલી કસબી શેઆલ આંગ ઉપર નાખેલી હતી. આ ઓરતના અંગ ઊપર પોતાની મરનાર માતાની શેઆલ જોઇને જેનના પેટમાં ચમટો આવ્યો. અર્લ પોતે ઓરડામાં આમથી તેમ બટાર મારતા હતા. જેવી જેન અને લુસી દાખલ થઇ કે તેવણ સામા ઉભા.

"ઓહો! આખરે તમે લોક આવ્યાં કે? ઘણી મેહેરબાની થઇ. કાંઈ તૈયારી નહીં મલે—એક ચાહેનું કપ નહીં મલે. કોઇ આવોજી જાવોજી કેહેનાર નહીં મલે! વાહ! ઘેરના સારા ઢંગ માંડયાછ જેન."

માજી ગવરનેસ ગમ પીઠ કરીને જેન ઉભી અને બોલી, "તમારી આટલા જલદી આવવાની અમે વકી રાખી ન હતી."

"મારાં કાગળમાં મેં સાફ લખ્યું હતું—કાગળ મળ્યું કેની?"

"મને કોઇ કાગળ મળ્યું નથી."

"નથી મળ્યું? માઈ ગોડ! હું પોસટ હારીસવાલા ઉપર ફરયાદીજ માંડું—છોકરીઓ—આએ બાઇ તમારાં નવાં માતાજી લેડી ઓકબર્ન છે—તેવણુને આ નવાં ઘરમાં આવકાર દેવા સારૂં કાગળ પત્ર શાના જોઇએ?"

આ પ્રમાણે અર્લે તો બંદુકના દારૂનું સાંટક આણી મુક્યું. જેન ઉપલા શબ્દો સાંભળીને જરાબી ફરી નહીં, પણ પોતાની સાવકી મા ગમ પીઠ રાખીને ઉભી રહી. તે પોતાના પીતાને કંઇ કેહેવા માંગતી હતી, પણ તેણીને ગળે કાચકી બાઝી હતી અને સાદ નીકળ્યો નહીં. આખરે નવી કાઉન્ટેસ પોતેજ આગળ આવી અને ઘણી નમનતાઇથી પોતાનો હાથ જેન ગમ લાંબો કીધો.

"લેડી જેન, હું તમારી પાસેથી ઓજરખવાહીથી માંગી લેઉંછું, કે આપણા વચ્ચે સલાહ રાખવી. લાર્ડ ઓકબર્ને

પોતાની રાજી ખુશીથી મને ધણીયાંણી બનવાનું માન આપ્યું છે, પણ તે સારૂં તેમની દીકરીઓના હક ઉપર તરાપ મારવા અથવા ઘરમાં કુસંપ કરવા હું આવી નથી. મારી સાથ દોસતી રાખવાની તજવીજ કરી જુઓ અને પછી તમે જાણશો કે હું ઉપકારનો બદલો અપકારથી વાલીશ નહીં."

જેન આ બોલનારના ગમ અચબુચ ફરી ઉભી. તેણીના સફેદ હોઠ ધ્રુજતા હતા અને ચેહેરો ધીકારથી બદલાઈ ગયો હતો.

"તમારી સાથે દોસતી રાખું ! **તમારી** સાથે એક સરપ જે તમારાં બદનની આસપાસ વીટલાઇ તમને મરણતોલ વીખ આપવાની તજવીજ કરે તેના સાથ દોસતી ! તમે ઢોંગ ધતુરા કરીને મારા બાવાજીને તેમના બચાંઓથી જુદા પાડયા છે. ઇલીઝા લેથરીક ! જેવી રીતે તમોએ અમારી સાથ ચાલ ચલાવી છે તેવીજ હાલ વખત આવવે તમારેબી થશે. ખોદાને બારણે ઇનસાફ છે."

કાઉન્ટેસ તો ધરતીકંપથી ઘભરાઇને પાછા હડી ગયાં અને લાંબો કીધેલો હાથ ખેંચી લીધો; તેવણે પોતાનો હાથ લુસીના ખભાં ઉપર મુકયો.

"વારૂં, લુસી તું તો મારી વાહાલી થઇને રેહેશે કેની ? હું જ્યારે તારી સાથે હતી ત્યારે તારા ઉપર ઘણું વાહાલ રાખતી હતી અને હજુબી તારી બીજી માતા થઈને રેહેવશ. તારા ઘરમાં આ દાખલ થવું જેટલું તમુને કડવું લાગેછ એટલુંજ મનેબી લાગેછ."

લુસી રડવા લાગી. તેણીને મીસ લેથવીક ગમતી હતી, પણ આ સઘળો પંચાતીનો મામલો તેણીને પસંદ ન હતો. અર્લ પોતેબી ચાંઈ જેવા પાસેના ઓરડામાં ભરાઇ ગયા હતા. તેમના બુમ બરાડા અને લાકડીના ગોદા તુરત વેલાતો ઠંડા પડી ગયા હતા.

ઓરડામાં ભરાતી વખતે તેવણ કાઉન્ટેસના કાનમાં બોલતા ગયા હતા કે "ઇલીઝા, એતો જરા નવું સવું છે એટલે એ લોક એમ ધભરાયછ, બે ચાર દાહાડામાં બધું બરાબર થઇ જશે."

એવામાં એક ઘણીજ એસકી યુરોપીયન દાસીએ આવીને જેનની દરકાર કરવા વગર કાઉન્ટેસને ખબર આપી કે ચાહ તૈયાર છે. આ બાહાને કાઉન્ટેસ ત્યાંથી સટકી ગઇ. ચાહ બનાવનારી ધરની શેઠાણી હવે તે હતી અને જેનને તો કોઈ કાંઇ પુછતુંબી ન હતું. ઓરડો ખાલી થતા પછી જેન ખુરશી ઉપર બેસીને ડચકાં ખાવા પડી.

ઓ વાંચનાર ! તેણીના દીલનું દુઃખ તું સમજી શકશે, કાંઈબી ચેતવણી વગર તેણીના બાપના ઘરમાં તેને હલકી પાડવામાં આવી. પોતાના બાપના જીગરમાં હવે તેણીને સારૂ નહીં પણ બીજી પારકી સ્ત્રીને સારૂં જગા થઇ અને તે પારકી સ્ત્રી કોણ ! જેણીએ તેના હાથ તળે ચાકરી કરેલી, જેણીને તેણીએ ધીકારેલી, ધમકાવેલી, કાહાડી મુકેલી— તે તેને માથેની ઘરની શેઠાણી ! નોકરો હવે હુકમ માટે તેને પુછે અને જેન ચાકરડી જેવી !

જેન ધ .'તી પસડાતી પોતાના ઓરડામાં ગઇ અને ખુરશી ઉપર માથું નાખીને બેઠી એવામાં મુન્ના હાથમાં એક કાગળ લઇને આવી. મુન્ના ઘભરાયલી હતી.

"બાઈ--બાઇ--બચારો પામ્પી બીકથી મરવા જેવો થઇ ગયોછ. સાબે તેને આગ્મે કાગળ ગઇ કાલે પોસ્ટમાં નાખવા આપ્યું હતું, પણ તે નાખતાં વીસરી ગયો અને હમણાં બીહેછ કે જો સાબ તે વાત જાંણુશે તો તેનાં દીલ-માનું એક હાડકું આખું નહીં રાખશે."

જેને બે ધ્યાનીમાં કાગળ લીધું અને તેવીજ બે ધ્યાનીમાં ઉખેડીને વાંચ્યું તો તે ઘણુંજ ટુકું હતું.

"**વાહાલી! જેન**—આજે સદવારનાં મીસ લેથવીક સાથ મારાં લગણ થયાં છે—હમે કાલે સાંહાંજના ચાહેને વખતે ઘેર આવીશું તેથી સઘળી તૈયારી રાખજે. એ જ્યારે આપરી સાથે હતી ત્યારે તું તેનો સાથ બરાબર ચાલી નહીં. પણ હવે સંભાગજે, કેમજે એ હવે મારી ધણીયાંણી અને મારા ઘરની શેઠાંણી છે.

લાo દુવાગીર,

"**ઓકબર્ન.**"

બસ! થઈ ચુકું! જેનના દીલમાં જે બખીઓ ભરાયો હતો તે રડવાથી બાહાર નીકળે એવો ન હતો.

---

## પ્રકરણ—૩૯.

## કુસંપનું કાળું મોહોડું—ફાટફુટ.

બાપ બેટી લાઇબ્રેરીમાં એકલાં ઉભાં છે. જેન ઘણીજ ઉદાસ છે, અને તેણીના ગાલમાં એક રાતમાંજ ખાડા પડી ગયા છે. અર્લ પોતેબી ચકીત થઇ ગયલા દીસે છે અને ઓરડામાં આનથી તેમ ફેરા ખાય છે. તેમના માનીતી લાકડી એક ખુંણામાં ચુપ પડી છે.

ગઈ રાતનાં તુફાન પછી તેઓ પેહેલીજવાર સામા સાંમી મળ્યાં હતાં. શું એ રાત! જેને એક પલબી પોતાની આંખ બંધ કીધી ન હતી.

અર્લ સહવારના નાશતા પછી પોતાની લાઈબ્રેરીમાં ગયા તે જેને સાંભળ્યું. નાશતા ઉપર અથવા ગઇ રાતનાં ડીનર ઉપર જેન હાજર થઈ ન હતી. જેન તુરત પાછળ ગઇ. તેણીએ ઠરાવ કીધો હતો કે બાવાજીને ઠપકાનો સખુંન અથવા કાઉનટેસને એકબી સખુંન કેહેવો નહીં. તેતો ફકત પોતાને માટે ભવીશ્યની ગોઠવણ કરવા ગઇ હતી.

"બાવાજી—હવે આએ ઘેર મને સારૂં નથી, તમે પોતે જોશો કે હું કેહુંછ તેમાં કેટલું વજુદ છે. મેહેરબાની કરી મારે સારૂં કાંઇ બીજી ગોઠવણ કરશો?"

અર્લના મનમાં તો એવું કે આ પંચાતીના કરતાં દરીયાનું મસ તુફાંન પરવડે. "લે છોકરી, તું એવું બેહુંધું

બકવાનું બંધ કર, જરા અક્કલ પકડશે તો થોડા દાહાડામાં સઉ રસતે પડી જશે."

જેનની આંખમાં આસું હતાં. "બાવાજી, મારેથી એક ઘડી અંહી રેહેવાય નહીં. હું મરી જઇશ."

અહે ઘભરાટને મારે ફુંફારા મારવા લાગ્યા, તેવણુને કાંઈ સુજ્યું નહીં એટલે તેવણુને જુઠો જુઠો ઠાંસો થઇ આવ્યો.

"બાવાજી, મેહેરબાની કરી મને જવા દેઓ અને મને કોઇ બીજાં મકાનની મદદ કરો."

"કયું મકાન? તું કરવા શું માંગેછે?"

"મને લાગેછ કે હું આપરા લાહોરવાલા બંગલામાં પાછી જાંઉં, કારણ કે તે બંગલો હજુ ખાલી છે."

"જેન, હું ધારૂંછ કે તારૂં આ બોલવું ચાલવું તદન હેમકાઇ છે. તું તજવીજ કરશે તો અંહી ઘણી સુખથી રેહેશે. તારે શું તારી એવી ખુશી હતી, કે હું પરણુંજ નહીં? એ કાંઈ તમારી સાથ પંચાત કરવા આવી નથી. એતો ઘણી ડાહીછે. તે કરતાં તારી ખુશી. તુંને થોડી મુદત લાહોરવાળા બંગલામાં જઈ રેહેવું હોય તો જા."

"ઠેંક યુ, બાવાજી, મને ખરચને સારૂં ઘણોજ થોડો લવાજમ આપશો તો બસ છે."

"ઠીક છે. જોઈશું—પણ છ મહીનામાં કંટાળીને પાછી નાહાશી નહીં આવે તો મારી મુછ બોરાવી નાખું."

"બાવાજી, હું સાથે લુસીનેબી લઇ જાઉં કેની?"

"નહીં! લાખ વખત નહીં. તું આજે ત્રણપાંચ કરેછ તે મને મુતલગ પસંદ નથી, પણ લુસીને તારી સાથે આવા બળવામાં સાંમેલ થવા હું હરગીજ દેનાર નથી. તમે બધી છોકરીઓ નાશી ગઈ પણ એને હું છોડનાર નથી.

"વારૂં, બાવાજી, હું તારે આજેજ જાઉંછ."

"અં—આવજો. થોડા દાહાડામાં એ બધાં ઘેલાં ગાંડાં ભુલી જશો."

જેન બરતી ઝરતી પોતાના ઓરડામાં ગઈ. ત્યાં મુન્ના ઉંચું નીચું કરતી હતી.

"મુન્ના, હું આજની આજ અંહીથી નીકળી લાહોર આપણા જુના બંગલામાં રેહેવા જાઉંછ. મારી સાથે આવવાની તારી ખુશી છે?"

મુન્ના તો દીઘમુઢ થઇને ઉભી.

"મુન્ના, તારી ખુશી ઉપરાંત હું તને બોલાવતી નથી. જો તુને નહીં આવવા ગમતું હોય તો તું લુસીની સંભાળ લેજે."

"બાઈ, હું તમારી સાથે આઉંછ."

"હું ઘણી ખુશી છેઉં, પણ આપરે ત્યાં બેજ જણ હોઈશું જો——"

"તેનું શું છે? હું આવવાને રાજી છેઉં."

"તારે તો વેક વેહેલી—આપરે આજે અહીંથી નીકળી જવું જોઇયે."

એટલામાં નાદાન લુસી નાચતી કુદતી ઓરડામાં આવી.

"ઓ જેન! આપુને બધાંને સાથે રેહેવાની કેવી મજાહ પડશે. લેડી ઓકબર્ન કેવું હેત કરેછ. તેવણ કેહેતાં હતાં કે હવેથી મારૂં લેસન તેવણ પોતેજ મને આપશે.

"લુસી ડીયર, હું તો જાઉંછ—મારી ઘણી મરજી હતી કે તુને મારી સાથે લઈ જાઉં. પણ બાવાજી——"

"તું જાયછ? કાંહ?"

"હું તો લાહોર આપણા જુના બંગલામાં રેહેવા જાઉંછ."

"પણ કાંય? બાવાજીને તારા વગર કેમ ચાલશે?"

"હવે મારી કાંઇ જરૂર નથી. બાવાજીની આગળ તો બીજું કોઇ છે." આ શબ્દો બોલતાં જેનના પેટમાં કાંઇ થઇ આવ્યું.

લુસી ગડગડ રડી પડી, "ને હું જેન, તારા વગર હું શું કરશ? આપણી જીંદગીમાં આએ પેહેલીજ વાર છુટાં પડશું."

હવે જેનના આંસુના દરવાજા ખુલ્યા. લુસીના ખભાં ઉપર માથું નાખીને તે ઝાર બેઝાર રડી.

"મારી દીકરી, હવે તુ જા, નહીં તો મને વખત થઇ જશે."

લુસી રડતે ચેહેરે બાહાર પડી અને ડ્રાઇંગ રૂમમાં ગઇ જ્યાં લેડી ઓકબર્ન ગોઠવગાઠવ કરતાં હતાં. લુસીના રડતા ચેહેરા ગમ જોઈ તેવણે પુછ્યું, "ડીયર શું છે? કાંય તું રડેછ કાંય ?"

"જેન આજે જતી રેહેછ." લુસી ડચકાં ખાતી બોલી.

"જતી રેહેછ? કાંહ?"

"લાહોરના અમારા જુના બંગલામાં રેહેવા જાયછ. મુન્નાબી સાથે જાયછ ને હમણાં બાંધ રૂંધ કરેછ."

લેડી ઓકબર્ન ચુપ થઇ રહી. તેણીના દીલમાં એક જાતના પસતાવાએ ઘર કરયું હતું.

"લુસી, તારા બાવાજી એ વાત જાણેછ કે?"

"હા—જેન કેહેતી હતી, કે મનેબી સાથે લઇ જવાની બાવાજીની રજા માંગી તે તેવણે ના કહી."

લેડી ઓકબર્ન તેજ ઘડી પોતાના ધણીની શોધમાં નીકળી. અર્લ લાઇબ્રેરીમાંજ હતા.

"લુસી કેહેછ કે લેડી જેન ઘેર છોડી જાયછ. ઓ લાર્ડ ઓકબર્ન, હું જે બીહીતી હતી તેજ થાયછ. આખરે તમારાં ઘરમાં કુસંપનું બી રોપવા હું આવી. કાંઈ કરીનેબી એ અટકાવો."

"નહીં—કાંઇ વળે નહીં—જેનના માથામાં એક વાત આવી કે પછી કાલનો સુરજ આજે કાંય નહીં ઉગે. એ અમારાં કુટુંબનીજ ખોડ છે."

"પણ મારા ડીયર——"

"બસ—બસ—તું નહીં સમજે—તું આપણો દાહાડો બાશાણુ કરશે પણ અહીં વળવાનુ નથી—એને જવા દે ને ઠાકીને પોતાની મેળે પાછી આવશે."

સબર! અર્લ! એવાજ શબ્દો કલારીસને વખતેબી તેં કહ્યા હતા તે યાદ છે? તે હજુ આવી નથી અને તારા દીલમાં તે વીશે કેટલો કચવાટ છે.

લેડી એોકબને ઘણીજ નીરાશ થઇ. તે જાણે વગર બોલાવેલી પીડા જેવી પોતાને ગણવા લાગી. તે જેનના ઓરડા આગળ ગઇ અને બારણું ઠોકયું. જેન ઓરડામાં એખલીજ હતી. કાઉન્ટેસ આંખમાં આંસુ લાવી બોલી.

"ઓ લેડી જેન! મને માફ કર! હું ઘણી દુઃખી થાઉછ. મને હવે લાગેછે, કે મારે આ મકાનમાં દાખલ થવુંજ ન હતુ."

જેન ટંભ ઉભી. "એ વીશેનો વીચાર તમોએ આગમચથી કરવો હતો."

"લેડી જેન, તમે મને હજુ વાપરી નથી. હું તમારી નોકર થઇ રહીશ—ઘરનો સઘળો મામલો તમે સાચવજો—હું——"

પણ જેને તેણીને વધુ બોલતાં અટકાવી "બાઈ, હુ દલગીરછું કે તમારી સાથ વાત કરવાને મને અવકાસ નથી. મેહેરબાની કરી મને રજા આપશો?"

લેડી ઓકબર્ન હવે શું કરે. ઉપાય રહયો નહીં. તે દલગીર ચેહેરે પાછી ફરી અને જતી વખત બોલી કે—"હું તે કીરતાર પાસ એટલી માંગણી કરીશ કે તમે મને વધારે સારી રીતે પીછાણી શકો એવો વખત આવે. તમુને તમારાં બાપીકાં ઘરમાંથી કાહાડી મુકવા કરતાં હું મરવું વધારે પસંદ કરૂં છું."

તેજ દાહાડે સાંહાંજના જેને પોતાનું ઘર છોડયું. તેણીએ ફકત લુસીની મુલાકાત લીધી અને બીજાં કોઇને મલી ન હતી. લાર્ડ ઓકબર્ન તો બાહાર ગયા હતા અને લેડી ઓકબર્નનું મોહોડું જોવાને તે રાજી ન હતી. આ પ્રમાણે તે અચબુચ લાહોરના પોતાના બંગલામાં જઇને રહી.

બીજે દીને તેણીએ પોતાના પીતાજીને કાગળ લખ્યો અને જણાવ્યું કે જો દર માસે તેણીને એકસો રૂપયાનું લવાજમ મલશે તો તે સંતોશથી રહી શકશે. એક રાંધવાવાલો બબરચી અને મુન્ના સીવાય બીજા નોકરોનું તેણીને કામ ન હતું. પણ લાર્ડ ઓકબર્ને તેણીને હડીસો રૂપયાનો લવાજમ બાંધી આપ્યો અને તુરત વેળા તો કામ ચાલયું.

પણ હવે એકાંતવાસમાં જેનને સઘળો મામલો પોતાના ભયંકાર રૂપમાં આગળ આવી ઉભો. તે બીમાર પડી. ડાકટર જાન ગ્રેને બોલાવવામાં આવ્યો, જેણે તુરત જોઇ લીધું કે જેનની બીમારી ફકત ભેજાંની હતી.

"લેડી જેન, જો હું તમુને દવા લખી આપું તો ફોકટના તમારા પૈસા લેવા જેવું છે. તમુને કસી દવાની જરૂર નથી. વખત જતે તમારી સઘળી બીમારી દફે થશે. અર્લના લગ-

નની ખબર લાહોરમાં પડી ચુકી હતી, અને તેથી જેનને કેટલો ઝટકો લાગો હતો તે ચતુર ડાકટર જાન ગ્રે સમજી ગયો હતો. આના સંબંધમાં કાંઈબી ટીકા પારકાને મોહોડે સાંભળે તેવી જેન ન હતી, પણ ડાકટર જાન ગ્રે ઉપર તેણીને અજબ વીશ્વાસ હતો. તેઓ ટેબલ ઉપર સામાસામી બેઠાં હતાં. જેન બોલી,

"ખરૂં છે ડાકટર, વખત જતે સઘલું બરાબર થશે, પણ મારા ઉપર પડેલા ગજબથી હું તદન કચડાઇ ગઈછું, અને જરા શકતીની દવા અકારથ જશે નહીં. હુ પુછતાં ભુલી ગઈ કે લાહોરમાં બધું કેમ ચાલેછ ? ડાકટર કાર્લટનનો ધંધો ચાલેછ કે ?"

જેનના ગમે એવા પક્કા ઠરાવ છતાં તે કાર્લટન અને ફ્લોરા વીશે ખબર મેલવવાને ઇંતેજાર હતી.

"ઘણુંજ સારૂં ચાલેછ—મારા ભાઈનો તમામ ધંધો પડી ભાગોછ અને હવે સઘળી ઘરાકી કાર્લટનને ત્યાં ભરાઇછ."

"તે કેમ ? મને સમજ પડતી નથી."

"પેલી બાઈના અકાલ મરણથી લોકનો વીશ્વાસ મારા ભાઇ ઉપરથી ઉઠી ગયોછ. જો મારેથી નહીં જવાતું તો લોક કાર્લટનને ત્યાં જાયછ. આપરા લોકનું શું ભલું થશે. તે લોકને પારકી પંચાત મોટી છે. જોની હમણાં તમે તમારી બેહેનના વરને નહીં બોલાવ્યો અને મને બોલાવ્યો તે બાબેબી લોકમાં ચાવાચીવી ચાલેછ."

"મને ડાકટર કાર્લેટન મુતલગ પસંદ નથી. એકબારગી તે મારી બેહેન સાથ પરણ્યો નહીંબી હોતે તોબી હું તેને બોલાવતે નહીં. ગરીબ બચારા ડાકટર સ્ટીફનને તો ઘણું લાગતું હશે?"

"હા, ઘણુંજ—તે અંદરથી ઘણો બલાપો કરેછ, પણ તેને ધીરજ છે કે વખત જતે બધું બરાબર થશે."

"પેલી બાઈના કમનશીબ મરણ વીશે કાંઈ બીજો પતો મળ્યો?" જેને પુછ્યું.

"જરાબી નહીં—બચારીની ઘોર મસાનના છહાં ખુણામાં પડેલી છે—કોઇ એનું ખરૂં નામબી જાણતું નથી."

"પણ તે વખતે તો જાહેર થયું હતું, કે તેણીનો ભરથાર બાહાર મુસાફરી કરતો હતો તે પાછો આવી લાગો કેની?"

"કોઇ આવ્યુંબી નથી ને ગયુંબી નથી. બધું સવપના જેવું બની ગયું. માત્ર આ નનામી ઘોર અને મારા ભાઇ ઉપર બદનામી બાકી રહી ગયાં."

"ઘણુંજ નવાઈ જેવું. મને કસી સમજ પડતી નથી. ગરીબ બચારી! મને તો લાગેછ કે એ મરનારનો વખતે ભરથાર નહીંબી હોય."

"મારૂં પોતાનુંબી એવુંજ મત છે, પણ મારો ભાઇ ઘણી મજબુતીથી તેમ માનવા ના પાડેછ, તે કેહેછ કે એ બાઇ પરણેલી હતી એમાં જરાબી શક નથી. જો એક વાતની અડચણ નહીં હતે તો હું તો એમજ માનતે કે ઝેરના ટીપાં મરનારે પોતાને હાથે દવામાં નાખ્યાં."

"અને તે એક વાત શું ?"

"કાર્લેટને દાદર ઉપર જોયલો પેલો ચેહેરો."

"પણ મને તો યાદ છે, કે પછવાડેથી કાર્લેટને ના પાડી કે એવો કોઇ ચેહેરો જોયોજ નથી. એ તો સઘલો વેહેમ હતો?"

"નહીં—નહીં—ખાત્રી રાખો લેડી જેન—ચેહેરો હતો ને ફર હતો, પછવાડેથી કાર્લેટન ગમે એટલું ના પાડે તો શું થયું."

"પણ શું કરવા ના પાડે ?"

"તે કોણ હતું તે તેજ ઘડી નક્કી કરવાની એની ફરજ હતી, જેમ કરવામાં તે ચુકયો. એક સીક બાઇના ઓરડાની બાહાર આ પ્રમાણે ગુપચુપ કોઈ ફરે તો તેની જુસતેજુ કરવાની દરેક ડાકટરની ફરજ છે. કાર્લેટનથી તેમ કરવાને બન્યું નથી એટલે હવે એ છટકી જવા માંગેછ."

"તારે આ બનાવ સાથ તે દાદર પરના ચેહેરાને કાંઈ લાગતું વલગતું છે એમ તમે ધારોછ ?"

"હા, મારૂં એ નક્કી મત છે. મીસીસ કેનનું મરણુ નીપજાવનાર ધણી એ દાદર ઉપરનો ભમતો ભુત છે એ વીશે મને હવે કશો શક નથી."

---

# પ્રકરણ—૪૦.

## ફ્રેડરીકનો શક.

ગરીબ બચારા ડાકટર સ્ટીફન ગ્રેની સામે લાહોરનું પ્રજામત ઘણુંજ સખ્ત થતું જતું હતું. કોઇ કહેવા લાગ્યું કે ડાકટર સ્ટીફન બેદરકાર રહયો હશે. બીજાઓએ મત આપ્યું કે તેને રાબેતા કરતાં વધારે શેમપેન પીધો હશે.

કહેવાની જરૂર નથી કે આ સઘળી ઉસકેરનીમાં ડાકટર કાર્લટનનો છુપો પણ સર્વેથી મોટો હાથ હતો. પજરતા લાકડાંમાં ભડકો ઉઠાડવાની તેની યુકતી ઘણી બારીક રચેલી હતી. ગમે એવી સીફ્તથી ડાકટર કાર્લટને પોતાનું કામ ચલાવ્યું હતું તોએ ગ્રે ભાઇઓને ખબર પડી ચુકી હતી કે આ સઘળું રમખાન મચાવનાર મક્કારે મકરાની તેજ હતો. તેણે પોતાની ઘરાકી વધારવાની આ તક શોધી હતી. આ માટેની ઝાંઝ સર્વે કરતાં સ્ટીફન ગ્રેના છોકરા ફ્રેડરીકને વધારે લાગી હતી.

ડાકટર સ્ટીફનના ઓરડામાં કોચ ઊપર ફીક્કા ચેહેરાની એક નાજુક લેડી અઘેલીને પડેલી છે. આ બાનુ, ડાકટર સ્ટીફન ગ્રેની ઘણીયાણી, પેહેલાંથીજ નબલી અને દેહની દુ:ખી હતી. તે હમણાજ છ મહીને દીલ્લીમાં પોતાની બેહેન પાસેથી હવા ફેરબદલ કરીને આવી હતી. ફ્રેડરીક તેણીના પગ આગળ એક નીચા ઇસટાન ઉપર બેઠો હતો. મા બેટા વચ્ચે જીવે જાનનું હેત હતું. બેટો પોતાની

માને સઘળી હકીકતથી વાકેફ કરતો બેઠો હતો. મીસીસ સ્ટીફન ગ્રેને આ સઘળી ખબર નવીજ હતી, કેમજે તેણીની નબલી તબીયત ધ્યાનમાં રાખીને કોઇએ તેણીને લખ્યું ન હતું. સઘળી હકીકત સાંભળીને તે ચમકીને સોફા ઊપર ખડી બેઠી.

"ફ્રેડરીક, આય વાત મારા ધ્યાનમાં ઉતરતી નથી. તારા બાપે મીક્ષચરમાં ભુલથી ઝેર રેડયું નહી હોય તેની સાબેતી શું ?"

"માયજી, મેં તમુને કહયું કે એ કામ તેવણુને હાથે થયુંજ નથી. જ્યારે તેવણે દવા બનાવી ત્યારે હું આખો વખત આગળ હતો. દરેક દવા નામી તે ટીપે ટીપું મેં જોયું. જ્યારે આપણા દવાખાનામાંથી એ સીસી બાહેર પડી ત્યારે તેમાં ઝેર જેવું કશું હતુંજ નહી."

"હશે દીકરા, તારા બાપ આવી બેદરકારીથી ચુક કરે તે હુંબી માનું નહી. પણ મને એકજ વાત સમજ પડતી નહી, તે એ કે તારી અને તારા કાકાની સાફ જબાની છતાં, આટલાં વરસો થયાં તારા બાપે આ શેહેરમાં ધંધો ચલાવ્યો તે છતાં, અને વળી કારોનરની જુરીએ ખુલ્લો અભીપ્રાય તેની તરફમાં આપ્યો તોબી લોક એટલું બધું તારા બાપ સામે ઉસકેરાઇ કેમ ગયું છે ?"

"કેમજે લોક જંગલી છે." ફ્રેડરીકે ઊતર દીધો, "ગીયા આખા મહીનામાં દસ ઠેકાણેનાબી તેડાં આવ્યાં નથી."

"તારે બધો મામલો કેમ ચાલેછ ?"

"હાલ તરત તો કાકાજી ઉપર બધી ધાડ છે. આપણા ઘણાંક જુના ઘરાકો તો આપણા દુસમનને ત્યાં જાયછ. એ બધું કારસતાન એ લુચ્ચાનુંછે, ને વળી લોકો આગળ સતો થાયછ, કે "હું શું કરૂં. હું તો આ બનાવથી ઘણો દલગીર છું, પણ ડાકટરોએ ઘણી સંભાળ રાખવી જોઇયે. સઉને સઉનાં મા દીકરાં વાહલાંછે, ઈત્યાદી."

"તેં કેમ જાણ્યું, કે એ લોકો આગળ એમ બોલેછ ?"

"મેં ઘણે ઠેકાંણેથી સાંભળયું. એમ કરીને એ આપણાં ઘણાં ઘરાકો ઘસડી જાયછ. એ હવડાં એક અર્લની છોકરી સાથ નાસી જાઇને પરણ્યોછે, તેથી એના મગજમાં ઘણી ધુંઇ આવી છે. એ લોક લાહોરમાં આવ્યા પછી પેહેલીજવાર દેવલમાં આવ્યાં ત્યારે એ લોકને જોવાને શું ભીડ થઇ હતી !"

"તુંબી ગયો હતો કે, ફ્રેડરીક ?" મીસીસ સ્ટીફ્ને પુછ્યું.

"હાજતો, કાર્લટન ખુબ બીધેલો દીસવો હતો, અને જાણે કોઇ પછવાડેથી આવીને પકડવાનું હોય તેમ પાછું ફરી જોતો હતો. માયજી તમે જાંણોછ કે લેડી જેન પાછાં પોતાના જુંના બંગલામાં રેહેવા આવ્યાંછ તે ?"

"દીકરા મારા, હું ધારૂંછ કે ડાકટર કાર્લટનને જે વીષેશણો તું લગાડેછ તે વાજબી નથી. તે કોઇની સાથે નાહાસી ગયો તેની વાત તે જાંણે; આપણને તે સાથ કસું લાગતું વળગતું નથી. તારા બાપની સાંમે તે જો ગીબત કરતો હોય તો તેબી ઘણું ખોટું છે, પણ તે બધું છતાં, તેને લફંગો, હીચકારો વગેરે અપશબદો લગાડવાનો આપણને હક નથી."

"આહ ! અરે મારૂં ચાલતું હોય તો એનો તોટો પીસું."

"ફ્રેડરીક !"

પણ ફ્રેડરીક ઘણો ઉસકેરાઈ ગયો હતો. "માયજી તમારે ગમે તો માનો કે ના માનો, પણ મારી તો ખાતરીછે કે દવામાં ઝેર નાખનાર કાર્લટન પોતેજ છે. જો—આપણા ઘરમાંથી દવા બરાબર ગઈ તેની તો મારી પુરે પુરી ખાતરી છે. અને તે એમની એમ બનસીએ ત્યાં પોંચાડી તેમાંબી મને કશો શક નથી. ત્યારે સીસી આવતાંને વારજ કાર્લટને કેમ જાણ્યું કે તેમાં પ્રુસીક આસીદનો વાસ છે ? તે વખતે તો સીસી બંધ હતી ત્યારે હાથમાં લેતાંને વારજ વાસ આવેજ કેમ ?"

પોતાના આ એકપુરા દીકરાને હદથી જ્યાદા ઉસકેરાયલો જોઇ તેની માએ તેને ઠંડો પાડવાની ઘણી તજવીજ કીધી, પણ ફ્રેડરીક હટયો નહી.

"નહી, માયજી, મારા દીલમાંછે તે મને એક વાર કહી દેવા દો. મને તો તેજ રાતે એ ધુનેહગાર ઉપર શક આવ્યો હતો. ગરીબ બચારી મીસીસ કેનના મરણની ખબર સાંભળતાંજ હું અને કાકાજી મરનારને બંગલે ગયા હતા. આ વાર કાર્લટન તે ઓરડામાંજ હતો, અને પોતાને ઝેરનો કેવો વાસ આવ્યો અને કેવી રીતે સ્ટીફન કાકાને પુછી જોવાની તજવીજ કીધી અને પોતાને ઘર જઇ નવું મીક્ષચર કેમ બનાવ્યું તેની લાંબી લાંબી વાતો કરવા લાગ્યો. કાકા જોને તો તે બધું ખરૂં માન્યું પણ મને તો તરતજ લાગ્યું કે એ જાંણે અગાઉથી ગોઠવી રાખેલો

પાઠ ભરડી જતો હોય. હું ખરૂ કેહુંછ માયજી કે એ બધી મોહોકાંનનો વાળનારો એજ છે એમ મને તેજ દાહાડે લાગ્યું."

"ફ્રેડરીક, ફ્રેડરીક, એ તું શું બોલેછ? મારા હાથ પગ ધુજેછ. જો એ તારી વાત બાહાર પડશે તો તેનાં પરીણામ કેવાં ભયંકારછે તેની તુંને સમજ નથી."

"પણ હું કાંઇ બહાર વાત કરવાનો નથી, હું તો તમુને કહુંછ કારણ કે તે રાત પછીથી એના વીચારે વીચારે મારૂ દીલ ખવાઈ ગયુંછ. બાવાજીને અથવા કાકાજીને પણ મે મારો શક જણાવ્યો નથી, પણ તમે તો જાંણોછો કે બીજાઓના કરતાં મારી તર્ક શક્તી કેટલી ચોકસ છે. મને નકી ગુમાન છે કે તે રાતે કાર્લટન અગાઉથી ગોઠવી રાખેલા પાઠ ભરડી જતો હતો. તેની આંખ અને હોઠના ચેન ચાળાજ ઓર હતા. તે કસાયલો હોવાથી ચેતી ગયો કે મને તેના ઉપર શક હતો તેથી મને ઓરડામાંથી ખેરવવાની ઘણી તજવીજ કીધી. હવે એતો એક વાત થઇ પછી કારોનરની જુરીમાં એની ચાલ જુવો. લાંબી બોલે બોલ મોહોડે કીધેલું તડતડ બોલી ગયો, પણ સઘળું માથાંથી પગ સુધી જુઠું છે એ તેના મોહોડાં ઊપર સાફ લખેલું હતું."

"હવે શું કરૂં! પણ તુ એની પાછલ ખઇ પઇને કાંય મંડયો છ?"

"માયજી, હું ખરૂં કહું છું કે ગુજરેલી બાઇના ઓરડામાં જ્યારે હું દાખલ થયો ત્યારે મારા દીલમાં એની સાંમે એક લેશ ભારબો વીચાર ન હતો, પણ જ્યારે તેણે દવામાં વાસ

આવવાની વાત કહાડી ત્યારે મારૂં માથું ફર્યું કે એ જુઠું બોલેછ, ને આ સઘળા મામલાની એને વધારે ખબર છે."

"ચાલ હવે માંડી વાળ, આ બોલવું મને પસંદ નથી. એ મરનાર બાઇ, કાર્લટનને ઓળખતીબી નહી હતી ત્યારે તેનો ઘાણ કહાડી નાખવામાં કાર્લટનને શું લાભ? કાંઇ ગમતને વાસ્તે તો કાર્લટન એવું કરે નહી. તારૂં બધું બોલવું બેહુંદુ છે."

ફ્રેડરીક વીચારમાં ઉભો. પોતાની માનો આ સવાલ વાજબી હતો. આ સવાલ અગાઉ ઘણીવાર તેના પોતાના ભેજામાં ભમ્યા કીધો હતો, પણ તેનો ખોલાસો સંતોષકારક રીતે તે આપી શકયો ન હતો.

"માયજી, તમે કહોછ તે ખરૂં, પણ એમાં કાંઇબી ભરમ છે જેની મને હજુ સુધી સમજ પડતી નથી. તમે કહોછ તે ખરી વાત કે એમાં કાર્લટનને ફાયદો શું છે? ઘરાકી મેલવવાની મતલબથીજ એ આવું કરે એમ તો હુંબી માનતો નથી. હું શું કરૂં, આએ વીચારથી હું કેટલી રાત થયા સુતો નથી. હોયબી, એ નીરદોષબી હોય. કદાચ પેલા દાદર પરના છુપાયલા આદમીએબી એ કામ કીધું હોય."

"કયો દાદર? કયું આદમી? એ તું શું બોલેછ!" મીસીસ સ્ટીફ્ને અજાયબીથી પુછયું.

"ખરી વાત, એ તો હું કહેતાં ભુલીજ ગયો. જ્યારે કાર્લટન મીસીસ કેનના ઓરડામાંથી બહાર નીકળવા જતો હતો ત્યારે તેણે જોયું કે—બસ બસ મમા બાવાજી આવેછ, જો તેવણ આગળ એક બોલ બોલતા ના!"

ડાકટર સ્ટીફન ઓરડામાં દાખલ થયા. તેવણુના કપાળ ઉપર ચીંતાની કરચલી વળેલી હતી. તે આવતાંને વાર બેઝાર ચેહેરે ઇઝીચેર ઉપર પડયો.

"શું છે? શું છે સ્ટીફન? આજે કાંઇ થાકેલા લાગોછ?" તેની બાઈડીએ પુછયું.

"અરે બળ્યું બધું. મને તો લાગેછ કે આપણુને અહીંથી જવું પડશે. ડાકટર સ્ટીફન ગ્રેએ બેદરકારીથી દવામાં ઝેર ભેળી એક બાઇને મારી નાખી એવી જે વાત છઠ્ઠા ખુણામાં નહીં પોહોંચી હશે ત્યાં આપણુને જવું પડશે એવું લાગેછ. દવાખાનામાં છ સાત જણુ જાનને લઇ જવા ખોટી થાયછ, પણુ મને કોઇ તેડતું નથી. એમ કાંઇ લાંબો વખત ચાલે નહીં."

"ઘણું અજબ જેવું. આવી સાફ જુબાની છતાં લોક કેમ આ પ્રમાણે ગાંડું થતું હશે?"

"કાલેજ મને જાન સાથે વાત થઇ છે. હમારે હવે છુટું પડવા સીવાય ઉપાય નથી. મારૂં પડી ભાગે તે સાથે બીચારો જાનબી નુકસાન પામે એ વાત મને પસંદ નથી. હું ધારૂંછ કે જો હું આએ શેહેરમાં વધારે વખત રહીશ તો હમારી બેહુ જણુની ઘરાકી જતી રહેશે."

ગરીબ બીચારી મીસીસ ગ્રે! બચગીથી માંડેલું ઘર તુટી જવાની અણીપર આવ્યાથી તે ઘભરાઈ "ત્યારે આપણે કયાં જઇશું?" તેણીએ અકળાઇને પુછયું.

"જોઇયે, મારો વીચાર મુંબઈ જવાનો છે. ત્યાં એટલી મોટી વસ્તી છે કે અહીંની વાત કોઇ જાણુવાનું નથી."

"આઓબી એક જાતનો જુલમ છે."

"ચીંતા નહીં, એમાં આપણો કાંઇ કસુર નથી એટલો મારા જીવને સધીયારો છે. મારો ખોદા જાણેછ કે આએ વાતમાં હું કેવો નીર્દોષ છું. તે કીરતાર આપણુને ગેરઈનસાફ થવા દેશે નહીં. કેમ કેહેવાય? વખતે એમાંથી કાંઇ ફાયદોજ થવાનો હોય."

આટલી વાત થવા પછી થોડી વાર દમ ખાઇને મીસીસ ગ્રેએ વળી પાછું પુછયું "ડાકટર કાર્લેટને દાદર ઉપર પેલા ધણીને જોયો તે કોણ હતો સ્ટીફન?" પોતાની માના આ સવાલથી ફ્રેડરીક ધભરાવા લાગ્યો કે રખેને કાંઇ આટો બફાઈ જાય.

"કોણ જાણે, પછવાડેથી કાર્લેટન એમ કેહેતો હતો કે વખતે ચંદનીના ઓળાથી તે ઠગાયો હોય, પણ કોઇ ત્યાં છુપાયલું હતું એમાં તો જરા શક નથી. મેં ને જાને એવી શોધ કરવા પોલીસને ખુબ તાકીદ ખાનગી રીતે કરી હતી. ખરો ગુનેહગાર એ છુપાયલો ધણીજ છે, એ વીશે મારી ખાતરી છે. એમાં શક હોયજ નહીં. કોણ જાણે કેમ લોકોએ મને અંદર સંડોવ્યોછ. ફકત એકજ વાત મને સમજ પડતી નહીં, કે જ્યારે દવા કાર્લેટનના હાથમાં મુકી ત્યારે તેને વાસ ક્યાંથી આવ્યો, તે વખતે દવા તો પેક હતી?"

"એ બધો ગરબર ગોટો થઇ ગયલો છે."

"હા, છે તો ખરો. પેહેલાંથી છેલ્લાં સુધી સમજ પડતી નથી. અલબતે તેમાંથી સાર એજ નીકળેછ કે પેલા છુપાયલો

ધણી મરનાર મીસીસ કેનનો ભરથાર હોવો જોઈએ, અને તેણીને ઠાર કરવા ઘરમાં છુપાઈને આવેલો હોવો જોઇએ. એમજ હોય તો એ ખુન થયલું છે અને મોડે વેહેલે પકડાયા વગર રહેવાનું નથી."

આટલા શબ્દો બોલી ડાકટર સ્ટીફન ગ્રે ઓરડામાંથી બહાર પડયો. મીસીસ ગ્રે અને ફ્રેડરીક એકલાં રહી ગયાં.

" સાંભળ્યું દીકરા, તારા બાવા શું કહેછ તે? દેખઈતું છે કે એ ખુન કરનાર પેલા દાદરપરનો ધણીજ છે ને તું કેવી આડી આડી વાત કરતો હતો."

ફ્રેડરીક પોતાની માને કોટી કરીને બોલ્યો, " એ વીચાર કરતાં કરતાં મારૂં માથું દુઃખી આવ્યું માયજી, દાદર ઉપર કોઇ હશે ખરૂં અને તે કોઇ નઠારૂં માણુસજ હશે, તોબી કાર્લેટન જુઠું બોલ્યો એ વીચાર મારાં મગજ ઉપર ઠસેલો છે તે હું કોઈ રીતે કાહાડી શકતો નથી. કેમ જણાય? વખતે લાંચ રૂસવતથી હોય."

" લાંચ રૂસવત! એ તું શું બકે છે?"

"કદાચ એ કામ કાર્લેટને નહીં કીધું હોય તોબી પેલા માણુસને બચાવવા એ વાત છુપાવતો હોય? માયજી તમે ગુસ્સો ના કરો, મને તો જે લાગેછ તે કેહુંછું. કાર્લેટને કદાચ ગુનાહ કીધો નહીં હોય, પણ એ બાબત વીશે તે કાંઇ વધારે જાણેછ તેની તો મારી પુરેપુરી ખાતરી છે."

---